# બાળવિધવા રૂપવંતી દુઃખ દર્શક

# ભાગ પેહેલો

રચીને

પ્રસિદ્ધ કરનાર

**નરભેરામ કાશીરામ દવે.**

આવૃતી ૧ પેહેલી

પ્રત, ૧,૦૦૦

---

મુંબઈ,

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

---

સને ૧૮૭૭; સંવત ૧૯૩૩.

---

કીમત ૨, રૂપીઆ.

# જાહેર ખબર.

## આ પુસ્તક નીચેને ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

દેશાવર વાળાએ દરએક નકલે ટપાલના ૩ આના વધારે મોકલવા દસ કરતાં વધારે અથવા દસ નંગ મંગાવશે તેને ટપાલ ખર્ચ બેસશે નહિ.

**મુંબઈમાં**—પારસી બજાર સ્ટ્રીટ મધ્યે, ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં તેના માલેક પાસેથી તથા ત્યાં મારા નામથી પણ મળશે.

„ કોટમાં શાપુરજી ફરામજી માદનની દુકાનેથી. બજારગેટ સ્ટ્રીટ.

**બારકોટ**—મેસરસ એચરશા ફરાણી ની કું૦ બુકસેલર, ધોબી-તલાવ ના૦ ૭૬૮ (યુનિઅન પ્રેસની સામે)

„ બારકોટ રામવાડીને નાકે દામોદર ઇશ્વરદાસ બુક ડિપો માંથી તેમજ તેની કોઇ પાસેની દુકાનમાંથી પણ મળશે.

„ બારકોટ મારવાડી બજારમાં ઘી વાળા શેઠ શીવલાલ મોતીચંદની દુકાનેથી નાણાવટી છોટાલાલ પરસોતમ પાસેથી રોકડે નાણે મંગાવી લેવી.

**રાજકોટ**—રાજકોટ મધ્યે, ટ્રેનિંગ કાલેજમાં રાજેશ્રી વીઠલદાસજી ધનજીભાઇ પાસેથી.

**સૂરત**—ચોકબજાર, ફકાભાઇ પરભુદાસ બુક ડિપો માંથી.

**નડીઆદ**—સરકારી ગુજરાતી નિશાળના હેડ માસ્તર રા૦ હરગોવીંદદાસ મયારામ પાસેથી.

**ઉમરેઠ**—કન્યાશાળાના માસ્તર બાપુજી લલુભાઇ પાસેથી રોકડે.

# પ્રસ્તાવના.

સજ્જન સદ્ ગ્રહસ્થ સાહેબો હું આ "બાળવિધવા રૂપવંતી દુઃખદર્શક" નામના પુસ્તક સંબંધી કેટલીક યોગ્ય સૂચના કરૂં છું, તે એકે દરેક જણે પોતાના ખરા અંતઃકરણ અને ખરી ઉલટથી સદરહુ પુસ્તક પ્રથમથી તે છેવટ સૂધી વાંચી મનોયત્ન કરવું, મનોયત્ન કરવું એટલુંજ નહિ પણ એ વિષય ને પોતાના ધ્યાનમાં ઉતારીને તેને ઘટતે રસ્તે જવા તથા તે શા ઉપયોગમાં આવશે ઇત્યાદિ સર્વ જનો એ ઘટતો ઉપાય લેવો.

ઘણા વખતથી એટલે આશરે હજાર પંદરસેં વર્ષ પરની વાત લેતાં જે એક આપણા દેશમાં ખરાબ રીવાજ પસરાયો છે તે એકે બાળલગ્ન કરવાને લોકો એટલા બધા મસ્ત થઇ આગળ પડયા છે કે તે કામ કરવા ઇયા કરાવવા ને જરા પણ આચકો ખાતા નથી. ગરીબ અને તાલેવર એ તો જાણે પોતાના બાપદાદાનો કાયદો સમજી ચૂકયા છે. આ ફળદ્રુપ દેશ જયાં કે કાચૂ સોનું પાકે એવો નામાંકિત્ત દેશ. જેને આર્યાવર્ત અથવા ભરત ખંડ કહે છે, અને તેને આખી દુનિઆ ઓળખે છે, જેમાં જયાં જોઇએ તેવું ઇશ્વરે સુખ આપ્યું છે. ઝાડ પાનથી તથા સરોવરને નદીઓથી તેમજ મોટાં મોટાં જંગલો અને રમણીયય પશુ પંખીઓ તથા ફાડી ખાનાર વિક્રાળ પશુઓથી અને ઝેરી જાનવરથી ભરપૂર છે કે જેની લીલા વર્ણવવી આ જગોએ મુસ્કેલ છે. ટુંકામાં એવો જે આપણો ફળદ્રુપ દેશ તેમાં આપણો જન્મ છે, ત્યારે આપણે પ્રભુનો પૂરો ઉપકાર માનવો જોઇએ. સઘળાં સાધનો છતાં આજકાલ લોકો ઘણા વર્ષથી ખાસડાં ખાતા ખાતા છેક નિર્બળ અવસ્થામાં આવી જઇ પર

રાજને તાબે થયા. અરેરે દુષ્ટ વખત!! અને દુષ્ટજનો. તમે એવું શું કર્યું કે, તમારે માથે એટલાં દુખો પડયાંને આજે એક કંગાલ અવસ્થામાં આવી જઇ છેક પરાધીન થઇ વરણ સંકર બની ગયા છો, તમારો સંપ તમારૂં રાજ, અને તમારૂં શૂર તે ક્યાં ગયું? તમારામાં જે અસલ ચાર વરણના લોકો હતા, તે સઘળું ભંગ થઇ આજે તરેહવાર અગણિત ગ્નાતો બની ગઇ છે જેમાં જરા પણ સંપ દેખાવામાં આવતો નથી. સંપ દેખવામાં આવતો નથી એટલુંજ નહિ પણ પ્રાચીન કાળના આર્ય જનોનો રીવાજ જેમાંનું એક તલ માત્ર આજના આર્ય જનોમાં હોય એ કહેવું અને સાંભળવું અસંભવિત છે. પ્રાચીન આર્ય જનો મોટા યોદ્ધા હતા. શુરાતની તથા સ્વદેશ હિતેચ્છુ હતા, ધર્મિષ્ટ ન્યાયી અને વેદાજ્ઞ હતા; ઇત્યાદિ એક જે આપણે કૈલાસ પૂરીનું સુખ સાંભળીએ છીએ તેવું સુખ તે વખતમાં ભોગવતા હશે એમાં જરા પણ શક નહિ. વગરે વધારે કહેવું એ હાલમાં દલગીર ભરેલું છે. હવે તો ફિકર ના કરવી જે થયું તે ખરૂં જે જોઇએ તે સૌ છે, પણ એક સંપ નથી, માટે પ્રથમ સંપ કરવો. વળી એક બીજામાં જે હું પદ વધી જઇ દુરાચરણ પસરાયું છે, તે છોડી એકદમ તો ક્યાંથી પણ રફ્તે રફ્તે અસલ પંક્તિમાં આવવાને દરેક આર્ય જનોએ યાહોમ કરીને પડવું જોઇએ. આટલી વાત બંધ કરી આ વિષય સંબંધી બોલવું જોઇએ તે એકે આપણામાં બાળલગ્ન કરવાનો ચાલ ઘણા કાળથી ચાલતો આવેલો તે એટલો બધો વધી ગયો છે કે તે માંહે ઘણી ખરી વખત આબરૂદાર ફરજંદોની આબરૂ લુંટાય છે; એટલુંજ નહિ પણ તે છેક સરકાર સુધી ઘસડાય છે. બાળલગ્ન કરવું એવું પ્રાચીન વખતમાં જરા પણ ન હોતું એવું અનુમાન કેટલાંક જુનાં પુસ્તકો તથા ઇતિહાસ પરથી જોવામાં આવેછે. એ વિષે આ પુસ્તકમાં અગાડી જતાં કેટલેક ભાગે ટુંકામાં બયાન કરવામાં આવ્યું છે તે વાંચેથી માલમ પડશે. દલગીરછું

કે, બ્રાહ્મણ, વાણિઆ, ક્ષત્રી ઇત્યાદિ તેઓજ ઉંચી જાતની ના-તમાં બાળલગ્ન થાય છે. પાંચ છ વર્ષની છોકરી અને ૪, ૫ વર્ષનો છોકરો અથવા ૧૫, ૨૦ વર્ષનો છોકરો ને ૬, ૭ વર્ષ ની છોકરી સાથે લગ્ન કરાવે છે. અરેરે કેવું અણઘટતું છે! તેઓને જે મોટપણે ભણી ગણી તથા એક બીજાઓને ઓળખી વગરે પરણવું જોઇએ તે સઘળું દૂર કરી આ કમકમાટ ભરેલો રીવાજ કરે છે, અસલના આર્યજનો ૨૦, ૨૫, વર્ષની ઉમ્મર સૂધી ભણી ગણી વગરે કેટલીક બાબતોમાં હોંશિઆર થઇ વિદ્યુતા દર્શાવતા ત્યારે તેમનાં મા બાપ તેમના લગ્નની વાત કાઢતા. વળી તેમાં કેટલાકતો ધાર્યું કરી ઇચ્છાવર પરણેત કરતા તે હવે ક્યાં છે? ખરેખર આ તો કળી કહે છે તે બરાબર કળીજ આવ્યો છે એમાં શક નહિઃ શું સત્યાનાશ વાળી દીધું છે કે તેમનાં મા-બાપ તેઓને પુરૂં ભણાવતાં નથી તથા તેમને જે નાનપણમ શીળી નીકળે છે તેનો ભય નહિજ રાખતાં તુરત બાળલગ્ન કરા-વે છે. વળી તેમાં કેટલીક નાતમાં તો જેમ ઢોરને વેચે તેમ પો તીકી લાડીલી દીકરીઓને વેચી કેટલાક પૈસો ગ્રહણ કરેછે. અરેરે એવાં દુષ્ટ મા બાપાં તમે દીકરીનાંજ પેટપર બેઠયાંછો? તમારૂં કયે અવતારે સારૂં થશે? મારા દેખવામાં જેણે એ રીતથી પૈસો ગ્રહણ કર્યો છે, તેઓ આખરે ભીખ માગતા થયા છે અને તેઓ દુષ્ટકર્મને બંધન થઇ ચૂકયા છે. પૈસો લેવાની લાલચે દીકરી નો વર ગમે તો બોબડો હોય, કાણો હોય ઇત્યાદિ તે નહિ જોતાં પો-તાનો સ્વાર્થ તાકેછે, ધિક છે તેવાં કરનારાંને કે દુનિઆમાં હજારો ધંધા મળવા છતાં નીચ કર્મને આધિન થાય છે. બાળલગ્ન કર્યાથી દુનિઆમાં નાના પ્રકારના રોગ ફેલાય છે. કૂળને કલંક લગાડે છે. દરિદ્રતાને વશ થાય છે. તેમજ દેવાદાર પણ થાય છે. શૌર્યથી મંદ રહે છે અને પ્રજા ઘણી હલકી હાલતમાં જન્મે છે તે સર્વે પ્રકાર આજે આબેહૂબ જોવામાં આવે છે. ઉપલો દુઃખ દાયક ભરેલો રીવાજ આપણી ઘણી ખરી નાતમાં પસરી ગયો

છે, જે માંહે અણઘટતાં દુઃખો પ્રાપ્ત થાય છે અને રાજા અને રંક આબરૂદાર અને વેપારી સૌને બટ્ટો લાગે છે, તે ખરેખર આ પુસ્તક વાંચેથી માલમ પડશે.

આ "બાળવિધવા રૂપવંતી દુઃખદર્શક" નામની વાર્તા (ગદ્ય પદ્ય રૂપે) મેં મનકલ્પિત કરીછે. પરંતુ તે બીજે રૂપે સાચી માનવાને કંઇજ હરકત નથી. સઘળાં જનોના જાણવામાં છે કે બાળલગ્ન એ નિષેધ છે, છતાં એ દુષ્ટકર્મ કરવાને લોકો ચાલુજ રહે છે.

આ પુસ્તક મેં સને ૧૮૬૯–૭૦ ની સાલમાં બનાવ્યું હતું. પરંતુ તે વખતે મને બહાર પાડવાને કોઇ પણ જાતનો અવકાશ ન હોતો. સદરહુ પુસ્તકમાં પ્રથમથી તે છેવટ સુધીમાં તેજ વખતની મારી લઘુ બુદ્ધિથી રચેલું છે, ને તેજ પ્રમાણે હાલ પ્રગટ કરી દેશી સદગ્રહસ્થોની હજૂર ધર્યું છે. પુસ્તક કાઢતાં મારા મનને વિચાર થયો કે ફરીથી એને એક વાર વાંચી સુધારી છપાવ્યું હોય તો વધારે સારૂં, પણ હું આજારી હોવાથી તથા કેટલાંક હથિઆરમંદ હોવાથી તેવું ને તેવુંજ છપાવી બહાર પાડયું છે, આગળ જતાં સધારણ તરીકે સહેજ સહેજ ફેરફાર કર્યો છે. સર્વ જનોએ આ પુસ્તક રચવા સંબંધીમાં મારી તે વખતની બુદ્ધિ ઉપર અને પ્રગટ કરવાની શરૂઆતમાં મને જે જે અડચણો પડેલી તેપર વિચાર લેવો. પ્રથમ જયારે આ પુસ્તક રચવા માંડયું તે વખતે મારી ઉમર વીશ વર્ષની હતી. હાલમાંઆરખું પુસ્તક છપાયા પછી મને માલમ પડયું કે પ્રકરણ ન પાડતાં વાર્તા રૂપે કર્યું હોયતો ઠીક પડતે, પણ હાલ લોકોમાં નાટક પુસ્તકો થયા તેવાંજ કોઇ બીજાં પુસ્તકો વાંચવાનો શોખ વધી ગયોછે એમ જાણી મેં તેવીજ ઢબમાં રહેવા દીધું છે. ખરેખર તેમાં કોઇ કોઇ જગોએ ભૂલો થઇ હશે. વાંચનારા સજ્જન સદગ્રહસ્થો એ આ વિષય પર તથા મને પડેલી અડચણો પર ધ્યાન પહોંચાડી જયાં જયાં ચૂક માલમ પડે ત્યાં ત્યાં માફ કરી સુધારી વાંચવું.

હું. નરભેરામ કાશીરામ દવે.

# પ્રસ્તાવના.

લખવાને ખુશી ઉપજેછે કે મુંબાઇ શેહેરના પ્રખ્યાત માનવંતા સેઠ માધવદાસ રૂગનાથદાસે મને આ પુસ્તક છપાવવામાં કેટલીક યોગ્ય મદત કરીછે જેથી તેઓના મારાપર ઉપકાર થયોછે. એઓ સાહેબ એક સુધારાના સાથીછે તેમજ ગુજરાતી ભાઇઓમાં એ માનવંતાછે.

બીજું આ સાથે મુંબઇના માનવંતા સેઠોએ ઘણીખરી નકલો ખરીદવાને મને મદદ કરીછે તેનો તથા "ગુપ્તઉદારતા કરનારા સેઠોનો" મારા પર અતી આનંદમય ઉપકાર થયોછે. આ પુસ્તક ને લગતી કેટલીક યોગ્ય મદત મારાપરમ સ્નેહી મૂળજી ઠાકરસી એ તથા સેઠ જગમોહનદાસ સામળદાસે કરીછે જેથી તેઓના ઉપકાર માનુંછું.

લા. હું તમારો દુવાગીર સેવક
નરભેરામ કાશીરામ દવે.

તારી. ૨ જી ફેબરવારી શને ૧૮૭૮.

---

# પ્રકરણાવળી

## પ્રકરણ ૧ લું.

સ્થલ—એક રાજનગરી તેમાં રૂપવંતીનું સાસરૂ) ને નવનિધરાય તે કૈલાસપૂરીનો વિદ્વાન બ્રાહ્મણ એ બન્નેનો સંવાદ.

## પ્રકરણ ૨ જું.

સ્થલ—રૂપનાથ કામનાથનું ઘર. (રૂપવંતીના પિતા) નંદકોર રૂપવંતીની પ્રિય બેન. સુભદ્રા, નવનિધરાયની ફોઇની દીકરી. મૂળદેવ નવનિધરાય નો પ્રિય મિત્ર તથા નવનિધરાયનો સંવાદ.

## પ્રકરણ ૩ જું.

સ્થલ—રૂપવંતીની ખાનગી મેડી. રૂપવંતી નવનિધરાય તથા મૂળદેવનો સંવાદ.

## પ્રકરણ ૪ થું.

સ્થલ—નવનિધરાયનો ઉતારો. (રઘુરામનું ઘર) ધનલક્ષ્મી નવનિધરાયની માતુશ્રી તથા મૂળદેવને નવનિધરાયનો સંવાદ.

## પ્રકરણ ૫ મું.

સ્થલ—રૂપનાથ કામનાથનું ઘર. (તેમાં રૂપવંતીની ખાનગી મેડી) રૂપવંતી નવનિધરાય મૂળદેવ ને નંદકોરનો સંવાદ.

## પ્રકરણ ૬ ઠું.

સ્થલ—ઉપરનુંજ. રૂપવંતી, નંદકોર, નવનિધિરાય, મનસુખરામ. (નવનિધિરાયની માસીનો છોકરો) ને છોટમ (રૂપનાથનો ગુમાસ્તો.) એઓનો સંવાદ.

---

## પ્રકરણ ૭ મું.

સ્થલ-રાજમાર્ગ. નવનિધિરાય, મૂળદેવ, ને મનસુખરામનો સંવાદ.

---

## પ્રકરણ ૮ મું.

સ્થલ—પ્રેમચંદ ગાંધીનો વાડો. કાશીવિશ્વનાથ તે નવનિધિરાયના પિતા એ બેન્નેનો સંવાદ.

---

## પ્રકરણ ૯ મું.

સ્થલ—રઘુરામ ભટનું ઘર. કાશીવિશ્વનાથ, મનસુખરામ. ધનલક્ષ્મી, નવનિધિરાય ને છોટમનો સંવાદ.

---

## પ્રકરણ ૧૦ મું.

સ્થલ—રૂપનાથ કામનાથનું ઘર. રૂપવંતી નવનિધિરાય ને નંદકોરનો સંવાદ.

---

## પ્રકરણ ૧૧ મું.

સ્થલ—રઘુરામ ભટનું ઘર. ધનલક્ષ્મી, કાશીવિશ્વનાથ, નવનિધરાય ને મૂળદેવનો સંવાદ.

## પ્રકરણ ૧૨ મું.

સ્થલ—મૂળદેવનું ઘર. મૂળદેવ ને નવનિધરાયનો સંવાદ.



## પ્રકરણ ૧૩ મું.

સ્થલ—રૂપનાથ કામનાથનું ઘર. રૂપવંતી નંદકોરને નવનિધરાયનો સંવાદ.



## પ્રકરણ ૧૪ મું.

સ્થલ—મૂળદેવનું ઘર. નવનિધરાય તથા મૂળદેવનો સંવાદ.



## પ્રકરણ ૧૫ મું.

સ્થલ—રૂપવંતીનું ઘર. રૂપવંતી, નવનિધરાય ને મૂળદેવનો સંવાદ.



## પ્રકરણ ૧૬ મું.

સ્થલ—નવનિધરાય, મૂળદેવ ને લખુ સિપાઇ નો સંવાદ.



# બાળવિધવા રૂપવંતી

## દુઃખ દર્શક.

---

### ભાગ ૧.

### પ્રકરણ પેહેલું.

**સ્થલ એક રાજનગરી.** (રૂપવંતીનું સાસરૂં તે હિમ્મતરાવ પાડેકનું ઘર.)

રૂપવંતી—રાજનગરની એક વિધવા સ્ત્રી. (રસીકલાલ હિમ્મતરાવની વહુ.)

નવનિધરાય—કૈલાસપુરીનો વિદ્વાન બ્રાહ્મણ, તે રૂપવંતીના ભાણેજ જમાઈ બળભદ્રનો મિત્ર.

**(રૂપવંતી તથા નવનિધરાયનો સંવાદ)** નવનિધરાય હિમ્મતરાવ પાડેકનું ઘર પૂછતા જાયછે. પછી તે મહોલ્લાના એક ઉભા રહેલા આદમીને કહે છે કે, ભાઇ હિમ્મતરાવ પાડેકનું ઘર કયાં છે. (તે માણસ નવનિધરાયને આંગળી કરીને) પેલું. (નવનિધરાય જાયછે. બારણું ખોલી ઘરમાં પેસે છે. ઘરમાં થોડેક દૂર જઇ આમ તેમ જુવે છે એટલામાં,)

રૂપવંતી—(ઓરડામાંથી નવનિધરાય સામું જોઇને) કેમ ભાઇ, કેનું કામ છે?

**નવનિધરાય**—(ધીમેથી) અત્રે હિમ્મતરાવ પાંડેક છે ?

**રૂપવંતી**—તેઓને તમે ઓળખોછો ?

**નવનિધરાય**—તે હું તમને કહુંછું, પણ તેઓ સાહેબ હાલમાં ક્યાંછે.

**રૂપવંતી**—તેઓનું તમારે શું કામ છે અને તમે તેઓ-નેજ ઓળખતા આવ્યા છો ?

**નવનિધરાય**—તેમજ છે. પણ તમારૂં નામ શું ?

**રૂપવંતી**—મારૂં નામ રૂપવંતી છે.

**નવનિધરાય**—(ખુશી થઇને) વાહ !! પરમેશ્વરનો શું બના-વછે ! જેનું કામ હતું તેજ તમે મારી મનમુક્ત છો.

**રૂપવંતી**—તમારે મારૂં શું કામછે ? તમે મને ઓળખોછો ?

**નવનિધરાય**—તમને હું ઓળખતો નથી, પરંતુ નામથી ઓળખુંછું.

**રૂપવંતી**—તમને મારૂં નામ કોણે બતાવ્યું ?

**નવનિધરાય**—હું કહુંછું, પણ અત્રે તમારા ઘરમાં કોઇ બીજું આદમી છે ?

**રૂપવંતી**—નાજી; ન ચીંત રહો. (જરા મોટેથી) તમે મને કેના તરફથી પીછાણોછો.

**નવનિધરાય**—(ઓળખાણ કાઢીને) મણીપુર શેહેરના રહેનાર બળભદ્ર નામનો મારો મિત્ર છે, અને તેની સાથે હિમ્મતરાવ પાંડેકની દીકરીની દીકરી પરણેલી છે, તેના પીછા-ણથી તે પાંડેકનું ઘર પુછતાં આવ્યોછું. તેમજ તેની મા ગવરીને તેનો સંદેસો કહેવા છે, તથા તેને મળવું છે.

**રૂપવંતી**—વારૂં. તેઓ સઘળાં બહારગામ ગયાં છે. તમારે પાણીબાણી પીવું છે ? વળી તમે મારી સાથે શું વાત કરવા ચાહોછો ?

**નવનિધરાય**—ના; પાણી પીવું નથી. પરંતુ તે બાળભદ્ર મારો ખાસ ઇસ્ટ મિત્ર છે અને તેને ત્યાં મારૂં રહેવું ઘણીકવાર થાય છે, જેથી તેઓની સ્ત્રીને હું ઓળખુંછું, અને તેઓએ મને કહ્યું હતું કે એક મારાં મામી ઘણાં હોંશીઆર અને ભણેલાં છે, પરંતુ તે ઘણાં દુઃખીયાં છે, માટે તમે જ્યારે કોઇ દિવસ જાઓ ત્યારે તમે તેને તથા મારી માને ઓળખશો.

**રૂપવંતી**—વારૂ, તેઓનો કંઇ પત્ર છે? પણ તે બાઇનું નામ શું?

**નવનિધરાય**—પત્ર નથી. ફક્ત ઉપલી ખીક્કાણથી મારે જ્યારે અત્રે કાંઇ કામ સારૂં આવવું પડ્યું, ત્યારે તેઓએ મને કહ્યું હતું કે રાજનગર જાઓ ત્યારે મારી માને કહેજો કે રૂડીબાઇ સારી છે; ઇત્યાદી ઇત્યાદી.

**રૂપવંતી**—વારૂ ભાઇ. (વેગળેથી આંગળી કરીને) પેતે પાથરણે બેસો.

**નવનિધરાય**—ઘણું સારૂં. (પાથરણે બેસેછે) એટલે ફરીથી નવનિધરાયને

**રૂપવંતી**—ભાઇ આપને કયાં રહેવું. અને આપનું નામ શું?

**નવનિધરાય**—મારૂં નામ નવનિધરાય, અને મારે તમારા રાજનગર ગામથી થોડે છેટે કૈલાસપૂરી કરીને નગર છે ત્યાં રહેવું.

**રૂપવંતી**—(ખુશીથી) વાહ! કૈલાસપુર એતો આખી પૃથ્વીમાં પ્રખ્યાત છે, અને ત્યાંના જે કોઇ રહેવાસી તે દેવજ હોયછે.

**નવનિધરાય**—અરે વાહ! એમ તે કેમ કહેવાય!

**રૂપવંતી**—ભાઇ સાહેબ, તમને ખબર તો હશે કે કોઇ રાજા તરફથી પ્રધાન યા એલચી કોઇ બીજી જગોએ કામાર્થે જાય છે ત્યારે તેને ખુદ રાજા જેટલુંજ માન મળે છે.

**નવનિધરાય**—(મનમાં) અહઃ!

**રૂપવંતી**—એમ કેમ! અહઃ કહોછો! શું મારી ગરીબ અને દુખિઆરીનો બોલ નહિ ગમ્યો?

**નવનિધરાય**—શું તમે ગરીબ ને દુખિઆરાં છો?

**રૂપવંતી**—હાજી. મારૂં શરીર એ પ્રકારે છેક બેહાલ થઇ ગયું છે.

**નવનિધરાય**—શાણે કરી છેક બેહાલ થઇ ગયું છે, તે કહેશો?

**રૂપવંતી**—(ધીમેથી) સાચે સાચૂ?

**નવનિધરાય**—તેમાં શો ફેર.

**રૂપવંતી**—આ કહું. પ્રથમ રોયાથી અને અપવાસથી.

**નવનિધરાય**—શું? અપવાસ નકોરડા* કરોછો?

**રૂપવંતી**—ના, ના, ના.

**નવનિધરાય**—ત્યારે કેવી રીતથી.

**રૂપવંતી**—ફક્ત મારે સવારમાં વહેલાં ઉઠવું, પછી દાતણ પાણી કરવું, બાદ પરમેશ્વરની સ્તુતિ કરૂંછું.

**નવનિધરાય**—ઘણું સારૂ, એથી તમારી દેહનું સાર્થક થશે. પરંતુ તેમાં અપવાસની વાત કંઇ નહિ આવી?

**રૂપવંતી**—જરા ધીરજ રાખોને, એટલા તળે ઉપર શા સારૂં થઇ જાઓછો?

**નવનિધરાય**—પૂછ્યું એટલામાં તળે ઉપર થઇ તમને શું કરવાના છીએ, પણ બરાબર જવાબ આપોની કે અઠવાડીઆમાં કયા કયા દિવસ અપવાસમાં લો છો.

**રૂપવંતી**—અઠવાડીઆના સાત દિવસ, તેમાંના કોઇજ અપવાસમાં લેઊંછું.

**નવનિધરાય**—તમારે તે અપવાસ શા વાસ્તે કરવા જોઇએ?

**રૂપવંતી**—મારે દુઃખ છે તેથી.

---

* આખો દિવસ પાણી સરખું પણ પીવું નહિ તે.

**નવનિધરાય**—તમારે શું દુઃખ છે. તે મને બિમાશથી સાચે સાચૂ કહો.

**રૂપવંતી**—પણ આપને બરાબર ક્યાં રહેવું તેતો કહો ?

**નવનિધરાય**—મારે જે રહેવાનું ઠેકાણું છે, તે મેં તમને કહ્યું છે તે નિશ્ચે રાખજો. પણ અપવાસની વાત શા સારૂં કહેવી જવા દો છો.

**રૂપવંતી**—હું જવા દેતી નથી. આ કહું. (કહે છે) પ્રથમ સોમવાર, મંગળવાર અને શનિવાર.

**નવનિધરાય**—(ફરીથી) તમારે કંઇ દુઃખ છે તેથી કરોછો, ને શું દુઃખ છે તે મને કહો.

**રૂપવંતી**—મારા દુઃખનો તો કંઇ પાર નથી, પણ એકદમ તમને કહેવાતું નથી.

**નવનિધરાય**—તમારે માટે તો આવી રહ્યું છે; પરંતુ સ્ત્રીની જાત એકદમ કહે નહિ.

**રૂપવંતી**—હા ! સ્ત્રીની બુધ્ધિ પાનિએ જો ?

**નવનિધરાય**—ઘણું કરીને તમારે છોકરાં જોઇએ છીએ કે કંઇ બીજા કારણસર ?

**રૂપવંતી**—અરે ભાઇ છોકરાંની શી વાત કરો છો ?

**નવનિધરાય**—એમ કેમ નહિ વારૂં ? સ્ત્રી અપવાસ કરે તે છોકરાં સારૂ કે પુણ્ય સારૂ, માટે તમે તેજ વાસ્તે કરો છો એમ લાગે છે.

**રૂપવંતી**—મારે તો તે બેમાંથી કશુંએ જોઇતું નથી.

**નવનિધરાય**—વારૂ. તમે હાથ પગ જોડીને શા વાસ્તે બેસી રહ્યાં છો. જરા ઓરડામાંથી બહાર આવોની ?

**રૂપવંતી**—મને તમારા મિઠાશ ભરેલા શબ્દ ઘણાજ રસીક લાગે છે ને મને આશા છે કે તમે મારા દુઃખની વાત જાણશો ને તેમાંનો કેટલીક ભાગી શકશો ખરા.

**નવનિધરાય**—અપવાસની વાત જવા દેવાનું કરતાં માં.

**રૂપવંતી**—શાબાશ! તેતો સઘળું કહીશ, ને તે હું કેવા અને કયા પ્રકારથી કરૂં છું. તે સઘળાનું તમને જાણ થશે; પણ હું તમને વેગળેથી કેવી લાગું છું?

**નવનિધરાય**—તમે વેગળેથી મારી નજરે સાફ સ્ત્રી જાતમાં લાગો છો.

**રૂપવંતી**—એવિના કંઇ બીજુ માલમ પડે છે?

**નવનિધરાય**—હાવે. ઘણું એ.

**રૂપવંતી**—શું શું તે?

**નવનિધરાય**—તમે નાકે. કાને, પગે અને બીજી જગોએ ઘરેણું કેમ ઘાલ્યું નથી?

**રૂપવંતી**—મને ઘરેણાં ઘાલવાનો ઘાટ અને છમછમાટ પરમેશ્વરે આજકાલ કરતાં ત્રણ વર્ષથી ઉતરાવી નાંખ્યો છે.

**નવનિધરાય**—શા વાસ્તે વારૂ?

**રૂપવંતી**—વારૂ, હું એ કહું છું, પણ તમે જાતે પુરૂષ અને સમજુ છો કે એ વિના આ મારી જાતમાં તમને કંઇ બીજું માલમ પડે છે, ને હાલ હું સ્ત્રીનીજ જાતના શણગારમાં છું?

**નવનિધરાય**—હા તમે સ્ત્રીનીજ જાતમાં છો ને સ્ત્રીજ રૂપમાં છો, મગર સ્ત્રીના જેવું બોલો છો, તથા તમારે નાકે.. કાને અને સુંદર અધર, તેમજ ગાલે ખૂબ સૂરત છુંદણાં પાડેલાં છે જેથી.

**રૂપવંતી**—છુંદણાંની વાત શું કરો છો! છુંદણાં તો દુઃખરૂપી ઝાળ લાગ્યાથી કરમાઇ ગયાં.

**નવનિધરાય**—વાહ! વળી છુંદણાં તે કરમાઇ જતાં હશે?

**રૂપવંતી**—હાવે, કરમાઇ તે કેવાં જાય?

**નવનિધરાય**—શું મેં છુંદણાં જોયાં નથી કે દીઠાં નથી, તમારે જોવાં છે.

**રૂપવંતી**—અત્રે કોની પાસે છે.

**નવનિધરાય**—આ મારે જમણે હાથે (કોણી નીચે) સુંદર ખૂબ સૂરત કમળના જેવો નીલા રંગનો ગોરો છે.

**રૂપવંતી**—લાવો અને તમારો અને મારો સરખાવી જોઇએ, પછી ?

**નવનિધરાય**—હોવે, તમે કહ્યું તે ખરૂં પણ તમને દુઃખ ન લાગે તો કહું.

**રૂપવંતી**—(નમ્રતાઇથી) હાજી, આપની જેવી ઇચ્છા ફરમાવો.

**નવનિધરાય**—(મોટેથી) શું તમે જાતે વિધવા સ્ત્રી છો ?

**રૂપવંતી**—(ખુશી થઇને) મારા મનમાં જે વાત તમને અસલ કહેવાની હતી તે મને મેં તમારે મોઢેથી ઉલટાવી પૂછી જોવાથી દેખાઇ આવી ખરી ! પરંતુ તમે મને વિધવા શા ઉપરથી કહી, તેમજ હું વિધવા છું કે નહિ, તે તમે શા ઉપરથી જાણ્યું ?

**નવનિધરાય**—મેં તમારાં શરીરના એક અવયવ ઉપરથી.

**રૂપવંતી**—(મોં ડાવકું રાખીને) વળી તે કયું અંગ ?

**નવનિધરાય**—તે માથાનું ઢાંકણ.

**રૂપવંતી**—માથાનું ઢાંકણ સ્ત્રીને સાલ્લો ને પુરૂષને પાઘડી.

**નવનિધરાય**—વાહરે, શું ! જયાં ત્યાં તમે ગોળા ગપ્પા મેલો છો કે સ્ત્રીનું ઢાંકણ સાલ્લો ને પુરૂષનું પાઘડી ? પરંતુ જે ખરી વાત છે, તે તમે કહેતાં લાજોછો. પણ તમે અદબ મૂકી કહેશો તોજ કહેવાશે.

**રૂપવંતી**—હાજી. જરા એમ તો ખરૂંજ.

**નવનિધરાય**—લો, ત્યારે હુંજ કહી દેઉં.

**રૂપવંતી**—વાહ, તમારો ઉપકાર; પણ ઉપર તમે કહ્યાં તેવાંજ હશે ક ની?

**નવનિધરાય**—ના, ના, ના; તે તો જુદાંછે. પરંતુ તે તો ઘણી સ્ત્રીઓને હોયછે; પણ જ્યારે સ્ત્રીનો ભરથાર દૈવગતિથી મર્ણ પામેછે, ત્યારે તે ચીજ ઉતરાવી નાંખેછે.

**રૂપવંતી**—શું? મારે હાથે કંકણ કે ચૂડીઓ નથી?

**નવનિધરાય**—નારે તે વાત પછી, પણ એતો બીજુંછે.

**રૂપવંતી**—ત્યારે તે પણ કહો.

**નવનિધરાય**—એકતો ચૂડી, બીજું તમારા માથાનો કેશ એ સૌ નથી.

**રૂપવંતી**—હાજી, તમારે મોઢે કહેવાને એકદમ લાજતી હતી.

**નવનિધરાય**—(ગીતિમાં)

છો શું લક્ષણવંતાં, દીસો છો રે અતિ ઘણાં સારાં,
હતો ક્યાસ, જે (તમ) મનમાં, તે કહી દીધું લાગો છો પ્યારાં?

(એટલામાં)

**રૂપવંતી**—આહા!! શું તમારા મૂખની મધૂર વાણી?

**નવનિધરાય**—તમારા વિવેકમાં કંઇ કસૂર હોય, અને મને સાંભરી આવ્યું કે, તમે જે અપવાસ કરો છો તે વાત કહેવાને તમે કબૂલ થયેલાંછો, માટે તે વાત કરો.

**રૂપવંતી**—હાજી, સાંભળો. (નવનિધરાય સાંભળે છે) હું એક બ્રાહ્મણની દીકરી છું અને મને મારા રાજનગર ગામમાં દસ વર્ષની ઉમરમાં એક કુળવાન બ્રાહ્મણને ઘેર પરણાવી હતી અને જ્યારે મારી ઉમર ૧૨, ૧૩, કે ૧૪ વર્ષની આણાને લાએક થઇ તેવા વખતમાં તમારા ભાઇ મારા સ્વામીનાથ તેનું શરીર દિવસે દિવસે કોઇ ભીતરવ્યાધી થવાથી ઓગળવા માંડયું તથા તેઓની

સઘળી ઇંદ્રીઓ નરમ પડતી ગઇ, અને અંતે એવા પ્રકારથી દૈવયોગે સાધારણ આરામ થયો. વળી તેમને સરકારી ચાકરી હતી, જેથી તેમને પરગામ રહેવાનું વધારે બનતું, વળી તેઓ પોતાને હાથે રાંધી જમવાને ઘણું આળસ રાખતા હતા, જેથીકરી મારે તેઓની સાથે લઘુ વયમાંથીજ રહેવું પડતું હતું. વળી તેઓની કેટલીક શ્રમથી ખાનગી તરીકે ભણવાનું જારી રાખતી હતી, જેથી મને કોઇનો આવેલો કાગળ વાંચવો ને તેનો ઉત્તર લખવો જાણતી હતી. છેવટ સંસારપૂરીનું સુખ નહિ લેતાં તેઓ મારા સ્વામીનાથ થોડા દિવસમાં સ્વર્ગવાસી થયા.

**નવનિધરાય**—(મનમાં) અરેરે !! પ્રભુ ઘણુંજ દલગીર થવા લાયક બિના બની છે. અરે ! રૂપવંતી (નિચું જોઇ) હવે શું આ તમારૂ સુ કુમાર અંગ કરમાઇ જવાનું ?

**રૂપવંતી**—(ધીમેથી) હાજી, સ્ત્રીનું દુઃખ સ્ત્રીજ જાણે, પુરૂષ શું જાણે.

**નવનિધરાય**—જરા તેમાંથી કોઇક તો કહો.

**રૂપવંતી**—ભાઇ, તમારા ગુણની મને જાણ નથી, ત્યાંસૂધી તથા તમને કેટલીક રીતમાં કેળવ્યા નથી ત્યાં સૂધી તમને મેં નહિ કહેવાની (અદબ ભરેલી) વાત કેમ કહી દેવાય ?

**નવનિધરાય**—શું અબળા જાત !! ઘણા વખતથી તમારો ને મારો આ વાત કરવામાં વખત ગયો છે અને હજુ તમે મારા ગુણ જોવા તપાસવા માગોછો.

**રૂપવંતી**—શા વાસ્તે નહિ જોઇએ ? સાંભળો. હું જાતે અબળા અને વળી વિધવા સ્ત્રી કે; મારી વાત બહાર જાય તો કેવું ખરાબ ?

**નવનિધરાય**—એમાં શું ખરાબ.

**રૂપવંતી**—હાય, હાય !! તમેતો દવ બાળ્યો તો; સારૂં થયું કે તમને જે મેં મારી અત્યાર સૂધીમાં વાત કરી છે તે કંઇ પાછી આવવાની નથી, પરંતુ સારૂં થયું કે તમે પેહેલેથીજ જણાવ્યું.

**નવનિધરાય**—(દલગીર સાથે) શું હવે તમે મને આગાડી કેહેવાને નથી ધારતાં ?

**રૂપવંતી**—હા તેમજ થયું. તમે માણસ છો ને વળી સમજુછો તેમજ તમે સારી નરસી વાતોમાં વાકેફદારછો, તો હવે તમ સરખા શાણા આદમીને મોઢેથી એવું વાક્ય નીકળે એ સારૂં નહિ, વળી જોજો કે હજુ સારૂં થયું કે પાશેરામાં પેહેલી પુણી છે.

**નવનિધરાય**—(હશીને) શાબાસ, તમારા મનને હું પાશેરાની પુણી બરાબર ? કેમ ?

**રૂપવંતી**—જરા વિચાર કરો કે પાશેરામાં પેહેલી પુણી તે શું ? વાહ: મારાથી તમને એવું કેહેવાય.

**નવનિધરાય**—(હરખાઇને) હાહા મને સાંભર્યું કે હજુ જે ગુપ વાત રેહેલી છે તે હજુ હવે કરવાની છે ને હું આગળથીજ દવ + બાળુંછું ? કેમ ?

**રૂપવંતી**—હાજી, એવીજ રીતે.

**નવનિધરાય**—(મોડે મુખે) અરે પ્રિય રૂપવંતી, એ સઘળું મારાથી અજાણપણાથી કેહેવાઇ ગયું, માટે હવે આગળ વાત ચાલવાની છે તે બંધ થાય તે સારૂં નહિ, આરે આવેલું વહાણ જાણી જોઇને ડુબાવી દેવું એમાં કેને નુકસાન છે ?

**રૂપવંતી**—વારૂ મેં યાદ રાખ્યું. વળી યાદ રાખજો કે એ વાતમાં તો કંઇ સાર નથી પણ હજુ આગળ ભવ તરવો છે. માટે હવેથી હું જે કહું તે સઘળું પેટમાં રાખજો. વળી હું

---

+ આગ લાગવી (ડુંગરપર જે આગ લાગે છે તેને દવ કહે છે.)

જાતે કોણ માબાપની દીકરી છું, એ સઘળાનો વિચાર કરી કહેવું.

**નવનિધરાય**—(આર્યામાં)

"રે થયો હું ખુશી, સુંદર બોલ (જે) કહ્યો તમે મુજને".
નહિ આજ પછી એવું, સાહસ બોલી નહિ કહું તુજને ૧.
(એ સાંભળી ખુશી થઇ)

**રૂપવંતી**—(આર્યામાં)

"મુજ પ્યારા આજે, વંદન કરીને કહું વળી કાંઇ"
પણ સોગન ખાઓ (મારા) બે બોલીના કદી કહું જ્યાંઇ. ૧
(એટલામાં)

**નવનિધરાય**—આહ !! શું તમારો સુંદર હાસ્ય રસ ભરેલો આર્યાવૃત ! હવેથી તમારા પોતાના કસમ કે કોઇપણ વખતે અવિચાર્યું તમને કે બીજાને કહું તો. માટે હે રૂપવંતી, તમે મને આગળ કહેશો ?

**રૂપવંતી**—તમારા સિવાય મારે કોઇને કહેવાની નથી.

**નવનિધરાય**—ત્યારે હવે પ્રથમ વાત અપવાસની કહો.

**રૂપવંતી**—(નીચું જોઇ) હું દુનિઆદારીની વાતથી કેવળ અજાણીછું, પરંતુ ભણ્યા પછી ઇશ્વર કૃતની ખુદરત લીલા જાણવી વાકેફ થઇછું. વળી આ જગત વિષે માણસ એ સર્વે પ્રાણી કરતાં સર્વોપરી સુખ માણે છે, તો તે મને મારી આ વિધવા અવસ્થામાં અત્યંત દુઃખ સાંભરી આવી અહો નિશદિન આ દેહવિષે અગણિત વિચાર આવી મને દુઃખ કરાવે છે, જેણે કરી મારી કેટલીક જ્ઞાન ઇંદ્રીઓ બેહેર મારી ગઇ છે, જેથી હવે મારી અવસ્થા કેવી અને કયા પ્રકારથી કાઢું છું. તે મેં આપને રૂબરૂ કહેલી બિનાથી પ્રથમથી તે છેવટ સૂધીમાં વાકેફ થયા હશોજ.

**નવનિધરાય**—(દલગીર થઇ) મનેતો તમે જ્યારથી વાત કરો છો ત્યારથી મેં મારા મનમાં ક્યાસ બાંધી લીધો છે. પરંતુ, શું ? તે સારૂં અપવાસ કરવા ?

**રૂપવંતી**—ખાણું તે કેના આગળ ખવાય અને ગાણું તે કેના આગળ ગવાય ?

**નવનિધરાય**—(મોં મલકાવીને) હાઃ બાજરીનું એ ખાણું ખંડાય અને ગાંડુંએ ગવાય.

**રૂપવંતી**—વાહ ! તમે તો કહેતા હતા કે હું કોઇ વખત અવિચાર્યું બોલીશ નહિ, પરંતુ કૂવામાં હોય તોજ અવાડામાં આવે એ કહેવત ઘરડાં કંઇ ખોટી કહી ગયાં નથી.

**નવનિધરાય**—શું જરાએ હસવાનું ટોળ ન કરીએ ?

**રૂપવંતી**—અરેરે ! મારીજ દુખિઆરીની આગળ ?

**નવનિધરાય**—જરા ધીરજ રાખો; જે દુખિઆરૂં છે. ને તેની આગળ એકદમ દુઃખ ભરેલી વાત કરીએ તો તેને, સારૂં તો નહિજ લાગે. પણ તે ગમે તેવા પ્રકારથી દુઃખી હશે, ને જો તેના આગળ એવી રીતથી (ટોળ કરી) કહીશું તો હસ્યા વિના રહેશે, એમ તમને કદી ભાસે છે ?

**રૂપવંતી**—વારૂ એટલેથી બસ કરવું છે ?

**નવનિધરાય**—કેમ શું; પેટ ભરાયું ? વળી અપવાસની જે વાત અધૂરી છે તથા બીજી હવે જે આગળ કહેવા ધારેલી છે તે નથી કહેવી ? મને કપટી જાણ્યો ? પરંતુ હું તેવો નથી. જ્યારે તમારે ને મારે હજુ અગાડી વધારે સમાગમ થનો જશે, ત્યારે હું કેવો માણસ છું. તે તમે સારી પેરે જાણશો.

(એટલામાં)

## ઉપગીતિ.

॥ નારદસરખા મુનીે, હતા ઘણા તે ભણેલ સુ બેશ, ॥
॥ તે પણ આ રીતે, જ્યાં જ્યાં વદતા ધરી ઉપર વેષ ॥ ૧

(એટલામાં)

**રૂપવંતી**—વાહઃ નવનિધરાય, શું તમારા મૂખની મધૂર વાણી ? જેવો જોઇએ તેવોજ દાખલો આપ્યો છે.

**નવનિધરાય**—શું ખોટો છે ?

**રૂપવંતી**—નાજી; ખોટો કેમ કહેવાય ? પણ ખરૂં જોતાં તમે એક ભાંગની બુટ્ટી છો.

**નવનિધરાય**—એમાં હું ભાંગની બુટ્ટી શાનો ?

**રૂપવંતી**—જે સમજુમાં સમજુ તેજ ભાંગની બુટ્ટી કહેવાય.

**નવનિધરાય**—વારૂ, ત્યારે હું તમારા મનને એક નજીવ વસ્તૂ જેવો ઠર્યો ?

**રૂપવંતી**—ના, તેમ નહિ; પણ તમારા બોલવા ઉપરથી મને ભાસે છે કે તમે સંસાર સંબંધી તથા ઇશ્વર સંબંધી પુસ્તકો વાંચી અધિક સમજણ મેળવી છે. વળી તેમાં વધારે એ કે તમે કવિતા બનાવી જાણોછો.

**નવનિધરાય**—એટલું બધું તો હું જાણતો નથી, પણ અમારો એક કવિતારૂપ ગુરૂ છે કે જેના આધારથી પીંગળ ભણી ડીંગળ મેલવા શીખ્યોછું.

**રૂપવંતી**—વારૂજી, દુનીઆમાં જે સમજુ છે તે કંઇ અમસ્થા ફરતા નથી, પણ તે આડે ગાંડે કુમેદ હોય છે ત્યારેજ મોં કાઢી બહાર ફરે છે અને આ પ્રમાણે સવાલ ઉપર સવાલ દે છે.

**નવનિધરાય**—એ બધું ટોળ કરવાનું કારણ જાણ્યું.

**રૂપવંતી**—જોજો વધારે બોલતા, સ્ત્રીની બુધ્ધિ પાનિએ જો ?

**નવનિધરાય**—મને કંઇ ફિકર નથી; તેમજ પુરૂષ થઇ પુરૂષ ફિકર રાખતો નથી.

**રૂપવંતી**—એમ કેમ ? મને કંઇ બરાબર સમજ ન પડી.

**નવનિધરાય**—પુરૂષને કોઇ વાતની ફિકર નથી.

**રૂપવંતી**—કવિના ચેલા સાહેબ, સ્ત્રીના કરતાં પુરૂષને હજાર દરજ્જે ફિકર હોય છે. પુરૂષ વિદ્વાન હોય ને તે કુળવાન તથા આબરૂવાન હોય ને તે જ્યારે કોઇ નજીવ કામમાં પડે ત્યારે તેને દુનિઆમાં ઓછી કેહેણ રહે છે? પણ તમારા વિષે તો મને લાગે છે કે તમે એવા નથી. પણ ઉપરની હકિકતથી એવું બન્યું છે કે હું કેટલા સુમારમાં છું તે તમે જોઇ લીધું. હવે. ફિકર નહિ. વળી હું તમને એક વાત કહું તે ધ્યાનમાં લેશો ?

**નવનિધરાય**—હોવે રે હોવે ધાન્યમાં લેઇશું ?

**રૂપવંતી**—હજુ સૂધી તમારી અસલ પ્રકૃતિ મશ્કરી કરવાની ગઇ નહિ.

**નવનિધરાય**—શું મે ખોટું કહ્યું ?

**રૂપવંતી**—જરા ફરીથી કહો.

**નવનિધરાય**—ધાન્યમાં લેઇશું.

**રૂપવંતી**—શું ધાનમાં લેશો ?

**નવનિધરાય**—(નીચું જોઇ ઉંચુ જોઇ હાથના ચાળામાં) જુવો શાણાબાઇ, ધાન્યમાં તો પાતળી પાતળી દાળ, રોટલી, શાક ચટણી વગરે ઘણું લેવાય છે.

**રૂપવંતી**—શાબાશ! એક ચોપડીમાં લખ્યું છે કે એક વખતે એ ગામની સીમનો ટંટો થયો ત્યારે તે ટંટો તપાસવાને કોઇ સાહેબ આવ્યો હતો. સાહેબે બન્ને પક્ષવાળાઓને કહ્યું કે તમે જો ગીતા ઉપર હાથ મૂકોતો જે ગીતાપર હાથ મૂકે તે પ્રમાણે તેનો હક ઠરે. પછી સાહેબે તેના એક સિપાઇને કહ્યું કે સિપાઇ ગાંવમેં જાકર કોઇ બમનકે ઉદરસેં ગીતા લાવ. સિપાઇ બોલ્યો બહુત અચ્છા સાહેબ. પછી સિપાઇ તો ઝટપટ તરવાર પટો આમથી તેમ કસકસાવી પગમાં ખડોબડો વાળી એક ઝપાટે ગામમાં જઇ ઘેટો લાવ્યો ને સાહેબને કહ્યું ઘેટો લાયે સાહેબ, એટલે તો આજુ બાજુના લોક ખડખડાટ હસી પડયા.

જુઓ એટલા માણસમાં તેની કેટલી નીચી થઇ? (આંખના અણસારામાં જરા માંથુ હલાવીને) વિચાર કરો. (એટલામાં)

**નવનિધરાય**—હું કંઇ ઘેલોએટો લાગ્યો નથી.

**રૂપવંતી**—ફરીથી જરા વિચાર કરો, મેં તમને એમ કહ્યું કે તમે ધ્યાનમાં લેશો. ત્યારે તમે કહ્યું કે ધાન્યમાં તો બધુંએ લેવાય; શું તમારૂં સાંભળવું? અમસ્થો વખત ગાળ્યો. ટુંકુ કરો ને પાધરા પાધરા સીધા ચાલો.

**નવનિધરાય**—હાં હાં! સમજ્યો, ધ્યાનમાં લેશો? હવે બરાબર, સમજ્યો.

**રૂપવંતી**—(ફરીથી) ઠીક ત્યારે પણ આ સહેજ કહું છું તે ખૂબ મનમાં ઠસાવી રાખજો.

**નવનિધરાય**—ઘણું સારૂં, હવે એવું કદી ના બને કની?

(એટલામાં)

**રૂપવંતી**—અત્રે મારૂં સાસરૂં છે. વળી તમે જે કામે અત્રે આવ્યા હતા તેતો થયું નહિ પણ ઉલટું બકરી કાઢતાં ઉંટ પેઠયું એવું થયું.

**નવનિધરાય**—(હસીને) શું રૂપવંતી, એમ થયું?

**રૂપવંતી**—ખરૂજ તો! પુણ્ય કરતાં પાપની ઝાળમાં તમારે ફસવું પડયું.

**નવનિધરાય**—નહિ બાઇ; એવી કંઇ ઝાળબાળ લગાડશો નહિ.

**રૂપવંતી**—ડરશો નહિ. અત્રે તમે ને હું બંને જણાંછીએ. મારાં સાસુ, મોટી નણંદ, ને સસરો ૪–૫ દિવસથી બહારગામ ગયાં છે. તે આજરોજ આવવાનાં છે. મારી નાની નણંદ તેને સાસરે ગઇ છે. મારે દિએર છે તેતો નાનો છે, ને તેપણ તેની સાથે ગયો છે માટે નચિંત રહેજો.

**નવનિધરાય**—શું, નચિંત રહે! ઉલટી તમારી વાત સાંભળીને ખુશી થયો.

**રૂપવંતી**—વાહ! શું ખુશી થયા?

**નવનિધરાય**—તે એ કે, હું જે કામે તમારે સાસરે આવ્યો છું તે હવે જલદી થશે.

**રૂપવંતી**—અરરરર!! દવ બાળયો તો!!! (એટલામાં)

**નવનિધરાય**—પાધરૂં કહ્યું તેમાં દવ શાનો બાળયો? બરાબર કહો? મને કંઇ વેહેમ પડયો.

**રૂપવંતી**—કહું. પછી રૂપવંતી મનમાં વિચાર કરી કહે છે; (સાંભળો)

**નવનિધરાય**—હાં કહો હાં.

**રૂપવંતી**—શું હાં કહો, હાં. કંઇ મનમાં જોઉં તો ખરી; ઘરમાં ખીલે બાંધેલી ગાય તો છૂટી નથી ગઇ.

**નવનિધરાય**—નહિરે એમ નહિ, તમે અવળું સમજોછો.

**રૂપવંતી**—હજુ તમે જ્યાં ત્યાં હસવાની વાત કરો છો.

**નવનિધરાય**—નહિ, મેં કહ્યું કે હા કહો. (પછી)

**રૂપવંતી**—(લાંબેથી) એમ કહો ને ત્યારે, સીધો સીધો જવાબ આપતાં શું થાયછે? ઠીક. હવે એક કામ કરવું, તે એ કે તમે અત્રે તમારે કામ સારૂ આવ્યા છો તેની ના નહિ પણ મારી સાસુ સસરો ઘેર નથી અને તમે આવ્યા છો, માટે તે જો આવી પડે તો તેને કંઈ શંકા પડે, માટે (એટલામાં)

**નવનિધરાય**—વળી શું શંકા પડવાની છે?

**રૂપવંતી**—કેમ નહિ? હું સ્ત્રી અને તમે પુરૂષ તો આ ઘરમાં તમે જેને સારૂ આવ્યા છો, તે ઘરમાં નથી અને જ્યારે આવે ત્યારે દેખે તો તમારી તો શું પણ મારી તો પત્તર ખોખણી નાંખે.

નવનિધરાય—એમાં શું તે કરવાનાં છે.

રૂપવંતી—હજુ તમને ઉંડી નજર પહોંચાડતાં આવડતી નથી, જરા વિચાર કરો. (નવનિધરાય વિચાર કરે છે ને પછી)

નવનિધરાય—હું સમજ્યો? તમારી વાત ઊંડી છે.

રૂપવંતી—એમ ત્યારે; વાસ્તે હવે આપણે કંઇ ઉપાય કરવો જોઇએ ખરો. તેઓને આવવા વેળા થઈ છે.

નવનિધરાય—જુઓ એક કજા કરીએ.

રૂપવંતી—કહો.

નવનિધરાય—કદી તેઓ આવીજ પડે તો હું અત્રે એક જગાએ બેસી રહીશ ને તમે તેને બારણું ઉઘાડી આવજો. પછી હું તેની પાસે જઇશ.

રૂપવંતી—(મનમાં હશીને) એતો મામા પરણ્યા ને ફોઇ રાંડયાં, એકનું એકજ એ કજા સારી નહિ. હું કંઇ બીજો ઊપાય સોધું. (રૂપવંતી વિચાર કરી કહે છે જુવો)

આ ઘરના તાબાનો આ પછીત પછવાડે વાડો છે, ને વાડામાં એક બારી છે, તે બારી સરકારી સર્વામ રસ્તાપર પડે છે માટે કદી તે આવે તો તમને હું સાન કરૂં કે ઝટ ઝટ ધીમે ધીમે દાદરો ઉતરી બારી ઓલીઓલી નીકળી જવું. વળી આ એક, તમને કાગળમાં લખી આપું તે પ્રમાણે નિશાની બંધ આવજો. (પછી રૂપવંતી એક ગોખલામાંથી કાગળ ને કલમ લઈ લખી આપે છે. "રાજનગરની કંસારવાડ તેમાં રૂપેરી શેહેરીમાં રૂપનાથ કામનાથ જોશીનું ઘર" એ પ્રમાણે એક કાગળમાં લખી આપી ને રૂપવંતી નવનિધરાય સામું જોઇ કોણે બારણું ઠોકયું?

નવનિધરાય—કોણ જાણે ભલા જુઓને? (એટલે)

રૂપવંતી—(મોટેથી) કોણ હશે? (એટલે) (બારણેથી) એ તો હમે છીએ, એટલામાં રૂપવંતી તેમને થોભા-

વીને નવનિધરાય સામુ જાય છે, ને જવાનું કહે છે. નવનિધરાય પાઘડી બાગડી વીંટી ઝુંટી પાછલી પછીતની પાસેના વાડા તરફ જાય છે. રૂપવંતી બારણું ઉઘાડે છે. રૂપવંતીનાં સાસુ સસરો તથા મોઠી નણંદ નાનો દીએર ઘરમાં આવેછે. રૂપવંતી ઝબ ઝબ પાણીનો લોટો આણી તેમની નજીક મૂકે છે. રૂપવંતી ઘણા દિવસથી તેને પીએર ગઇ ન હોતી તેથી તેઓની રજા લેઇ જાય છે.

# પ્રકરણ ૨ જું.

**સ્થલ** રૂપનાથ કામનાથ તે રૂપવંતીના પિતાનું ઘર.

**નંદકોર,**—રૂપવંતીની પ્રિય બેન.

**સુભદ્રા,**—નવનિધરાયની ફોઇની છોકરી.

**મૂળદેવ,**—નવનિધરાયનો પ્રિય મિત્ર.

**નવનિધરાય**—(રૂપવંતીના બાપનું ઘર ખોળી કાઢી બારણું ઠોકીને લાંબેથી) ઉઘાડજો. (એટલે ઘરમાંથી)

**રૂપવંતી**—કોણછે? જે હોય તે બોલજો. એટલે નવનિધરાય મૂળદેવ સાથે ખડકીમાં પેસે છે ને (નવનિધરાય સામું જોઇ) ઠીક ઠીક તમારી ક્યારનીએ ગહ જોયા કરૂંછું કે મેં લખી આપેલો કાગળ તે ખોઇ નાંખ્યો કે શું?

**નવનિધરાય**—(માળપર ચઢતાં ચઢતાં) મારે ભૂલું કેમ? બધું ધૂળજ વળે તો?

**રૂપવંતી**—હા હા!! તમે ઘણા હોંશીઆર છો.

**નવનિધરાય**—મેં મારી મેળે હોંશીઆર કેમ કહેવાય?

**રૂપવંતી**—શા સારૂં નહિ કહેવાય ?

**નવનિધરાય**—સાંભળો કહેવતછે કે વરનીમાં કોને વખાણે ?

**રૂપવંતી**—વરને, પ્રિય વરને.

**નવનિધરાય**—વળી પ્રિયવર તે કયો ?

**રૂપવંતી**—એમ નહિ; એમ, વરને પ્રિય વરને.

**નવનિધરાય**—હાં હાં ખરીવાત; જો મેં મારેજ મોઢેથી કહ્યું હોત કે હુંજ હોંશીઆરછું તો ઉપરની કહેવત મને લાગુ પડત. (વળી કહ્યું છે કે)

## ગીતિ.

॥ રે શું સુંદર ખાણું, ભક્ષ કરવા મનુષ્યને કાજે; ॥
॥ પણ તે સારૂં નડતું છ, જમે ખરાપણુ તુર્ત કહેવા લાજે. ॥ ૧

(એ સાંભળી)

**રૂપવંતી**—વાહ: વાહ: શું મિઠાશ ભરેલો ગીતિ વૃત કહ્યો!! પરંતુ એ ગીતિ વૃતમાં મારી એટલી બધી સમજણ નથી કે તેનો હું બરાબર અર્થ કરી શકું માટે મેહેરબાની કરીને આપણી સાદી અને શુધ્ધ ગૂજરાતી ભાષામાં સમજાવશો !

**નવનિધરાય**—જેવી આપની ઇચ્છા.

(ફરીથી ગદ્યમાં સમજાવે છે.)

સાંભળો જાણે કોઇ માણસે જમવાની નાત કરીછે ને ત્યાં સઘળા જમવા આવેલા લોકો જમાડનાર માણસને માન આપવા સારૂં મુખેથી વિવેકમાં બોલશે કે ભાઇ આજની રસોઇમાં શું કહેવુ છે ? સઘળું રસદાર જેવું જોઇએ તેવુંજ થયું છે. આ મોઘા વરસમાં તમેજ કરો તથા દાળ ઘઉં વગરેની ઊંચામાં ઉંચી જાત પાપરી છે. શાક પણ એક એક દરજ્જે ચઢતાં છે. વગરે થોડા દિવસ ગયા કે તેમાંનુ કોઇ સંભા-

રતું નથી. પરંતુ તે ઘડીનું કહેવું ઘર ધણીને વિવેકમાં માન ખાતર તરીકે છે. (એટલામાં)

**મૂળદેવ**—(નવનિધરાયને) ભાઇ તમને પણ રૂપવંતી એ-વી રીતે કહેતાં હશે કેમ વારૂં ?

**નવનિધરાય**—ખરૂં છે. પણ રૂપવંતીના મનનો ખરો ભાવાર્થ ક્યારે જણાય ?

**મૂળદેવ**—જ્યારે તમે વિચાર્યા વગરનું ટોળ કરી ન બોલો તો.

**નવનિધરાય**—હવેથી જો હું એ પ્રમાણે બોલું તો આ તમારે ગળે હાથ.

**મૂળદેવ**—ભાઇ નવનિધરાય, તમે સ્ત્રી ચરિત્રની વાતો ઘણી વાંચી છે એમાં શક નહિ; જેવી કે મદન મોહિના, નંદ બત્રીસી, સૂડાબોતેરી, ઇત્યાદી. આપણા આગલા કવિ શામળ ભટે સ્ત્રી ચરિત્રનું ભારે વર્ણન કર્યું છે.

**નવનિધરાય**—ભાઇ તમારી વાત સાચી માનુંછું ને આ રૂપવંતી દેખતાંજ કહું છું, તે એ કે સ્ત્રી જાત એકદમ પોતાના મનનો ભાવાર્થ પારકા આદમીને જણાવતી નથી, પરંતુ આંખની, મૂખની અને બીજી કેટલીક તરેહથી ચતુરાઇથી જણાવે છે.

**મૂળદેવ**—આટલા તમે હોંશીઆર છતાં રૂપવંતીના ડહા-પણમાં છેક મધન થઇ ગયા છો અને ઉપરની કહેવત થોડી ઘણી તમનેજ લાગુ પડે એમ છે. હશે. પરંતુ હવે તમારે જે અપવાસની વાત કરવાની છે તે કરો.

**નવનિધરાય**—ભાઇ તે કંઇ રહેવાની નથી; પણ વાતમાંથી વાત એ કે જ્યારે મારે પ્રથમ રૂપવંતીનો મેળાપ થયો ત્યારે તમે ન હોતા. તે વખતે મને રૂપવંતીએ કહ્યું હતું કે સ્ત્રીના કરતાં પુરૂષને વધારે લાજ હોય છે. એ ખરૂં હશે ?

**મૂળદેવ**—હા ખરી વાત છે. હવે પાધરા રહેજો. વચ્ચે નારદિઆં કરશો નહિ.

**નવનિધરાય**—વારૂ ભાઇ. પછી (સામું ફરીને રૂપવંતીને) કહે છે તમે અપવાસ શા સારૂ કરો છો, તે કહો.

**રૂપવંતી**—તમે જાણોછો કે જેને સુખછે તેને ફરવા હરવાનું ઠીક બની શકે છે.

**નવનિધરાય**—વળી ફરવાનું તે શું?

**રૂપવંતી**—તમે અજાણ્યાને કાલા થઇ પૂછોછો એ સારૂં નહિ.

**નવનિધરાય**—નહિ; મને તેની સમજ ન પડી.

**રૂપવંતી**—સમજુ શાણા? તમે તથા હું એક ગ્નાતી છીએ તથા એકજ જીલ્લાનાં રહેનાર છીએ તો જે સ્ત્રી વિધવા થાયછે તેનાથી એક બે વર્ષ બહાર દેવ દરસન સરખું જવાય નહિજ, તેમજ સૌભાગ્યવંતી સ્ત્રીઓને છૂટ છે તેવું કંઇ મારાથી બની શકે?

**નવનિધરાય**—જો ફરવા ધારેતો ખૂણે ખાચરે ફરી શકે ખરી.

**રૂપવંતી**—(નીચું જોઇ) એ સઘળી વાત ખરી. પણ સ્ત્રીના આબેહુબ શણગારથી ફરવા જવાયું?

**નવનિધરાય**—ફિકર નહિ. જો તમે મારી એક શીખામણ માનશો તો અધિક ફાયદો થાય એવું છે. વળી તમારી ઉમ્મર હજુ ઘણી નાનીછે.

**રૂપવંતી**—(હશીને) તે શો ફાયદો? વળી તમને એથી વધારે કહેવાને મને શરમ આવે છે ખરી તોપણ કહું છું તે એકે હમણાં મારી ઉમ્મર યુવા અવસ્થા સાથે ભરજુવાનીમાં જાયછે તેમજ જે વખતે હું વિધવા નહોતી ત્યારે મારી સાથીલી સહિયો સાથે હું પોતાના ખરા હેતુથી કોઇ કોઇ વખતે ખરા શણગાર સાથે

બહાર ફરવા કે દેવ દરસનને જતી કે જેવી સાંજની સુંદર મંદ મંદ હવા તથા સૂરજનાં કિર્ણ વક્રિભવન થવાથી આ મારૂ મૂખ જે શોભી રહેતું હતું તે નથી. તેમજ તે વખતે સંસારપૂરીનું સુખ લેવાને જેજે વિચારો આવી રહી મારૂં મન પ્રફૂલ રહેતું, તે હવે સઘળું વ્યર્થ થઇ, પરાઇનું સુખ જોઇ મારે બળ્યા વિના એક પણ સાધન રહ્યું નથી.

**નવનિધરાય**—(દલગીર થઇ) વારૂં હાલમાં અત્રે લાચાર છીએ. પરંતુ એ વિના કંઇ બીજું દુઃખ છે ?

**રૂપવંતી**—ગાયની જણી વધારે શું કહે. પણ જરા શ્રવણ કરો. ઘરમાં મારે જમવાનો વખત થયો છે, માટે અહીંથી વાત અધુરી રાખો ને હાલમાં તમે ક્યાં ઉતાર્યાછો તથા તમે જમ્યા પણ નહિ હશો. સાચૂ કહો.

**નવનિધરાય**—અત્રે રાજનગરમાં મારી ફોઇનું ઘર છે ત્યાં ઉતર્યોછું ને આજ રોજ મારે પણ અપવાસ છે.

**રૂપવંતી**—શાબાશરે, શાબાસ !! ગાંડી સાસરે ન જાય ને ડાહીને શીખામણ દે, એવું તો થયું. તમે અપવાસ શા સારૂ કરો છો તે મને પ્રથમ કહેશો તોજ હું અગાડી એ વાત કહીશ.

**નવનિધરાય**—આજરોજ મોટામાં મોટી એકાદશી છે જે આપણા હિંદુ લોકનો મુખ્ય તહેવાર ગણાય છે, માટે બ્રાહ્મણને તો એકાદશી કર્યા સિવાય ચાલે નહિ.

**રૂપવંતી**—નાના મને શક પડે છે, તમને રૂપવંતીના કસમ કે તમે અગિઆરશ કરો છો ?

**નવનિધરાય**—તમારી એક મોટી ભૂલ છે. વળી ગમેતેમ થાય પણ સમ તે દેવાય ? તેમ ભલાંછો કે એકદમ કસમ આપી પારકા માણસના મનની વાત લઇ લેવાનું કરો છો. તમે મને કસમ નહિ આપ્યા હોતતો શું હું તમને નહિ કહેત ? પણ કપટી.

હોય તેજ કપટની વાત જાણે. મને મારી વાત કહેવામાં જરા દોષ શંકા કે વાંધો નથી.

રૂપવંતી—હું તેવી નથી; સૌ તમને અગાડી માલમ પડશે. પરંતુ જ્યારે તમારે મુખેથી મારી વાતને તમારી વાત મળતી આવી ત્યારે પૂછવું તો પડે.

નવનિધશ્યચ—શું તે સારૂ કસમ આપવા? કંઇ બીજો ઇલાજ કે કહેવાનું ન હોતું?

રૂપવંતી—તમે જાણતા હોશો કે હું રૂપવંતીને વધારે લંબાવીને કોઇ બીજી વાતની લેહેમાં નાંખુ તો, તમારે જે કહે- વાની વાત તે તે ભૂલી જાય પણ ખપુસ ધારવું કે હું જે વાત- ની જીકર લઉંછું તે પરિપૂર્ણ થાય ને તેની અંદરનો ભાવાર્થ મળે ત્યારેજ છોડું, હું વીસરી જવાની નથી.

નવનિધશ્યચ—ખરૂં જોતાં તમે અણવિશ્વાસુ છો. જગત કર્ત્તા ઇશ્વરનો નિયમ તોડાએ ને કોઇએ આપેલા કસમ તોડાએ તે બરાબર છે. જુઓ મારે આજરોજ અગિઆરશ છે તેથી તથા બીજા કારણસર.

રૂપવંતી—નાજી હમણાં કહો. કદી મરી ગઇતો ભૂત થઇને પણ તમારા પેટની વાત લેવી પડે.

નવનિધશ્યચ—અરેરે શું સ્ત્રી ચરિત્ર!! હું તે વાત કહેતાં જરા આચકો ખાઉં છું.

રૂપવંતી—હું જાતે વિધવા અને મારી પોતાની અદબ ભરેલી વાતો તમને કહેવાને શરમાઇ નહિ તો તમે તો પુરૂષ છો. હજાર આદમીમાં બેસો છો ઉઠો છો, તો મને નથી લાગતું કે કોઇ વિર્લો પુરૂષ નહિ કહેશે. વળી હું તે વાત કોઇને કહીશ નહિ. અત્રે તમારા ને મારા સિવાય કોઇ નથી. મૂળદેવતો રાત દિવસ અમારા ગામમાં ફરે હરે છે તેથી મારા પિતાને ઓળ- ખતા હશે તેથીજ તેઓ આપણને સાન કરી નીચે ગયા છે.

વળી આજરોજ અત્રે તમને શુકનમાં માલણ મળી હોય એમ લાગે છે તે એ કે કોઇપણ પરાયું આદમી હજુ સૂધી અત્રે આવ્યું નથી. વળી કોઇ આવશે તો બારોબાર મારા પિતા પાસે જશે. પણ આ મેડાપર કોઇએ આવશે નહિ માટે તમે કોઇ વાતનો ડર નહિ રાખતાં બેસવું, ને મને તમારી રહેલી અપવાસની વાત કરો.

**નવનિધરાય**—હા હું તમોને સર્વસ્ત કહું છું, પરંતુ તે જરા શરમ ભરેલી છે.

**રૂપવંતી**—ફિકર નહિ. હું જોઊં તો ખરી કે કેવી શરમ ભરેલી છે.

**નવનિધરાય**—(જરા હશીને તથા આમતેમ જોઇ મનમાં કહું કે ન કહું એટલામાં) જુઓ, રૂપવંતી આજકાલ કરતાં ઘણા વરસથી બહાર, તેમ મારા માબાપ આપણી આખી ગ્નાતના ગામોમાં ફરી વળ્યાં પરંતુ મારૂં એવું નસીબ છે કે મને પોતાને લાયક કોઇપણ સ્ત્રી મળતી નથી માટે હું તે મળવા વાસ્તે અપવાસ કરૂં છું. એજ મારૂં કારણ છે.

**રૂપવંતી**—વારૂં ચોકો ચોકડું મળ્યું તો ખરૂં. યાદ કરો કે સૌને પણ એમજ હોય છે.

**નવનિધરાય**—મારે તો સ્ત્રી જોઇએ છીએ માટે એવા ઉપાય લેઊં છું પણ તમે.

**રૂપવંતી**—તમે આવા વિદ્વાન થઇ વેહેમ રૂપી નગરીમાંથી આવ્યા હોય એમ લાગે છે.

**નવનિધરાય**—એ વેહેમ જ્યારે પુરતે પુરતું બેસતું આવે ત્યારેજ ટળે.

**રૂપવંતી**—ખરી વાત છે.

**નવનિધરાય**—મેં તમને પછાડી કહ્યું છે કે તમારા ફાયદાની એક વાત છે તે હું તમને કહીશ, માટે હું તેમાંની કેટલીક આ ઠેકાણે કહું છે તે એ કે, તમે તમારા સ્વર્ગવાસી,

ભરથાર પછાડી અધિક દુઃખ વેઠી તમારા સુકુમાર ખુબ સૂરત અંગને પીગાળી નાંખ્યું તેમ મેં કંઇ સ્ત્રી મળવા સારૂં કર્યું નથી. હશે. તમારો તે પછી શો વિચાર છે? હું મારો અપવાસ કરવો છોડું તો તમે છોડો કે નહિ વારૂં?

રૂપવંતી—(નીચું જોઇ) ઇશ્વર છોડાવે તો છૂટે.

નયનિધશય—હવેથી હું તમારી આગળ જે જે વાત કહું તેનો ખૂબ વિચાર કરજો અને તે ખરી છે કે ખોટી તેનો ક્યાસ કરજો.

રૂપવંતી—વારૂંજી, વારૂં.

નયનિધશય—(લંબાણથી) આ સંસાર પૂરીમાં પરમેશ્વરે માણસને આપેલી વસ્તુઓને હરેક રીતે સારે માર્ગે વાપરવાની તથા ક્લેશ વગર સુખચેનમાં રહેવાને બખશેલી છે. નાનપણમાં જ્યારે જનુંનીની પેટે અવતરીએ છીએ ત્યારથી તે જીવતા સુધીની જીંદગીમાં હરેક જાતનું સુખ અને દુઃખ નિવારણ કરીએ છીએ. પરંતુ તેની સાથે જે સંતોષ રાખી વર્તેછે, તેમજ એકીન મેર રહે છે તે સદાકાળ સુખી રહે છે. માટે હે રૂપવંતી, હું અને તમે આજસુધી જો એકીનથી ચાલ્યાં હોઇશું તો નક્કી જાણવું કે આપણો જગ કર્તા બાપ સારૂંજ કરશે, અને મનકામના પૂરી પાડશે. હવે છેવટ આ જગોએ ખરેખરૂં જણાવું છું તે ધ્યાનમાં લેશો. ઇશ્વરે માણસને નાક, જીભ, આંખ, કાન, પગ વગરે ૧૨ ઇંદ્રિઓ આપી છે અને તે સર્વ પ્રાણીમાં હોય છે. તે સૌ પોત પોતાનું કામ બજાવે છે. આપણે ઉત્તમ મનુષ્ય જાત છીએ, ને તેને વિચાર શક્તિ તથા અંગજ્ઞાન એ બેઉ આપેલાં છે. વિચાર શક્તિથી સારા નરસાનો ક્યાસ કરીએ છીએ. અંગજ્ઞાનથી ભૂખ તરસ તાઢ ઉનું ભાવ વગરે જાણીએ છીએ. તો હાલમાં તમે ને હું જે વાત કરૂં છું તેનો ખરો સાર લેઇ વર્તવું જોઇએ. આપણી મહા પાપી જાતમાં

વિધવા સ્ત્રીને અત્યંત દુઃખ સહેવું પડે છે. આગલા જમાનામાં ઇચ્છાવર પરણવાનો તથા સ્ત્રીને ભણાવવાનો ચાલ હતો. પુરૂષ તથા સ્ત્રી ભણી ગણી સમજુ થઇ પોતાની ખુશી પ્રમાણે વર કન્યા ધારી પાની ગ્રહણ (લગ્ન) કરતાં જેથી તેઓને એમ તરેહનું દુઃખ પડતું ન હોતું. પોતાની ખુશીથી જેમ રાંધેલું અનાજ ગમેતો ગમે તેવું થયું હોય અને તે જમી સંતોષ માનીએ છીએ, તેમ પોતાની ખુશીથી પરણેતની જોડે કદી કંકાસ થતો નથી એ એક ઇચ્છાવર પરણેત કહેવાય છે. બીજું તેઓ મોહોટી ઉમરે પરણતાં, જેથી સીળી (બળીઓ) વગરે કેટલાંક નાનપણમાં થતાં દુઃખોથી જે નુકસાન થાય છે તેથી તે વખતે બે ફિકરથી રહેવાય છે. વગરે આ જગોએ વધારે બોલવાનું છે પણ વખત થોડો છે તેથી હવે સહેજ કહું છું. આપણી હિંદુ ન્યાતમાં ઘણાં તડાં પડેલાં છે, જેથી જે ન્યાતમાં ઘણાં તડ હોય છે તે કદી સુખ પામતું નથી. વળી એક એવો ખરાબ ચાલ છે કે કદી સ્ત્રી મરી ગઇ તો પુરૂષ તુરત પરણે છે ને કદી ન મળે તો એમને એમ તેની સાત પેઢીનો વંશ જાય છે ને વાંઢો ને વાઢો (ડાંડ) મરી જાયછે. આખરે હિંદુ ધર્મ પ્રમાણે સ્મશાનમાં પ્રથમ * આકડી વગેરે પરણાવેછે અને પછી બાળે છે. અરેરે દુષ્ટ ચાલ !! બિચારી વિધવા સ્ત્રીઓ છતાં નહિ મળતા પુરૂષોનો જન્મારો કેવો વ્યર્થ જાય છે ! એ બધું પાપ જેણે આ પાપી કરો ચાલ કાઢયો છે તેને માથે છે. તેમજ હાલના જમાનાના લોકોની પોતાની દીકરીઓ રાંડે છે, મગર તે કુમળી વયમાં મહા મહા દુઃખ વેઠી પોતાનો જન્મારો પૂરો કરી કાળાન્તે સ્મશાનમાં ધરે છે. અરેરે અફસોસ છે !! મને બોલવાને મારૂં મન વધારે ઉભરાય છે. એ બિચારી વિધવાએ સંસારનું શું સુખ દીઠું ? જેવી જનમી તેવી ને તેવીજ મરણ

* ઝાડનો છોડ હોય છે.

પામી. વિચાર કરો કે સ્ત્રી તથા પુરૂષ અને સઘળા પ્રાણીઓમાં નર અને માદા બન્ને મૂકેલાં છે જેઓ આરસ પરસ રહે છે અને સંસારનું સુખ લેછે. આ તો બિચારીને નાનપણથીજ ખૂણો સોંપે છે. ધિક્કાર છે તેના અભાગીયાં માબાપને કે પથ્થરે કેમ ન અવતર્યાં? ગાયની જણી મોંઢેથી તો બોલતી નથી પરંતુ જ્યારે તેને રૂતુ પ્રાપ્ત થાય છે ત્યારે તેને (મદનકામ) તેની ઇંદ્રિઓજ હાથમાં નહિ રહેતાં હજાર સહન કરાવે છે. તેનું ભરજોબન ખીલી રહે છે. તેનાં નાજુક અવયવો ખીલી નીકળે છે, જે તે જોઇ તેનાથી હરનિશ પીડાય છે ને દુઃખી થાયછે. આખરે ઇશ્વરનો કાયદો તોડે છે ને તેમાંથી ગુપ્ત કર્મ કરે છે જે પાપ છાનું રહેતું નથી. તે દાખલો આપણા કવિ નર્મદાસંકરે તેની નર્મ કવિતામાં સઘળું વર્ણન કર્યું છે. માટે હે પ્રિય રૂપવંતી, ઇશ્વરે એમ નથી કહ્યું કે ધણી મરી ગયા પછી અપવાસ કરવા તથા માથાનો કેશ મુડાવી દેવા વગરે ઇશ્વરે જન્મથી આપેલી વસ્તુઓને કાઢી નાંખ્યાથી તેના ગુનેગાર છીએ. નહિ સમજની નાની છોકરી તો લાચાર છે. પણ તેના માબાપને તથા તેનાં સગાં કુટુંબી તથા ન્યાતીને એ બાળ હત્યા પાપ સિવાય જગતમાં બીજું કોઇ પાપ નથી. સૌમનનું છે. સમજુ હોઇએ ને જો લોક વિધવા સ્ત્રી તથા પોતાની કુમળી પુત્રીનું સુખ જાણે તો તેનો સહેજ ઉપાય છે. (આ બધી વાત નવનિધરાય રૂપવંતીના આગળ કરે છે તેમ રૂપવંતીની આંખોમાથી દડદડ આસુંની સરિતા વહે છે. તે લાજની મરી ડસકાં ખાતી જાય છે. પોતાના પેહેરેલા કપડાના પાલવથી અશ્રૂ (આંસું) લુછે છે. નવનિધરાય પણ દલગીર થાય છે, અને તેને રો ના પ્રિય રૂઆ નહિ એમ કહે છે. (એટલામાં ડસકલેમેર.)

**રૂપવંતી**—અરેરે ગુણના ભરેલા શાણા ને સમજુ નવનિધરાય તમે વિધવા સ્ત્રીના દુઃખનું આબેહુબ ચિત્ર કહ્યું જેમ તે

ખરેખર મારા મનમાં ઉતર્યું છે. (પછી રૂપવંતી નીચે પ્રમાણે ગીત કહે છે.)

---

## પદ રાહ ઠુમરી.

"વહી ગયો કોઇ જૉગ મૂરખ મૂખથી ના બોલેરે, મૂરખ; વહી,ટેક."
"છોકરાપણુ આળસમાં ગુમાવ્યો, યુવા પણ સૌ ખેલ મચાવ્યો;
"વૃધ્ધાપણ ગતિ મૂક, સજન મૂખથી ના બોલેરે, ખરે મૂખથી,
વહી ૧"

"બાળાપણ હું મુગધા નારી, ભરજોબન પીડથી દુઃખિઆરી;
"કામ બાણા તીર અંગે સહૂ, દીનરાત હું ઝોલેરે ખરે વહી ૨"
"કેશર ઘોળી ભર્યું ઘટમાંહીં, નાથ વગર સૌ ઉજ્જડ જ્યાંહી;
"પ્રેમ પદારથ માંહીં ભમે, મન તરવર ડોલેરે, ખરે મન. વહી. ૩"
"બાળ લગન દુરભાગ્ય દહન જન, કોટી વૃથા ઘરમાં હોય ધન પણ;
"વિના ગોદમાંનાથ, નિર્ભે રંગ કેમ કરી રોળોરે; ખરે રંગ,
વહી ૪"

(એટલામાં)

**નવનિધરાય**---વાહ !! શું તમારૂં ગાણું ? તમારા ગાણામાં મિઠાશ અને ગોહ્યાર્થ રહ્યો છે. વારૂ પણ રૂપવંતી, આવી જાતનું ગાણું ખરેખર વિધવા સ્ત્રીના અત્યંત દુઃખનું છે. ઠીક થયું. હું પણ એને ઉતારી લેઇશ કારણ એ કવિતા મન રંજન. કર્તા છે.

**રૂપવંતી**—વારૂં ભાઇ શું કરીએ લાચારીથી જે કંઇ મોઢે આવી રહ્યું હતું તે કહ્યું પછી ગમે તેવું હોય.

**નવનિધરાય**—ખરેખર વિધવા સ્ત્રીને પોતાના અણગમતા વખતે મોઢે કરી ગાવા લાયક છે, જેથી સહેજ મનને આરામ આપે છે એટલુંજ નહિ પણ તેમાંથી ઘણો સાર માલ-

મ પડે છે. જે સમજુછે અને કવિતા ગાઈ શકી તેનો અર્થ જાણે છે, તે આ તમારા ગાણાનો બરાબર ચિતાર કરશે. (એટલામાં નીચેથી કોઈ બારણું ઠોકે છે. રૂપવંતી તેને ઝટ ઝડ બારણું ઉઘાડે છે. બારણું ખોલી જુએ છે તો એક છોકરી નજરે પડે છે ને તે કહે છે મારા નવનિધરાય આવ્યા છે?)

**રૂપવંતી**—હા આવ્યા છે પણ તમારૂં નામ શું?

**સુભદ્રા**—મારૂં નામ સુભદ્રા પણ મને નવનિધરાયને મેળવો.

**રૂપવંતી**—(તેને સાન કરીને) આ મેડાપર છે તમે જાઓ.

**સુભદ્રા**—વારૂં (એમ કહી મેડાપર ચડે છે.)

**નવનિધરાય**—(નીચે આવી) કેમ કેમ સુભદ્રા કેમ છે? તને આ ઘર કોણે બતાવ્યું, ને એવડી કેમ ઉતાવળી થઈ ગાભરી ગાભરી બોલે છે?

**સુભદ્રા**—ભાઈ તમારૂં ઘણું કામ પડ્યું છે. મામા તથા તમારી મા ક્યારનાં કહ્યા કરે છે કે ભાઈ તો સારો; જ્યાં તો પોતાનું કામ મુકી રખડતો ફરે.

**નવનિધરાય**—વારૂં એવિના કંઈ કહેતા હતા કે?

**સુભદ્રા**—મને તો ઘણું એ કહ્યું હતું પણ મને જે યાદ છે તે કહું છું, હવે ચાલો.

**નવનિધરાય**—વારૂ, ફિકર નહિ. તું જા ને બાપાને એમ કહેજે કે હમણાં આમાણાં આવે છે. ને કહેજે કે નવનિધરાય તેના મિત્રને ત્યાં કંઈ જરૂરનું કામ છે તેથી રોકાયા છે માટે ફિકર ના કરતા.

**સુભદ્રા**—ઠીક, હું જઈને કહીશ, પણ તમે વધારે વાર નહિ કરતા, નહિતો તમારા ફૂઆ કે કોઈ અત્રે તેડવા આવશે ને અમસ્થો ઢેડ ફજેતો કરશે.

**નવનિધરાય**—બેન તું કઈ બીજું કહીશ માં; જે મેં કહ્યું તેટલુંજ કહજે. (એટલામાં સુભદ્રા મેડો ઉતરી જાય છે ને

નીચેથી રૂપવંતી બારણું બંધ કરી સુભદ્રાની નજર ચૂકાવી મેડે ચડે છે ને પછી નવનિધરાયને)

**રૂપવંતી**—વાહ? તમને તો તેડાંપર તેડાં આવ્યાં. તમે કેવારના ભૂખ્યા છો માટે મેહરબાની કરી અત્રે જમીને ઘર તરફ સીધારો તો ઘણું સારૂં.

**નવનિધરાય**—તમારી વાત માન્ય કરૂંછું. તે આ કે તમારા પિતા કે મા અગર તમારા પીએરનું કોઇપણ મને ઓળખતું નથી, અને મને તમે જમવાને આ પ્રમાણે કહો છો; વળી કદાપિ જમવાને રહું ને પછી તેઓને તમે ગમે તે રીતથી તમારાં માબાપને સમજાવશો. પરંતુ તેઓ પ્રથમ જમતાં તો કાંઇ એ નહિ કહે, પણ પાછળથી તેઓ કંઇ તમારા તરફની શંકા લાવી ફજેત કરશે તો તમને વળી આટલા દુઃખમાં એ એક મોટું દુઃખ પેદા થશે, માટે એ વાત જવા દો. મારે રહેવા તથા જમવાનું સારૂ ઠેકાણું છે તે તરફની જરા ફિકર કરશો નહિં.

**રૂપવંતી**—એ વાત ખરી છે. પણ મારા મનને આજે એવી ઉમેદ છે કે નવનિધરાય અત્રે જમે તો તેઓનો મ્હોટો ઉપકાર.

**નવનિધરાય**—તમારી એવી ઇચ્છા છે તો હું તેમ કરવાને આનાકાની નથી કરતો, પરંતુ વખતે ઘણો વખત થાય અને સુભદ્રાના કહેવા મુજબ મારી મા અગર પિતા મને તેડવા આવ્યા તો તેઓને જવાબ આપવો દોયલો પડશે.

**રૂપવંતી**—તે કંઇ તમારે ફિકર કરવી નહિ. હું મારે માથે લઊંછું. હું સ્ત્રી થઇ ડરતી નથી તો તમે કેમ પોતિયાં છોડી નાંખોછો. હું તેનો જવાબ એક ઘાના બે કડકા કરીને આપીશ. માટે તમે બે ફિકરથી જમવા રહો.

**નવનિધરાય**--તમે તેઓને શું કહેશો તે પ્રથમ મારે જાણવું જોઇએ.

**રૂપવંતી**—તે કહેવાનું કંઇ કારણ નથી. પરંતુ જવાબ આપવો એ પોતાની અક્કલ ચતુરાઇ છે. હું જરા તેની આગળ વાંધા પડતું નહિ બોલું.

**નવનિધરાય**—(ખુશી થઇને) ઠીક; ત્યારે કંઇ બીજો કાચો પોચો હશે કે?

**રૂપવંતી**—તે હવે સૌ જણાશે?

**નવનિધરાય**—જણાશે શતાં, સારૂં અગર નઠું જેતે એક જણાશે.

**રૂપવંતી**—સરવાળે સૌ જણાશે. પછી કંઇ કહેવું છે?

**નવનિધરાય**—ઘરડાંની એવી વાતછે કે જે એકદમ ચતુરાઇથી કરે તે અપજસને પામેછે, તથા તે બોલતાં તેને એકદમ નથી લાગતું કે આ મેં સારૂં કહ્યું કે નઠારૂં.

**રૂપવંતી**—શાબાશરે શાબાશ!! શું મ્હોટું પિંગળ ગબડાવ્યું! જે માદો જાય તેતો મરતાનીજ ખબર લાવે.

**નવનિધરાય**—એ સૌ ખોટી વાત છે, પરંતુ એ સઘળું હિંદુ લોકોના વેહેમછે. ચતુર માણસ સારા નડતાનો કયાસ કરેછે.

**રૂપવંતી**—તે કોણ ના કહેછે, તમે પોતેજ ચતુર છોને એટલે હવે તે વાતની ફિકર શું કરવા રાખોછો? પરંતુ કદાપિ તમારી મા કે પિતા એમાંથી કોઇ આવ્યું તો ખરેખર મને સાચું કહો કે તમે તેઓને શું કહેશો?

**નવનિધરાય**—જો મનેજ દેખશે તો જેમ મેં સુભદ્રાને કહ્યુંછે તેમજ કહીશ. એથી ઉલટું કહું તો જૂઠો પડું. મેં મૃળ દેવનું નામ દીધુંછે માટે મૃળ દેવનુંજ ઘરછે તથા તેનેજ કામે રોકાયલોછું એમ કહિશ.

**રૂપવંતી**—મને સાંભરી આવ્યું? જુઓ તેમ થશે તો ફિકર નથી, પણ કદીક બહારના આદમીને તેઓ પૂછશે કે આ ઘર કોનુંછે તો શું તે છાનું રહેશે?

**નવનિધરાય**—પરગામના આદમીને એટલી બધી વધારીને વાત પરાયા આદમીને પૂછવાની જરૂર નથી તથા મારાં મા બાપ એવાં ખણ ખોતક કરે એવાં નથી, પૂછીને તેઓ સીધાં સીધાં ચાલ્યાંજ જાયે.

**રૂપવંતી**—ઠીક; ત્યારે મૂળ દેવને તે કહી રાખજો તથા તેઓ આવે તો તેમની જોડે એમ પણ કહેવરાવજો કે અત્રે રાજ નગરમાં કયાં સૂધી રહેવાનાં છો.

**નવનિધરાય**—ફિકર ના કરો.

**રૂપવંતી**—ફિકરતો ખરીજ કે કદી તેઓને જલદી જવાનું થાય તો તમારે પણ તેઓની સાથે જવાનું બનેજ; વળી હજુ અગાડી આપણી વાત કરવાને લાંબો વખત જોઇશું માટે તેનો વિચાર પડેછે. વળી ભાઇ નવનિધરાયજી હવે જમવાને શા સારૂં વિલંબ કરોછો, ચાલો ને?

(એટલામાં નંદકુંવર મેડે આવેછે ને રૂપવંતીને.)

**નંદકુંવર**—વાહ! રૂપવંતી જમવાનો વખત કયારનો થઇ ગયોછે, પણ તમારે મેડેથી ઉતરવાનો પરવાર હજુ કેમ આવતો નથી? ચાલો, જમવા ઉતરો.

**રૂપવંતી**—વારૂં ઠીક, પણ જરા ધીમેથી કહેતાં શું થાયછે? તું જા, હું તારી પછાડી આવુંછું, ભાણું તૈયાર કર. (પછી નંદકુંવર જાયછે ને રૂપવંતી નવનિધરાય સામું ફરીને) કેમ સાહેબ તમારે જમવાની મરજીછે કે નહિ, (એટલે.)

**નવનિધરાય**—(માથું ધુણાવીને) ના ના ના, તમે જાઓ ને જલદી જમી પરવારીને આવો.

**રૂપવંતી**—તમે જમવાને નથી ઉઠતા તેથી દલગીરછું, લાચાર, તમે રજા આપો તો હું જાઉં, વળી તમે અત્રેજ બેસજો.

**નવનિધરાય**—જાઓ, મારી રજા છે, હું તો બેસીશ પણ તમે મને મૂકીને જમવા જાઓ, એ તમને ઘટતું તો નથી. વિવેક સારૂ તો લોક મરી જાયછે.

**રૂપવંતી**—(સીડી ઉતરતાં કહેછે.)

## આર્યા.

" હો સમજુ શાણા, આ રહું ઉભી નહિ જાઉં હેઠે,"
" પણ મજ પિતા માત, જાણે લદશે નંદકુંવર પેઠે."

(એટલે)

**નવનિધરાય**—(ખુશી થઈ) સમજ્યો, ફિકર નહિ કરો. જો જો કોળીઓ ભૂલો નહિ, બેકાંડે પૂરેપૂરાં જમીને આવજો. પણ જરા બારણે નજર કરો કે કેટલા વાગ્યાછે, મને તો લાગેછે કે બારની તૈયારીછે.

**રૂપવંતી**—ફિકર ના કરો. બારના કંઇ બહાર નહિ વાગે.

**નવનિધરાય**—શાબાશ ! બધી પતરાજ છોડીને જમવા જાઓ પણ જમીને કેટલીવારમાં આવશો.

**રૂપવંતી**—એક કલાક કરતાં જાદે નહિ થાય. વળી તમને એ રીતેથી નહિ પણ કોઇ બીજી રીતયે પણ જમાડવા જોઇએ ખરા માટે તે પણ સૌ ઝટઝટ કરી જલદી આવીશ.

**નવનિધરાય**—હું કોઇ ચીજ મેં ભણી કરનાર નથી માટે એ બધો આગ્રહ પડતો મૂકો.

**રૂપવંતી**—બીજું કંઇ નહિ લાવું, પણ પાન સોપારી એલચી વિના કંઇ લાવીશ નહિ, 'મારૂં આવવું મોડું થશે એમ જાણી પોતે જરા પણ ધભરાશો નહિ.

**નવનિધરાય**—તે પણ લાવશો નહિ, મારે પાનની બાધાછે. વળી એ વસ્તૂ હાથમાં પણ લેતો નથી.

**રૂપવંતી**—એ ખરૂં કે માન્ય કરૂંછું, પણ આજે સઘળો જોગ અને હજુ સૂધીનો જે કાંઇ બનાવ થશે તે ઇશ્વરજ કરાવેછે ; માટે શું બીડી નહિ લેશો ? જો તમે મારા હાથની બીડી નહિ લેશોતો નક્કી જાણવું કે અહીંઆથીજ રામરામ કરવા

પડશે, ને સઘળું ધૂળધાણી ને રાખવાણી થશે. હું આપને પાનની (પટ્ટી) બીડી કરીને આપીશ અને પોતે માન પૂર્વક સ્વીકારી લેશો, જેથી મારૂં કેટલુંએક દુઃખ ટાળ્યું એમ સમજીશ. બીજું મારે કંઇ પણ વિવેક કરવો જોઇએ તે કર્યો એમ સમજીશ. માટે હે પ્રિય નવનિધરાય, હવે હું જાઉં છું.

**નવનિધરાય**—જરાક કહેવાનું છે, દુખિઆરીની બીડી લેઇએ તો દુઃખતો નહિ કરાવે?

**રૂપવંતી**—તમે સમજુ છો, ગમે તેમ માનો, હવે રજા આપો. મને બીજી બૂમ પડી

**નવનિધરાય**—વારૂં જાઓ. (પછી રૂપવંતી ઝપાટા બંધ તેના ઘરમાં જાયછે ને નવનિધરાય એકલા મેડીપર બેસે છે.)

---

# પ્રકરણ ૩ જું.

**સ્થલ**—(રૂપનાથ કામનાથનું ઘર, તેમાં રૂપવંતીની ખાનગી મેડી.)

**રૂપવંતી**—**નવનિધરાય**—**મૂળદેવ**, એ ત્રણ તથા—

**ધનલક્ષ્મી**—નવનિધરાયની માતુશ્રી.

**જોસી**—એક વિદ્વાન બ્રાહ્મણ.

(પ્રથમ, રૂપવંતી તથા નવનિધરાયનો સંવાદ.)

**રૂપવંતી**—(નવનિધરાયને) ભાઇ, મને ગયાને કેટલો વખત લાગ્યો હશે વારૂં?

**નવનિધરાય**—કલાક ઉપર. (એટલામાં કોઇએ ખડકીનું બારણું ઠોક્યું, તે સાંભળી.)

**રૂપવંતી**—નીચેનું બારણું કોણે ઠોક્યું? (નવનિધરાય સામું નજર કરીને) જરા નજર કરોની.

**નવનિધરાય**—(નીચે નજર કરીને) મારી માતુશ્રી જેવી જણાયછે. (પછી ચૂપકીથી.)

**રૂપવંતી**—ભાઇ બરાબર કહોને કે એ કોણછે. જો તમારી માતુશ્રીજ હોયતો. મૂળદેવને બારણું ઉઘાડવા મોકલીએ. (એટલામાં નવનિધરાય અગાસીમાં જઇ મૂળદેવને આંખના અણુસારામાં કહેછે કે મારી માતુશ્રી આવ્યાંછે માટે તેઓને વહેલા વહેલા જઇ બારણું ઉઘાડી (હાથના અણુસારામાં) મેં તમને જેમ કહ્યું છે, તેમજ કહજો. મૂળદેવ (આંખના અણુસારામાં) ઠીક. પછી મૂળદેવ ધીમેથી ઉઠી બારણું ઉઘાડેછે, ને જુવેછે. (એટલામાં) મારો નવનિધરાય આવ્યોછે, તે કયાંછે.

(એટલે ખડકીમાં થોભાવીને)

**મૂળદેવ**—તેનું શું કામછે, ને તમારૂં નામ શું ?

**ધનલક્ષ્મી**—મારૂં નામ ધનલક્ષ્મી ને હું નવનિધરાયની માતા લાગુંછું. વળી નવનિધરાય આજ સવારના ઘર છોડી મૂળદેવના ઘરનું નામ દેઇને ગયાછે, પરંતુ બારણે બાર ઉપર એક વાગ્યો તો પણ તેમને ઘર તરફ વાળી વાટ સરખી જોવાની સૂજ પડી નથી. એ એવા તે શું કામમાં ભરાયાછે ? વળી તમારૂં નામ શું ?

**મૂળદેવ**—મારૂં નામ મૂળદેવ ને તેઓને મારા એક સરકારી કામ સારૂ રોકેલાછે, વળી એઓને ગમે તેમ કરી જલદીથી મોકલતે; પણ તેમ બન્યું નહિ માટે માફ કરશો.

**ધનલક્ષ્મી**—ભાઇ એઓ સવારના આવેલાછે, વળી તેઓ અગિઆરશ વાળાછે, જેથી તેઓને સારૂં ફરાળ કરવાની ઘણી રાહ જોઇ પણ તેઓ જ્યારે આવ્યા નહિ ત્યારે મારે આવવું પડયું. માટે એઓને મોકલો.

**મૂળદેવ**—માજી હું મોકલુંછું તમે જાઓ, તમે તેઓની કંઇ ફિકર નહિ કરતાં.

**ધનલક્ષ્મી**—તમે જાણોછો કે પરગામના લોકો કયાં સૂધી રાહા જોયા કરે? એ જયાં સૂધી ઘર તરફ આવશે નહિ, ત્યાં સૂધી મારાથી તથા તેના બાપથી અને જેને ઘેર આવ્યાં છીએ તેઓ ફરાળ કર્યા વિના બેસી રહશે.

**મૂળદેવ**—વારૂં મા, હું તુરત તમારા તરફ મોકલુંછું, ક્ષમા કરજો. તમને વધારે મેહેનત પડીછે. વળી માજી આપને અત્રે કયાં સુધી રહેવું છે.

**ધનલક્ષ્મી**—ઘણું કરી ત્રણેક દિવસ લાગશે.

**મૂળદેવ**—માજી કેમ એટલે વેગળેથી સૌને આવવું પડયું છે વારૂં ?

**ધનલક્ષ્મી**—ઘણું તો તમારા ભાઇબંધ સારૂં આવું પડયુંછે.

**મૂળદેવ**—કાકી, મને કહોને.શું કામછે? અને તે હું નવનિધરાયને નહિ કહું.

**ધનલક્ષ્મી**—તેમનો વીવાહ કરવા સારૂં. પણ હવે એઓને જલદી મોકલજો, હું તમારે વિશ્વાસે જાઉંછું અને અમે ત્યાં સઘળાં તમારા વિશ્વાસ પર બેસી રહીશું. (એવું કહી ધનલક્ષ્મી તેઓને ઉતારે જાયછે ને મુળદેવ નવનિધરાય પાસે મેડીએ જાયછે, ને નવનિધરાયને)

**મૂળદેવ**—ભાઇ કંઇ ફિકર કરશો નહિ, જેવી રીતે તમે મને પ્રથમ કહ્યું હતું તેમજ દાખલા સાથે બરાબર કહ્યું છે. (એટલે)

**નવનિધરાય**—એ વિના કંઇ વધારે બોલવું થયું હતુ?

**મૂળદેવ**—નહિ ભાઇ, પણ તેઓને મેં રૂપવંતીની ખાતર એટલું પૂછી જોયું કે તમે આણીઆં શા સારૂં આવ્યાંછો; ત્યારે મને કહ્યું કે તમારા મિત્ર નવનિધરાયનો વીવાહ કરવોછે તેટલા સારૂં આવ્યાં છીએ, માટે અમારૂં રહેવું ત્રણ દિવસ થશે.

(એટલામાં)

**રૂપવંતી**—(મૂળદેવ સામું જોઇ) તમારો ઉપકાર માનું છું. હવે નવનિધરાય ત્રણ દિવસતો છેજ; ફિકર નથી. મારી અને તેઓની સઘળી હકિકત એટલી મુદતમાં પૂર્ણ થશે.

**મૂળદેવ**—હવે ખાઇ પીને ચમન બાજી ઉડાવો.

**રૂપવંતી**—(હશીને) વારૂ ભાઇ તમારા મૂખમાં ગોળ.

(એટલામાં)

**નવનિધરાય**—(રૂપવંતી સામું જોઇ) હજુતો કોણ જાણે કેવી કેવી વાતો થશે.

**રૂપવંતી**—તેમાં એવી મિઠાશ છે કે સાકર તેની આગળ શું ગણતીમાં છે?

**નવનિધરાય**—વારૂ, પ્રિય રૂપવંતી, હવે મને મારે મુકામે જવાની રજા આપો. મૂળદેવે મારી માતુશ્રીને કહ્યું છે કે તમારી પછાડી નવનિધરાયને મોકલું છું, માટે જો વધારે વાર થાયતો વળી તેઓ અહીંઆં આવશે, માટે ખોટો વિશ્વાસ આપી ઘાત કરવો નહિ, લોભ કરવામાં વધારે સારૂં નથી—કહ્યું છે કે—

---

## રાગ અસલ—સોરઠ.

ચાલ—એવોરે, લોભન કરીએ—ટેક.

લોભ કર્યો રતનાગર સાગરે,
  ક્ષાર સિધું મહિં નાંખ્યોરે કંઇ; એવોરે. ૧

લોભ કર્યો ચકવા ચકવીએ,
  સ્વસ્ત્રી અંતર પટ, નાંખ્યોરે કંઇ; એવોરે. ૨

લોભ કર્યો લંકા પતિ રાવણે,
  આખર ટુકડા કરી નાંખ્યોરે કંઇ; એવોરે. ૩

એ ઉદાહરણ લેઇ ડગ ભરવું,
  ત્યારે તો આ ભવ, તરાયોરે કંઇ; એવોરે. ૪

માટે સર્વે વાતનો વિચાર કરવો. વળી તમે તો નિરાંતે થયાંછો.

**રૂપવંતી**—હું તમને ટેકો આપુંછું, તમને મેં કેમજ ખ-ળાય? વળી તમે પણ મને થોડા વખતપર રજા આપી હતી માટે તમે મારી રજા માગો તે કરતાં તમારે પોતેજ જવું જોઇએ. વળી તમે જાઓ ખરા પણ મને મેહેરબાની કરીને કહેતા જાઓ કે તમે તમારે મુકામેથી અત્રે કયારે આવશો. પણ એટલામાં રૂપ-વંતી પોતાના જમણા હાથે નવનિધરાયને પાનની બીડી આપેછે તે નવનિધરાય ના પાડેછે, અને તે પરથી રૂપવંતી ગાઇ સંભળાવેછે.

## ગીતિ.

" છે આ સુંદીર બીડી, બનાવીછે કંઇ સરસ જુગતીથી"
" માટે વિનવી કહુંછું, છે નહિ બીજું લો કહું રૂકતીથી."
(એટલામાં)

**નવનિધરાય**—(હશીને) હું તમારો ભાવાર્થ સમજયો. પરંતુ મને તેની આજ કાલ થયાં આઠ વર્ષથી બાધા છે જેથી હું તે ખાતો નથી, માટે શું તમે મારૂં ઘણા દિવસનું લીધેલું વ્રત ભંગ કરાવવાનાં? વળી મને સોપારીની પણ બાધાછે.

**રૂપવંતી**—એમજ કહોને કે હું પાણી પણ પીતો નથી.

**નવનિધરાય**—તમારે એ વિષે અવલોકન કરવું હોય તો કોઇ દિવસ કોઇને (જેને મારી સાથે રાત દિવસ પીછાનછે તેને) પૂછી લેજો કે નવનિધરાયનું કહેવું ખરૂં છે કે ખોટું.

**રૂપવંતી**—(હશીને) એ તો અમરજીના મઠ આગળને આગળ આવ્યા, અફસોસ!!

**નવનિધરાય**—ફિકર નહિ કરો. એ બીડી હાલમાં પોતેજ ખાઇ જાઓ, હું જયારે ઘેરથી ફરીને તમારે અહીંઆં આ-વીશ ત્યારે થઇ પડશે. વળી એકાદસીને દિવસે પાનપણ ખ-વાય નહિ.

**રૂપવંતી**—ખવાયકે ન ખવાય, (આંગળી કરીને) એ પેલા જોશી જાયછે તેને પૂછી જોઇએ.

**નવનિધરાય**—પૂછી જુઓને, (એટલે જોશીને)

**રૂપવંતી**—ઓ જોશી, ઓ જોશી, જરા આમ તો આવો.

**જોશી**—કેમ બાઇ.

**રૂપવંતી**—આજ રોજ એકાદસી છે માટે પાન ખવાય કે નહિ.

**જોશી**—બાઇ પાનનું તો એવું છેકે, જે માણસ એકાદસી કરેછે અને જેને પાન ખાવાની ટેવ છે તેને તો ફિકર નથી, તેમજ જે અપવાસ કરી ફરાળ કરેછે તેને પણ પાન ખાવાની હરકત નથી.

**રૂપવંતી**—ઘણું સારૂં, જોશી, તમને તસદી આપી માફ કરશો.

**જોશી**—કંઇ નહિ. (એટલામાં રૂપવંતી પોતાની કેડમાંથી પૈસાની કોથળી કાઢી જોશીને ૧ આનો દક્ષણા તરીકે આપેછે. જોશી આશિર્વાદ દઇ તેઓ તેને રસ્તે જાયછે.) ને

**રૂપવંતી**—(નવનિધરાયને) કેમ સાહેબ, શાસ્ત્રનો જાણનાર જોશી કેવો બિચારો મળી ગયો કે તેણે એક ઘાના બે કટકા કરીને આપ્યા. હવે આપને સમક્ષ ખુલાસો થયો હશે ખરો.

**નવનિધરાય**—(મો ઢાંકું રાખીને) શું ઇશ્વરનો બનાવ છે કે, જ્યાં ત્યાં રૂપવંતી તમને તમારી વાતમાં હર કોઇ મદત કરેછે. લાચાર પણ એક એમછે કે હજુસૂધી મેં સ્નાન કર્યું નથી માટે મારાથી પાનતો નહિજ ખવાય, હવે નકી થઇ ચૂક્યું છે. હું ફરનાર નથી. પરંતુ હજુ કંઇ વહી ગયું નથી, તેમજ મારી માતુશ્રીના કહ્યા પ્રમાણે અત્રે ત્રણ દિવસ્હું માટે એટલા મૂદતમાં તમે મને એકથી તે દસ વખત પાન આપશો તોપણ લેવાશે, માટે પ્રિય રૂપવંતી આ વખત ગુમાવી દો.

**રૂપવંતી**—(જરા ચીરડાઇને) જો તમે બીડી નહિ લેશો તો મારે કસમ આપવા પડશે. વળી કાલની રાત કોણે દીઠીછે, તેમ

એક પળ પછી શું થશે તે આપણે જાણતાં નથી; તેમજ આવો લાગ ફરી ફરીને નહિજ આવે માટે જરા મારા વચન પર નિશ્ચા રાખો.

**નવનિધરાય**—ઇશ્વર તમારી મનકામના પૂરી પાડે.

**રૂપવંતી**—તથા સ્તુ.

**નવનિધરાય**—તમે એટલો આગ્રહ શાને વાસ્તે કરોછો? પાનની બીડી ખાઇને બહાર જાઉં અને પાન ખાધેલું મોઢુ કંઇ છાનું રહેતું નથી, મારૂં પાન ખાધેલું મૂખ જોઇ વખતે મારાં માતા પિતા કહેશે કે ભાઇ કોઇ દિવસ કોઇના હાથનું પાન ખાય નહિ અને આજ રોજ એકાદસીને દહાડે પાન ખાધું એતો નવાઇની વાત, માટે એ વાત જવા દો. તેમાંથી કોઇ બીજો વિચાર ધારે અને અત્રે જે આવવાની ફૂરસદ મળેછે તે પણ દોહ્યલી થાય.

**રૂપવંતી**—હાજી, ખરી વાતછે. પરંતુ આપની એવીજ ઇચ્છા છે?

**નવનિધરાય**—હા; હવે મને વધારે આનાકાની ના કરો. વખત વધારે લાગ્યોછે અને મારાં માતુશ્રી પિતા વગરે મારે વાસ્તે કલ્પાન્ત કરશે.

**રૂપવંતી**—આપનો એવીજ મરજી છે? પરંતુ તમારાં વચન મને વારે વારે યાદ આવ્યા કરશે અને જીવને ઉત્પાત કરાવશે.

**નવનિધરાય**—ઠીક, ઠીક. પછી (પોતાના ગજવામાંથી કાઢીને) આ બુદ્ધિ ઉત્તેજક મનોરંજક નામની ચોપડીછે તે લો અને ખાનગી વખતે વાંચ્યા કરશો તો તમારૂં કેટલુંક દુઃખ ભાગશે અને તેમાંથી કેટલુંક જ્ઞાન મળશે. વળી આ પોળનું નામ હું ભૂલી ગયોછું માટે મને ફરીથી યાદ દેવરાવો.

રૂપવંતી—આ પોળનું નામ કંસારાની પોળ કહેવાયછે, માટે જ્યારે આવવું પડે ત્યારે ઉપલું નામ યાદ રાખવું. તેમજ મૂળદેવ આ ગામના રહેવાશીછે અને આ શેહેરીના ભોમિયાછે, વળી તેમ મારા ઘરના પણ અજાણ્યા નથી. માટે તેઓને સાથે લઈને આવો તો ફિકર જેવું નથી. વળી મૂળદેવ આપણી રૂબરૂ વાત કરી ક્યાં ગયાછે, તે મને ખબર નથી. હશે, તેઓની ફિકર નથી.

નવનિધરાય—તમે માનો કે ન માનો, પરંતુ આ મેડીનું મને મારે મુકામે જવાને એક પણ પગથીઉં ઉતરવું ગમતું નથી. લાચાર; પારકી માના કોઇને મળશો નહિ. વળી તમારી સાથે વાત કરવાને એટલો ઇન્તેજારછું કે તે મેં મારે મોઢેથી કહેવાઇ શકાતું નથી. અરેરે, જીવને કેવી રીતે ઠેકાણે રાખી ઘર તરફ વળું ? (એટલામાં)

## ગીતિ.

રૂપવંતી (ને) { "મન શાન્ત થશે ક્યારે, થશે વાત આ સંપુરણ જ્યાંએ,"
જ્યાં સૂધી પણ* ના આપ્યું, ત્યાં સૂધી મન ઘભરાટ ઘણો થાએ." ૧

નવનિધરાય—(મનમાં) અરે, લોભીષ્ટ મન! તને જવું હજુ કેમ ગમતું નથી? વળી પ્રિય રૂપવંતી, કહેવત છેકે ઉતાવળા સો બાવરા અને ધીરા સો ગંભીર, માટે જેતે કામ કરવું તેની પછવાડે લપૂાઇ રહ્યાથી જીવને દુઃખ કરાવેછે; વળી તમારો અને મારો સમાગમ આ પ્રથમજ છે, તેમજ તમે અને મેં અત્યાર સૂધીમાં જે જે વાતો કરી તે તે સઘળી સર્વનાથી ગુપ્ત છે, માટે એતો ધીમે સર્વોત્તમ થશે. મૂળદેવ પણ કંઇ વધારે વાત જાણતા નથી, માટે તે પણ હાલમાં ઠીકછે, તો પણ તે તો મારો દિલોજાન ઇષ્ટમિત્ર બંધુ છે, તેની કંઇજ ફિકર નથી. હવે હું જાઉંછું. (નવનિધરાય સીડીનું પગથીઉં એક ઉર્યા બીજું ઉતરેછે ને ફરીને રૂપવંતી સામું જુએછે. એટલામાં નવનિધરાયને)

* વચન.

**રૂપવંતી**—હું ભૂલી ભૂલી, મને વચન આપતા જાઓ કે હું બરાબર આવીશ.

**નવનિધશય**—(આમ તેમ જોઇ) સાચાનું કે જૂઠાનું.

**રૂપવંતી**—પ્રિયજી સાચાનું.

**નવનિધશય**—હું વચન આપવાને ના પાડતો નથી. પરંતુ એ તો જમીએ તો જમાડવું પણ પડે તે ઠીક, હું તમને વચન આપીશનો કદાપિ તમારે પણ વખતે આપવું પડશે.

**રૂપવંતી**—ઠીક છે; જેવું કામ તેવું વચન. પરંતુ હમણાં કંઇ લેવાનું છે?

**નવનિધશય**—ના, હમણાં નહિ; એતો જ્યારે ફરીને હું અત્રે તમારી પાસે આવીશ અને જ્યારે સઘળી વાત સંપૂર્ણ થશે ત્યારે તેનું કામછે.

**રૂપવંતી**—ઘણું સારૂં, આપની જેવી ઇચ્છા. પણ કંઇ ફિકર ના કરશો, તમારી આપેલી ચોપડી વાંચ્યા કરીશ, અને અત્રેથી જ્યાં સૂધી તમે આવશો નહિ ત્યાં સૂધી હું કોઇ પણ જગોએ જઇશ નહિ. (માથું હલાવી જતાં જતાં ભોંયતળીએથી)

**નવનિધશય**—હું જ્યારે આવું અને મને આવતાં, અગર તમારા ઘરમાં પેસતાં, અગર તમારા ઘરનું કોઇ પણ આદમી મને દેખે તો હું શું કારણ બતાવું?

**રૂપવંતી**—ઠીક થયું, ઠીક; એતો ભૂલીજ ગયાં હતાં, નહિ તો સપડાઇ જતે, હવેના જ્યારે તમે આવો ત્યારે એમ કરીશું તે એ કે હાલમાં બાર ઉપર ત્રણ વાગ્યાછે, માટે પાંચ વાગ્યાની અગાઉ અવાય તો મોટી મેહેરબાની.

**નવનિધશય**—(માથું ધુણાવી) ઠીક. પછી (જ્યાં મૂળદેવ રૂપવંતીના ઘરમાં મેડાની અગાસીમાં રૂપવંતીના પિતાના પિતા કામનાથ જોડે વાત કરતા હતા ત્યાં નીચેથી ધીમે રહીને અણસારો કરી મૂળદેવને) ચાલો.

**મૂળદેવ**—(આંખથી) ચાલો, હું આવુંછું. (પછી મૂળદેવ કામનાથ પાસે રજા લેઇ ઘર તરફ જાયછે. રસ્તામાં નવનિધરાય મૂળદેવ એકઠા થઇ ચાલેછે. એટલામાં)

**નવનિધરાય**—આપણે બન્ને જણા સાથે ઘેરથી રૂપવંતીને ઘેર જવા નીકળી શું.

**મૂળદેવ**—ઠીક.

**નવનિધરાય**—હું ફરાળ કરી રહીશ અને તમારે મારી અગાઉ મારો સાથ (અવશ્ય રસ્તે) છોડી અગાડી જવું. આશા છે કે રૂપવંતી પોતાની મેડીની બારીએ આપણને જોવાને તલપી રહ્યાં હશે. હવે આપણો મુકામ આવ્યો.

**મૂળદેવ**—ભાઇ હું તમારી સાથેજછું. તમારે અને મારે આજે બહાર ઘણો વખત રોકાયોછે. પરંતુ કદાપિ તમારાં મા બાપ તમારી સાથે ચીરડાય તો તમારે કાંઇ બોલવું નહિ. પણ મને નથી લાગતું કે વઢે સબબ હું તમારી સાથેછું.

**નવનિધરાય**—વારૂ ભાઇ. (પછી નવનિધરાય તથા મૂળદેવ નવનિધરાયના ફૂવાના ઘરમાં જાયછે.)



# પ્રકરણ ૪ થું.

**સ્થલ**—(નવનિધરાયનો ઉતારો.)

**ધનલક્ષ્મી**—(નવનિધરાયને જોઇ) વાહ ભાઇ, અને વાહ મૂળદેવ આજે એકાદસીને દિવસે જરા પગ વાળીનેતો બેસવું? ચાલો તમે બન્ને જણા ફરાળ કરી લો. (એ કહેતામાં નવનિધરાય કપડાં ઉતારી હાથ પગ મોઢું ધોઇ ફરાળ કરી મૂળદેવની પાસે બેસેછે, એટલે)

**નવનિધરાય**—(મૂળદેવને) ચાલો.

મૂળદેવ—(માથું ધુણાવી) ના, ના, ના, તમે ફરાળ કરી લો.

નવનિધરાય—વારૂં ત્યારે.

મૂળદેવ—ઝટ કરો. (જવાબ નહિ આપતાં, ધનલક્ષ્મીને)

નવનિધરાય—માતુશ્રી આ ભાઇ મૂળદેવ ખોટી થાયછે, એનું કામ હજુ સુધી પુરૂં થયું નથી, માટે મને એઓને ત્યાં જવાને રજા આપશો.

ધનલક્ષ્મી—જરા બેસો, તમને આવ્યાને કલાક તો થયો નથી, એટલામાં જવાની ચટપટી કરવા માંડીછે. વળી (આંખના અણસારામાં) આ, તમારા પેલા કામને સારૂં આવ્યાછે, માટે જવાની ઉતાવળ ના કરો. (એટલે નવનિધરાય તથા મૂળદેવ થોડો વાર થોભીને ધનલક્ષ્મીને)

નવનિધરાય—માતુશ્રી અમને ઘણો વખત થયોછો, માટે અમે જઇએ છીએ.

ધનલક્ષ્મી—ઠીક, જ્યાં જાઓ ત્યાંથી વેહેલા આવજો.

નવનિધરાય—વારૂ, મા. (એટલે) મૂળદેવ તથા નવનિધરાય મુકામ છોડી રસ્તે પડેછે. રસ્તો અરધો કાપ્યો (એટલામાં)

મૂળદેવ—હવે કેમ કરવું છે?

નવનિધરાય—તમે અગાડી જાઓ અને રૂપવંતીના પિતા પાસે કાંઇ બાનું કાઢી બેસજો, એટલે હું તમારી વાતની સેહેમાં તમારી નજર ચૂકાવી બારોબાર રૂપવંતીની મેડીએ ચઢી જઇશ. જ્યા સૂધી તમને હું જે જગોએથી અણસારો કરૂં ત્યાં સૂધી તમારે તેમની પાસે બેસવું.

મૂળદેવ—ઘણું સારૂ. (મૂળદેવ અગાડી જાયછે તે રૂપનાથના ઘરમાં જ્યાં કામનાથ ડોસાની પથારી છે, ત્યાં જઇ બેસેછે. એટલામાં નવનિધરાય ચૂપકીથી રૂપવંતીની મેડીએ ચઢેછે, મૂળદેવ તથા કામનાથ ડોસા તેઓ તેની વાત કરેછે.)

# પ્રકરણ ૫ મું.

**સ્થલ-રૂપવંતીનું પીએર (તેમાં રૂપવંતીની ખાનગી મેડી)**

રૂપવંતી, નવનિધરાય, મૂળદેવ, નંદકોર (એઓનો સંવાદ)

**રૂપવંતી**—(નવનિધરાયના સામું જોઇ) વાહ! વાહ! તમારી કેવી વાત ને કેવી ચાલ, નહિ અહિંના અને તહિંના નહિ ઘરના કે નહિ ઘાટના, એવી રીતે તમે કરતા ફરોછો તો!!

**નવનિધરાય**—રૂપવંતી શું? શાને સારૂં એટલાં ચીરડાઇ જણાઓ છો. વળી તમે એવું વાક્ય શા ઉપરથી કહો છો.

**રૂપવંતી**—આવ્યા તો માથા ઉપર, ઘરબાર તમારાં છે. પરંતુ તમે કહેલી મુદતસર આવ્યા નહિં, માટે વચનના તો સાચા પણ બોલ્યા સાથે પાળયાના કાચા.

**નવનિધરાય**—શું હું તમારા કહ્યા પ્રમાણે પાળ્યો નથી?

**રૂપવંતી**—ના, તેમ નહિ, પણ તમે તમારો આવવાનો વખત ચકી આવ્યાછો.

**નવનિધરાય**—જરા તમે વિચાર કરો. પ્રથમ હું અને મૂળદેવ રસ્તે વિચાર કરતા કરતા મારે મુકામે ગયા, ઘેર જતાંજ મારી માતુશ્રીએ એક બે વચન કહ્યાં, પરંતુ હું કંઈ બોલ્યો નહિ. ને મારી સાથે મૂળદેવ હતા તેથી તેઓ સમજી વધારે નહિ બોલતાં તેઓએ મને ફરાળ કરવાને ફરમાવ્યું, ને ત્યાં કોઇ મારા કામને સારૂં પરાયો આદમી આવ્યો હતો, તેઓની સ્કજીકમાં હું તથા મૂળદેવ માતુશ્રીની રજા લેઈ બહાર જવાનું નામ દેઇ આ લોટા લઇ આવ્યોછું. મૂળદેવ મારી સાથે હતા તેઓ મારાથી પેહેલા વેહેલા વેહેલા આવીને તમારા ઘરડા પિતા પાસે ગયા કે હું તેઓની પછાડીજ લાગુ થઇ તેઓની નજર ચૂકાવી આ તમારી મેડીપર આવ્યો. મગર બીજી કંઇ વાત નથી.

**રૂપવંતી**—ઘણું સારૂં, પણ જે પેલો પરાયો આદમી આવ્યો હતો તે તમારા વીવાહ સારૂ તો નહિ આવ્યો હશે? વળી તે વાતની તમે ચોકશી કરીછે કે નહિ?

**નવનિધરાય**—એજ સારૂ આવ્યો હશે. પરંતુ તમારે અહીંઆં આવવાને મારો જીવ તલપી રહ્યો હતો જેથી ત્યાં વધારે બેસવાનું થયું નથી.

**રૂપવંતી**—વારૂં જેટલા મોડા આવ્યાછો તેટલો વખત તમારે ફરીને ઘેર જવાને વધારે લાગશે એમાં શક નહિ. વળી જેમ સવારનાં તમારાં માતુશ્રી તથા બેન આવ્યાં હતાં તેમ તો તેઓ નહિં આવે, માટે તેની કંઇ જોગવાઇ કરીછે કે નહિ?

**નવનિધરાય**—તેની ફિકર કરશો નહિ. તેનો ઠાઠ આ પ્રમાણે રચીને આવ્યોછું તે એકે જ્યાં મારો મુકામ (સૂવાનું ઘર) છે તેની નજીકના પાડોશીને ચેતાવીને આવ્યોછું કે કદી આ તમારા પાડોશીને ઘેર જે પરોણા આવ્યાછે તેઓ જો મારૂં નામ એટલે નવનિધરાય કરી બૂમ પાડેતો જરા કહેજોકે તેના મિત્ર મૂળદેવને ત્યાં ગયાછે. માટે મારી ફિકર કરશો નહિ; કદાપિ મોડો વહેલો આવું તો ચિંતા કરશો નહિ, આ પ્રમાણે સર્વસ્ત ઠાઠ રચ્યોછે.

**રૂપવંતી**—ઠીક થયું. નહિતો તમારાં ગરીબ મા બાપ ફરી ફરીને દીકરાની શોધ કરવામાં દુઃખ પામે, અને તમારી તો શું પણ પરદેશમાં ઉલટી તેમની હલકાઇ માલમ પડે. વળી તમારે બીજો ભાઇ છે?

**નવનિધરાય**—હું મારા માબાપને પેટે એકલોજ છું.

**રૂપવંતી**—તમારે બેન છે.

**નવનિધરાય**—હાજી, મારે એક બેન છે.

**રૂપવંતી**—તેનું નામ શું છે.

**નવનિધરાય**—જયનંદા છે.

રૂપવંતી—નામતો ઘણું સારૂં છે. તે નિશાળે ભણવા જાયછે વારૂં ને તેઓની ઉમ્મર કેવડીછે?

નવનિધરાય—તેઓ મોટાં છે, પણ મારાથી નાનાંછે. પરંતુ તે જ્યાં ૯-૧૦-૧૧-વર્ષની હતી ત્યાં સૂધી નિશાળે જતી પણ હમણાં તેની ઉમ્મર ૧૬-૧૭-વર્ષનીછે માટે તે સાસરે જાયછે ને ત્યાંજ રહેછે, તો પણ તે મારી પાસે ખાનગી તરીકે અભ્યાસ જારી રાખેછે.

રૂપવંતી—તમારી બેનને ક્યાં પરણાવ્યાંછે.

નવનિધરાય—મારાજ કૈલાસપુર ગામમાં પરણાવ્યાંછે.

રૂપવંતી—તેનું સાસરૂં પૈસાવાળુંછે કે ગરીબ તથા તેને ખાવાનું સુખછે કે નહિ.

નવનિધરાય—ખાવા પીવા વગરેનું સર્વસ્ત સુખછે પરંતુ તેને એકજ દુઃખ છે.

રૂપવંતી—તે શું?

નવનિધરાય—એને સાસુ નથી. જેથી સાસરા તરફનું સર્વ કામ એને માથે આવી પડયુંછે જેથી તે તેનાજ કામમાં ગૂથાયાં છે.

રૂપવંતી—એઓને જેઠ દીએરછે?

નવનિધરાય—ફકત મારી ઉમ્મરથી સહેજ નાનો એક દીએર છે.

રૂપવંતી—તમારા બનેવીની ઉમ્મર કેવડીછે.

નવનિધરાય—આશરે ૩૦ વર્ષની હશે.

રૂપવંતી—તેઓ ભણેલાછે કે કેમ તથા તે શું ધંધો કરેછે.

નવનિધરાય—તેઓ ઘણા સાલસ ગુણ નિધછે. પરંતુ તેમને એકના બે અક્ષરે આવડતા નથી. વળી તેના ભાઇ (જયનંદાનો દીએર) તેની સોળ વર્ષની ઉમ્મર થતા સૂધીમાં જે ભણ્યો તે

ભણ્યો, પછી તેની મા મર્ણ પામી ત્યાંથી તે ભાઇએ પણ ભણવાનું મીકું મૂક્યું છે.

રૂપવંતી—અરેરે શું દલગીર થવા લાયક છે. શું કોઇ ભણેલો આદમી નહિ જડયો ?

નવનિધરાય—તમે જાણતાં હતાં કે હું વિધવા થઇશ ? માટે હોય, એતો સૌ મા બાપ બગાડેછે, સૌ કર્ત્તા હર્ત્તા ઇશ્વર છે તેમાં કંઇ માણસનું કશું એ ચાલતું નથી.

રૂપવંતી—વારૂં કર્મ ગતિ, પણ એને ખાવા પીવાનું સુખછે, તેથી ખુશી થવા જેવું છે, પણ છેક મારા કર્મ જેવું તો નથી.

નવનિધરાય—કેમ વારૂ?

રૂપવંતી—મારો ભરથાર સ્વર્ગવાસી થયા પછી વાર તહેવાર જમવા ખાવાનું પેહેરવા ઓઢવાનું વગરે સઘળું તેઓ સાથે લેઇ ગયા અને આ દુઃખ વિંદ્રાવનમાં મને મુકી. જો ઇશ્વરે તેઓને જીવતા રાખ્યા હોત, અને મને લેઇ લીધી હોત તો કેવું સુખ થાત? દિકરો મરે તેને સૌ સંભારે, દીકરીને કોઈ સંભારે નહિ. ઘરના એક ચાકરને પણ વધારે સુખ હોયછે. ઘરનાં માણસને હું અજીઠા અન્ન જેવી થઇ પડીછું; વળી તેમાં આપણી વેહેમી હિંદુ ગ્નાત, તેમાં કંઇ બાકી હોય? વળી આખો દિવસ તેઓની ગુલામગીરિ ભોગવવી પડેછે. નવટાંક અનાજ કોઠામાં જાય નહિ તેટલામાંતો (ખાધાના સાટામાં) મારે પણ બે મણ ભાતનું એકવારોઉં ખાંડી આપવું પડેછે, જેથી મારા શરીરની ગતિ કરતાં વધારે મેહેનત લેવી પડેછે. અંતે થાકી જાઉંછું વગરે પોતાનાં મા બાપ છે, કે જેણે અવતાર આપ્યો તેઓ પણ આવાં કામ (શક્તિ ઉપરાંતનાં) કરાવે છે. હું જ્યારથી વિધવા થઇ છું ત્યારથી મને જરા બહાર જવાનો સાસરા સિવાય હક નથી વળી ઘરનાં સૌ માણસો ખૂણે ખાં ચરે વાત કરે છે કે આ ખૂબ સૂરત છોકરીની ભરજુવાની શી રીતે જશે. ઇત્યાદિ ઇત્યાદિ.

**નવનિધરાય**—તમે તમારા ભરથાર સાથે રહેલાં કે નહિ ?

**રૂપવંતી**—ભરથાર જોડે રહેવાનું તો બન્યું નથી, પરંતુ તે વખતે મારી ઉમ્મર છેક નાની હતી. હાલમાં જેટલી મારામાં સમજણ છે તેટલી તે વખતે ન હોતી. સાધારણ રીતે તેઓની સાથે સાસરામાં તથા પરગામ રહેલી જે મેં તમને પ્રથમ કહેલું છે. હવે જે વખતે મારી ખરી જુવાની ખીલી નીકળવાની તથા શરીરનાં સર્વ અંગ પ્રફુલિત થવાનાં તે વખતે ઇશ્વરે મહા દુઃખમાં નાંખી, જેથી આ ભર જુવાનીનો એક દિવસ તો શું પણ એક ઘડી કાઢવી દોહલી પડે છે. વળી આકાશમાં થતી વિજળીની ગર્જનાથી મારૂં શરીર એવાં પડતાં દુઃખોથી હલાવી નાંખે છે, અને તે મેં જરાએ સહેવાતું નથી. એવું એવું મારી આ અવસ્થામાં બન્યું છે. લાચાર છું. સ્ત્રીએ પુરૂષના આગળ જેટલું કહેવું જોઇએ તે કરતાં આપના આગળ હદથી બહાર કહ્યું છે; વળી એવી પ્રકારના યોગથી મારૂં શરીર હજાર પ્રકારથી ભરાઇ આવે છે કે તેનું ઔષદ આપનાર વૈદ નહિ હોવાથી અંતે દુર્બળ (સિથળ) થઇ જાઊં છું અને આખરે નિંદ્રાવશ થાઊં છું ખરી પણ તેમાં મને મારો જીવ ઉત્પાત કરાવે છે જેથી ઝબકી ઝબકીને ઉઠું છું. છેવટે કંઇજ નહિં, સઘળું ધૂમાડીના બાચકા જેવું છે. આવા દરરોજ થતા વખતમાં સાક્ષાત પોતે મળ્યા જેથી તે દુઃખ હમણાં દૂર થયું છે ને આશા ધારૂં છું કે મને કોઇ સારો રસ્તો બતાવશો. ને વળી

## પદ તીલાનાની રાહે.

મારો અરર રર જીવ જાય, જાય જાય, રે જીવ જાય જાય જાય, ટેક.
રે ન સહેવાય પાપી પ્રાણ, મારો. ટેક.
ખરરરરજ આવી બાણ વાગે,
ઝટકો લાગે રે જીવ જાય, જાય, જાય;
રે ન કહેવાય, એ એ ઘાણા, મારો. ૧

કષ્ટ બાણુ તીર ભાલા વાગી,
છુંદાઇ છે આ દેહરે; જીવ જાય, જાય, જાય;
રે ન રહેવાય, દુઃખની ખાણુ, મારો ૨
રજશવળા મુજને થઇ હોવે,
જરા ન પડતું ચેનરે, જીવ, જાય, જાય, જાય;
રે ન ખમાય, વળી મોકાણુ, મારો ૩
આ દુઃખ સઘળુ હું વેઠું છું,
વિધવા બીજી બેન રે જીવ જાય, જાય, જાય;
નવનિધરાય, એ મુજ લાણુ. મારો. ૪

(એટલામાં)

**નવનિધરાય**—(મનમાં અરેરે પ્રભુ) રૂપવંતી તમારૂં દુઃખ-રૂપી ગાવું સાંભળીને જેમ તમને તમારો જીવ કંપાવી નાંખે છે તેમ આ તમારૂં દુઃખ સાંભળીને મારો જીવ કંપાય છે. **અફસોસ!** અફસોસ !! ખરેખર તમે સાચે સાચાં છો અને તમે આ વેળાએ મને જણાવ્યું છે જેથી તેનો હવે રસ્તો સૂજશે, અને ઇશ્વર તમારી દયા જાણશે; પરંતુ હાલમાં જેમ બીજી વિધવાઓ દુઃખ ભોગવે છે તેમ તેનો કોઇપણ રસ્તો બહાર પડયો નથી ત્યાં સૂધી ખમવું પડશે એમાં શક નહિ.

**રૂપવંતી**—લાચાર છું. (એટલામાં રૂપવંતી ચક્કરી ખાઇ પડે છે તે જોઇ)

**નવનિધરાય**—વાહ !! આ તે શું સારી વાત ? ઉઠો ? સમજુ થઇને વિચાર કરો? (એટલામાં રૂપવંતી ઉઠે છે ને)

**રૂપવંતી**—(નવનિધરાય સામું જોઇ) મારાથી એવા પ્રકારનું દુઃખ ખમાતું નથી માટે તેનું કંઇ ઔષધ હોય તો મેહેરબાની કરીને મેળવી આપશો.

**નવનિધરાય**—(મોં હાવકું રાખીને) હાલમાં સરકાર તરફથી એવો સુધારો નીકળ્યો છે કે, શાસ્ત્ર તરીકે બાળ વિધવા સ્ત્રી ફરીથી લગ્ન કરે (પુનરવીવાહ) તો તેને સરકાર સારી મદદ કરેછે.

**રૂપવંતી**—પુનર વીવાહ તે શું ?

**નવનિધરાય**—ફરીથી (પાણી ગ્રહણ કરવું) પરણવું.

**રૂપવંતી**—વળી ફરીથી તે પરણાતું હશે વારૂં ?

**નવનિધરાય**—એ તો ઘણા કાળથી ચાલતું આવે છે. વળી દક્ષણી, બંગાલી વગરે બ્રાહ્મણની ગ્નાતમાં પુનરવીવાહ ચાલુ થયો છે. એ રીવાજ હમણાંનો નથી, અસલ આપણીજ ગ્નાતમાં પૂર્વેથી ચાલતું આવેલું છે પરંતુ આપણા વેહેમી અને અણસમજુ લોકોએ વચમાં એ ચાલ કાઢી નાંખ્યો હશે, તે પાછો આપણી શાણી સરકારના રાજમાં ચાલું થયો છે, જે દેખી ખુશી થવા જેવું છે. એથી બાળવિધવાઓ દુઃખની મારી ઠેકાણે પડી સુખ પામે.

**રૂપવંતી**—વાહ! શું આપણે દક્ષણી કે બંગાલી બ્રાહ્મણ છીએ કે તેમ કરીએ. એ તો દવ બાળવાનો ઉપાય છે. વળી આપણી ગ્નાતમાં પુનર વીવાહ કરવાનો ચાલ પણ નથી.

**નવનિધરાય**—ફિકર નહિ. પરંતુ વખતે આપણીજ ગ્નાતમાં પુનર વીવાહ કરવાનો ચાલ નીકળે તો પોતે કરો ખરાં?

**રૂપવંતી**—હજુ સૂધી મને ખબર નથી કે આપણી ગ્નાતમાં એ રીવાજ ચાલુ થયો હોય. કોઇ પેહેલ કાઢે તો કંઇ વિચાર થાય ખરો.

**નવનિધરાય**—પેહેલું પગલું તમેજ કાઢોની.

**રૂપવંતી**—તે તો થાય નહિ. વળી આપણાં અણસમજુ તેમજ વેહેમનો ભરેલો ભંડાર એવાં જે માબાપ તેને પ્રથમ એ વાતજ કેમ કહેવાય? પરંતુ એ સાધન સિવાય કંઈ બીજો ઇલાજ છે ?

**નવનિધરાય**—એ વિના બીજો ઉપાય નથી.

રૂપવંતી—આપણી જ્ઞાતમાં એ ચાલ ચાલુ થયો નથી, ને જો કરીએતો આ મૂલક છોડી પરમૂલકમાં રહેવું પડે. મા બાપને લાન્છન લાગે. વળી મા બાપને બહાર પગલું દેવું પણ મુશ્કેલ પડે, એટલુંજ નહિ પણ તેઓને લોકોનાં મેહેણાં સોસવાં પડે, ઇત્યાદિ.

નવનિધરાય—પોતાના સુખને સારૂં ખરેખર સીધે રસ્તે જવું છે, તેમાં કોઇ જાતનું દુઃખ નથી. એથી માબાપને કાંઇજ હિણપદ નથી, આ વખત ઘણો બારીક છે તથા સુધારામાં એટલો પેસી ગયો છે, કંઇ વાતજ કહેવાની નથી, તમે ઘરમાં ને ઘરમાં શું જાણો, માટે એક કહું તે કરશો ?

રૂપવંતી—સાહેબજી ફરમાવો.

નવનિધરાય—ઉપરનો ઇલાજ સિવાય બીજો ઇલાજ નથી. એથી ઉલટું કરવું તે નર્કે જવાની નિશાનીછે.

રૂપવંતી—તમારી વાત બરાબર છે. આડુ ચાલ્યાથી આખરે કૂવો પૂરવો પડે.

નવનિધરાય—વારૂ ફિકર નહિ. એ વિના એક બીજો પણ ઉપાયછે.

રૂપવંતી—તે શું ઉપાય છે, પરંતુ તે એવો ઇલાજ જોઇએ કે કોઇ પણ પ્રકારથી નુકસાન ન થવું જોઇએ.

નવનિધરાય—મેં સાંભળયું છે કે કોઇ એક વિધવાઓ કુકર્મો કરેછે, અને તેમાંથી અચાનક તેઓને ગર્ભ રહેછે તો તે ઇશ્વરનાં, સરકારનાં અને મા બાપનાં ચોર થઇ આખરે (ગર્ભપ્રાત) બાળ હત્યા કરેછે, અને તેથી તે ઘણું દુઃખ ભોગવે છે.

રૂપવંતી—નાજી, એવું તો સ્વપ્ને પણ ન જોઇએ, અને જેઓ કરેછે તેઓ પોતાના મા બાપનું નાક કપાવેછે, અને તેને જીવતા સૂધી જગતમાં કેહેણી રહેછે, ઇશ્વરનો કાયદો તોડેછે, આખરે સરકાર દરબાર ચઢેછે, વગરે ફજેતીના ફાળકા વીંટાયછે.

**નવનિધરાય**—એમ ત્યારે; એટલું સમજોછો તો ખર કે ગુપ્ત કુકર્માદિક કર્યાથી એવાં એવાં દુઃખ ભોગવવાં પડેછે કહેવત છે કે માજો તો માંધીઓ ને ફજેતી તો સાંધી છે.

**રૂપવંતી**—(નીચું જોઇ) શીવ ! શીવ ! ! ઇશ્વર એવો દહાડો નજરે ન દેખાવે. મને મારી એક બેનપણી વિધવાએ એક વખત કોઇની સાંભળેલી વાત કરી હતી કે એક વિધવાને ગર્ભ રહ્યો તે કંઇ ઔાષધ પીને બાળ હત્યા કરવા ગઇ, એમ કરતાં તેનો ગર્ભ ગળ્યો નહિ, ત્યારે ગામ ગામની છાની દાયણો તેડાવી અને કમકમાટ આવે એવાં ઔાષધ પાયાં; પણ કંઇ થયું નહિ. આખરે સરકારમાં વાત ગઇ. સરકારના સિપાઇ તેને બાંધી કચરડીને દરબારમાં લેઇ ગયા. સાથે તેના મા બાપને પણ લઇ ગયા. પછી સરકારે તેની જુબાની લીધી. આવી રીતે તે બાઇને સરકારના કાયદા પ્રમાણે દસ વર્ષની કાળાપાણીની શિક્ષા કરી. વગરે ફજેત વાડા થયા. માટે ભાઇ નવનિધરાય એ તો ઘણુંજ ખોટું નાક કેટલું છે ?

**નવનિધરાય**—જે જાણેછે તેને તો સર્વ આબરૂ રાખી કામ કરવાનું છે. જુઓ કદાપિ તે કૂવે પડત તો તે જાતે જીવ ખોત. બીજું બાળ હત્યા કરતે. ત્રીજું તેનાં મા બાપ અને ચોથો તેની સાથે દુષ્ટ કામ કરતાં સઘળાંને ઇશ્વરની દરબારમાં ધર્મ રાજા પાસે ઉભું રહેવું પડે.'એમ નહિ સમજવું કે છાનું રહેશે. ઇશ્વર બધે છે, સરકારનાં ચોર થઇ જગતમાં શિક્ષા પામવી. બીજું લોકોથી અપજસ મેળવવો, અને મરી ગયા પછી ઇશ્વરને ત્યાં જવાબ આપવો પડશે. ઇત્યાદિ એ કામમાં એવું એવું છે.

**રૂપવંતી**—હાજી; એ ખરૂં, ને વળી તેના લેખામાં તેનાં ચોરાશી અવતાર તેવાને તેવા જાય. અરેરે, શીવ ! શીવ ! !

**નવનિધરાય**—ત્યારે હવે તમે ને મેં બન્ને જણે વાત કરી. પ્રભુએ માણસને અક્કલ આપીછે જેથી સારા નડતાનો

વિચાર કરી જાણે છે. માટે તમે અને મેં ઉપલી વાતનો સાર શોધી કાઢયો કે એતો સઘળા કરતાં દુષ્ટ કર્મ છે. માટે તે કામ ન કરવું ને એથી કોઇ બીજો સારો રસ્તો લેવો જેથી ઇશ્વર ખુશી રહે. સરકારના ગુનેહગાર થઇએ નહિ, ને લોકમાં કીર્ત્તિ રહે.

**રૂપવંતી**—હાજી, એ વાત બરાબર છે. પણ એક આપને જીણવટની વાત પૂછું છું તે એ કે હમણાં મારી ભરજુવાની જાયછે અને કેમ જાણ્યું કે મરતા સૂધી ભવતરાયો વખતે કર્મમાં કંઇ કાળુ લખ્યું હોયતો તેનું કેમ થશે તે ખબર પડતી નથી.

**નવનિધરાય**—દીવો લેઇને કૂવામાં પડીએ તો કૂવો તુરત માર્ગ કરેછે.

**રૂપવંતી**—સૌ આખરે ખૂણો સોધવાની વાત થાયછે. પરંતુ બરાબર વાત મનને ઉતરે તે કરવું સારૂં છે.

**નવનિધરાય**—તમને મેં બે રસ્તા બતાવ્યા, તેમાંથી તમે માણસ છો. જે સારો રસ્તો તે તમારો.

**રૂપવંતી**—ભાઇ મોટો વિચાર પડેછે. ગુણની પછવાડી અવગુણ કરવો તેને કંઇ વાર લાગતી નથી. પરંતુ અવગુણની પછવાડી ગુણ કરવો તેમાં વધારે વખત જોઇએ છીએ.

**નવનિધરાય**—બાઇ રૂપવંતી, આ બધી ગડબડમાં આપણો ઘણો વખત જશે અને તેમાં તમે તમારૂંજ ધાર્યું કરશો એવું લાગેછે, માટે એ સઘળું પડતું મૂકો.

**રૂપવંતી**—નાજી, માફ કરજો. મારૂ ધાર્યું કદી થાયજ નહિ. પોતાનું ધાર્યું તેમાં કોઇની સલાહ લીધી હોય તો તે કામ જલદી સારૂં થાયછે. માટે આપને વારંવાર પૂછું છું.

**નવનિધરાય**—હવે જોતે એક રસ્તો કાઢો તો વધારે સારૂં.

**રૂપવંતી**—મને તમારી એ વાત સારી લાગીછે, કોઇ પણ પ્રકારથી ઇશ્વરનો, લોકીક તથા સરકારનો કાયદો તોડવો નહિ ને

કામ કરવું એ વધારે સારૂં છે. વળી તમે આગળ કહ્યું છે કે કેટલીક સ્ત્રીઓને ગર્ભ રહેછે અને સરકાર દરબાર વાત જાયછે. તો સદરહુ છોકરાને ધર્માદા ખાતે સરકારને સોંપેછે. પરંતુ એ પણ મિથ્યા છે. સબબ એમ થયું તોએ ફક્ત ઇશ્વરના ને ઘરના ચોર છુટયા, સરકારના છુટયા, પરંતુ લોકીક લાજમાં નામ ડુબાવી વતન છોડી નાસવું પડે તે કરતાં ફરીથી પરણીને સંસાર માંડવો એ સર્વોત્તમ છે.

**નવનિધરાય**—શાબાશ, શાબાશ, તમારી બુદ્ધિને શાબાશ !!

**રૂપવંતી**—ભાઇ એટલી બધી શાબાશી નહિ આપતા. વળી એક સેહેજ વાત સાંભરી આવી તે આપના આગળ જાહેર કરૂંછું.

**નવનિધરાય**—ભલે બાઇ, આટલું ત્યારે વધારે.

(એટલામાં રૂપવંતી)

## શાહા મહિ દિપછંદની.

" દિન પ્રત્યે હું જાઉં નહાવા, સરિતા* રૂડી કાંઇ "
." ભલી મજેથી ગેલ કરતાં, જોઉં સારસ ત્યાંઇ; દિન, ભલી ટેક.
વળી–" પ્રફુલ મન મગ્ન થઇ તે, નાચે નર નારી,
" આમ તેમ જોઇ કરતાં, ચુંબન નેણ સારી–દિન–ભલી–૧
" મને થયો વિચાર એક, જોને જીવ ધારી ? "
" પશુ થઇ શું? સુખમાણે, શુદ્ધ લાભ કારી–દિન–ભલી–૨
" વિખૂટ હશે રજની વિષે પણ, ભોર† ભયે જારી,"
" હળી મળી શું સુખ લેતાં, જાઉં તેને બલિહારી–દિન–ભ.–૩
" એ વિના અધિક મારી, નજરે દેખું વારૂ,"
મને–" પણ તલમાત્ર ચેનન પડતું, પરતણું (જોઇ) દુખિઆરી,
દિન–ભલી–૪
" સ્નાન કરતી જાઊં, જોતી, તે રંગ લાલનારી,"
" હે પ્રભુ કહી મૂકું અંતે, હું નિસાસો ભારી–દિન–ભલી–૫

* નદી. † સવાર.

વળી હે પ્રિય નવનિધરાય જે વખતે એવી પ્રકારે ગેલ કરી, એ સુંદીર પક્ષિઓ ચારો કરવા જાયછે ત્યારે તેનો દેખાવ જોઇ મારા મનને અત્યંત વિચાર આવેછે કે હે ઇશ્વર તે મારૂં જોડું ક્યાં વિખુટ પાડયું !! "કહેવત છેકે જીવતાં નર ભદ્રા પામશે, મુઆ પછી કો નહિ મળે." પરંતુ આ મારી દુઃખીઆરિને સર્વથી ઉલટું છે. નળ અને દમયંતી જેઓ મ્હોટાં રાજવંશી થઇ ગયાંછે, અને તેઓને પણ એક એકથી જુદું રહેવાનું અઘોર વનમાં થયું હતું જેઓએ અતિશય દુઃખ ભોગવ્યું હતું તેઓ પણ આખરે સ્ત્રી પુરૂષ ભેગાં થયાં હતાં. ઇત્યાદિ. પણ મારે કોઇની સાથે આ અઘોર દુઃખ પૂરીમાં સમાગમ થવો દોહ્યલોછે. સ્ત્રી, પુરૂષ વિના કેવળ ખોખલી બદામ કરતાં નીચી છે, તથા તે લીલા ઝાડ તળે ભૂખે મરે, પરંતુ ગાયની જણી આ મહા પાપી ગ્રાતમાં કેને કહે? મા બાપનું પણ શું સારૂં થશે કે મને મારી બાળા વસ્થામાં ભર દુઃખની ખાણમાં કસાઇને ઘેર નાંખી.

**નવનિધરાય**—(પોતાના મનમાં અત્યંત દલગીરિ લાવીને) ખરેખર એમજ છે. હવે તમે હું કહું તે ઉપાય કરોતો તમારો રાતને દિવસ કંઇક સુખમાં જાય.

**રૂપવંતી**—એ તો ઘણુંજ સારૂં, અને એ ઉપાય તમારે મને બતાવવો ઘટેછે, વળી મારી નજરમાં એમજ આવશે કે બરાબરછે તો તેનેજ રાતને દિવસ વળગી રહીશ.

**નવનિધરાય**—આગલા જમાનામાં (પ્રાચીન) કવિઓ થઇ ગયાછે, તેઓએ શાસ્ત્રને આધારે અનેક પુસ્તકો ઇશ્વર સંબંધી ગદ્યમાં તથા પદ્યમાં (નાટ' રૂપે) બનાવ્યાંછે, તેનો તમે ઉપયોગ કરોતો તમારી બુદ્ધિ નિર્મળ થશે, તથા તમને રાત દિવસ જે કલ્પાન્ત થાયછે, તે સઘળું દૂર થશે.

**રૂપવંતી**—તે વાંચ્યાથી મારા શરીરને સુખ આપશે વારૂં?

**નવનિધરાય**—ઘણી ખરી સ્ત્રીઓ નવરાશની વખતે તાહા

બેહોરના ગપ્પા માર્યા કરેછે, ત્યારે તને કામેન્દ્રિઓ વારે વારે સતાવેછે. પરંતુ નવરાશની વખતે જેમાંથી બુદ્ધિ ખુલ્લે તથા ગ્નાન મળે, એવાં પુસ્તક વાંચીએતો સઘળું દૂર થાય તેમજ જીવ પણ વલખાં મારતો બંધ રહે, ફરી ફરીને આ મનુષાદેહ આવવાની નથી. માટે શાણાં રૂપવંતી તમારી નજરમાં ખરેખર પક્કુ શું ઠસેછે. તે હવે જણાવશો.

**રૂપવંતી**—શું આશ્ચર્ય કારક વાતછે કે ફરીથી માણસનો અવતારજ નથી. ખરેખર વેહેમ જેવું લાગેછે. દુનિઆમાં સારા નડતાં કર્મનો જવાબ ઇશ્વર લેશેજ અને છેવટે તેને તેવોજ અવતાર આવશે. એક વિદ્વાન માણસ થોડા દિવસપર અત્રે આવ્યો હતો તે ઇશ્વર સંબંધી વાત કરતો હતો. તેમાં વચ્ચે એટલું બોલ્યો હતો કે જે માણસો પોતાની ઇંદ્રિને ખોટે માર્ગે વાપરેછે તેને તેનું ખરાબ ફળ મળેછે. પગથી ખરાબ કામ થયું હશે તો જન્મતી વખતે લુલુ અવતરવું પડશે. આંખેથી બગાડ થયો હશે તો આંધળા જન્મવું પડશે. હાથે કરીને કંઇ અવળુ થયું હશેતો સંકજામાં કચરાઇ (પીલાઇ) જશે. મુખે કરીને ખરાબ થયું હશે અથવા કોઇને ન કહેવાનું કહ્યું હશે તો, તથા જાણી જોઇને કાનને બેરા ગણ્યા હશે તો મુગાં તથા બેહેરાં જનમવું પડશે. ઇત્યાદિ આ દુનિઆમાં જેને લોકો એવીજ ખામીના નજરે પડેછે, તે તેઓએ એવાં કર્મ કર્યાં હશે ત્યારેજ ઇશ્વરે તેને તેવાં ફળ આપેલાંછે.

**નવનિધરાય**—તમે ઘણી સારી વાત કરીછે અને તે એક ખરેખર યાદ રાખવા જોગછે. વળી મને પણ યાદ આવ્યું તે તમારા આગળ જાહેર કરૂંછું. જાણે દૂધ છે અને તેમાં છાશ નાંખી તો દહીં થશે પરંતુ તે દહીંનુ દૂધ થશે નહિ. તેમજ આ જગતમાં ફરીથી માણસનો જન્મ નથી.

**રૂપવંતી**—એ વાત મને હમણાં પૂરે પૂરી ઠસવાની નથી. પણ માણસ મરી જાયછે, ત્યારે તેનો જીવ ક્યાં જતો હશે!

**નવનિધરાય**—જે વસ્તૂમાંથી માણસ ઉત્પન થયુંછે તેજ વસ્તૂમાં મળી જશે.

**રૂપવંતી**—ત્યારે ફરીથી માણસ જન્મ લેછે એમ ઠર્યું?

**નવનિધરાય**—ખરેખર તમારા કહેવા પ્રમાણે નથી. પરંતુ શાસ્ત્રમાં તથા મ્હોટા મ્હોટા મૂનિઓ થઇ ગયાછે તેઓએ પણ મનુષ્યના અવતાર વિષે નક્કી કરેલુંછે કે ફરીથી માણસનો જન્મ નથી. માણસને ચાર પ્રકારથી દાહા દેવાયછે. સૂર્ય દાહા, જળ દાહા, અગ્નિ દાહા, ભૂમિ દાહા, એ ચાર દાહામાં પંચ ભૂત રહેલું છે. તે એકે અગ્નિમાં અગ્નિ તથા તેજમાં તેજ, વાયુમાં વાયું, આકાશમાં આકાશ, જળમાં જળ, વગરેમાં, માણસને બાળયા પછી એ પાંચ ભૂતમાં ભિન્ય ભિન્ય થઇ જાયછે. એ ખુદરત ઇશ્વરની છે કે તેમ થયા સિવાય રહેજ નહિ. માણસ જેમાંથી ઉત્પન થયું હતું તેમાંજ ગયું, ફકત રંગ બદલાઇ ગયો વગરે એ વાત ખોટીછે. માટે એટલેજથી તમારા મનમાં ઠસી હશેજ.

**રૂપવંતી**—તમારા કહેવા પ્રમાણે ખરીતો લાગેછેજ તો પણ હું અવકાશે નક્કી કરીશ. વળી પ્રિય નવનિધરાય આપના મનમાં જે જે વિચાર આવે તે તે ખુલ્લી રીતે મારી આગળ જણાવવા, તેમજ તમારા મનમાં જે કંઇ કલ્પના થાય તે મનમાં નહિ રાખતાં મારી આગળ કહેવી જેથી તેનો તોડ થાય વારૂ, તમારૂં મોં કેમ મકલાયું?

**નવનિધરાય**—(આમ તેમ જોઇ) આહા! શું જક્તકર્તાની લીલા છે!! જુઓ કે તમે કોણ તથા હું કોણ; નહિ તમે મને ઓળખતાં તેમ હું તમને નહિ ઓળખતો ને આ અણધાર્યો બનાવ બન્યોછે. જેથી વિચાર થાયછે કે એમાં શું થશે, અને ઇશ્વરે આઠાઠ કોઇ પણ ખરા હેતુથી કર્યો હશે એમાં શક નહિ. કેમ રૂપવંતી તમને શું ભાસેછે?

**રૂપવંતી**—હાજી, મને પણ તેમજ ભાસે છે. જોઇએ આગળ હવે શું થશે, જો ઇશ્વર સારાં રાખશે તો સૌ જણાશે.

**નવનિધરાય**—તમે કોઇ પણ વાતની ફિકર ના કરો, મારાથી બનશે તેટલી તમને મદદ કરીશ, તથા તમારાં સુખ દુઃખમાં સામેલ રહીશ અને વખતે અડધી રાતે કામે લાગીશ. વળી તમારૂં શરીર તમારે સારી રીતથી સાચવવું, અપવાસ કરવા નહિ. આ દેહ ક્ષણ ભંગુરછે. તમે અપવાસ કરોછો જેથી તમે ઘણાં દુખી થશો, જીવને સંતાપવો અને કષ્ટ આપવું એવું ઇશ્વરે કહ્યું નથી. ખુદરતની લીલા જોવા, ભોગવવાને પ્રભુએ માણસને ઉત્તમ અવતાર આપ્યોછે. માટે તેના કાયદાથી ઉલટું ચાલીએ તો તેનો નિયમ તોડયો એમ ઠરી ચૂકે, ને તેનો દંડ આખરે પોતાનેજ ભરવો પડવાનો. આ શરીરમાં દરરોજ લોહી પળે પળે ફરેછે તથા વધેછે, તેમ તેને વધવાને અનાજ જોઇએ છીએ, તે જો ન મળયું તો તેમાં બગાડ થઇ શરીર દુર્બળ ગતિએ પામેછે. તે આ તમારા શરીરનો રંગ જોયાથી મને તો નક્કી થઇ ચૂકયું છે તથા તમને તો પોતાનું શરીરછે જેથી માલમ પડીજ ચૂકયું હશે. વળી વારે વારે એવા અપવાસ કર્યાથી શરીરની ઇંદ્રીઓ નરમ થઇ આખરે સ્વર્ગને અર્પણ થાયછે. તેમજ સંસારનો વૈભાવ જોવો ઇનસાનને અધુરો રહી જાયછે, અને ઉલટાં પાપી થઇ ઇશ્વરના હજૂરમાં જવું પડેછે. ઈત્યાદી. એ બધી વાત મોટીછે; પરંતુ તમારા આગળ કીંચિત્ત માત્ર કહુંછું તે ઉપરથી પોતે સમજી શકયાં હશો ખરાં, વળી તમે શું વિચારમાં પડયાંછો?

**રૂપવંતી**—(નમનતાઇથી) પ્રિય નવનિધરાય, તમે હમણાં મારી પાસે છો, જેથી મને ઘણો હર્ષ થાયછે, એટલુંજ નહિ પણ મારો જીવ ખુશીમાં રહેછે વગરે જ્યારે તમે આ રાજનગરી મૂકીને સીધાવશો ત્યારે મારૂં કોણ બેલી થશે?

**નવનિધરાય**—ફિકર ના કરો, સૌ મારા અને તમારા હાથમાં રહ્યુંછે. પરંતુ હાલમાં વધારે સમાગમ રહેવો મુસ્કેલછે.

રૂપવંતી—હાજી હું જાણુંછું કે તમે તથા તમારાં માત પિતા જે કામને સારૂં અત્રે આવ્યાં છો, તે કામ પૂરૂં થતાં તમારે તેઓની સાથે ગયા વિના ચાલશે નહિ.

નવનિધરાય—તે ખરૂં છે. આપણે સંસારમાં રહેવું છે. આબરૂ રાખવીછે. માટે જે તે સૌ સારા વિચારનુંછે. વળી તમારો ને મારો મેળાપ ઇશ્વરે કરાવવા ધારેલા જેથીજ થયોછો એમાં શક નહિ, ને આ સઘળી બિના એક બીજાની જાણી ચૂક્યાં છીએ, અને હજુ જાણીશું, તેમજ છેવટનું કેવું ફળ નીપજશે તે સૌ દેખીશું.

રૂપવંતી—તથા સ્તુ.

નવનિધરાય—ઇશ્વર તમારી મન કામના સીદ્ધ કરે.

રૂપવંતી—અરેરે, તમે મને ભર દરિઆ વચ્ચે મૂકીને જવાના?

નવનિધરાય—હું તો પુરૂષછું અને ગમે તે રીતથી મા બાપને સમજાવી થોડા દિવસ રહું. પરંતુ મા બાપથી છેક જૂદાંણું કરવું એ સારૂં નહિ, તેમજ દરરોજ તમારે અહિં મારાથી પણ અવાયું? એમ કંઇ બનેજ નહિ, તમે સ્ત્રી છો, તમને તમારા ઘરથી બહા નીકળવાનો હૂકમ નથી તો તમે મને ક્યાં મળો? દરરોજ આ પ્રમાણે વાતચિત્ત કરીએ. પારકી વસ્તૂ ક્યાં સૂધી આધિન થઇ રહે.

રૂપવંતી—એ સઘળું ખરૂં છે. પરંતુ હામેશાં સમાગમ કરવાને જ્યારે તમારૂં ગામ અને ઘરબાર છોડીને મારા મહોલ્લામાં રહેવા આવો ત્યારે તો બને.

નવનિધરાય—ચોળી ચોળીને વધારે કરવું એ સારૂં નહિ. વળી હું જ્યારે મારાં મા બાપ ઘરબાર કુટુંબ છોડીને આવું ત્યારેજ બને કની? વાંહ! ઉપાયતો બહુ સારો?

રૂપવંતી—નાજી, હું છેક તેમ કહેતી નથી, પણ તમારૂં કામ-કાજ વગરે કાંઇ હોય તે કરજો, અને વળી આવી જજો, તેમજ કોઇ કોઇ વખત મારે અહીંઆં પણ આવજો. તેમજ તમે આ ગામમાં રહેશો તેથી ગમે તે વખતે વાત કરવાને દિલ ભરાઇ આવ્યું તો બનશે અને મને સંતોષ રહેશે.

નવનિધરાય—(હસીને) ભટ પ્રેમાનંદ તેના બનાવેલા નરસિંહ મેહેતાના મોમેરામાં લખી ગયા છે કે, "ગોળ વિના મોળો કંસાર, મા વિના સુનો સંસાર," ઇત્યાદિ, તમે તો તેમજ કરોછો.

રૂપવંતી—કેમ કેમ મને બરાબર સમજ નહિ પડી.

નવનિધરાય—જેમ ગોળ વિના કંસાર મોળો લાગેછે, તથા મા વિના સંસાર કેવો સૂનો લાગેછે, તેમ તમે ને હું જ્યાં તલક મળીએ તાં તલક જીવને સારૂં લાગે ને છૂટાં પડયાં કે પાછા અમરજીના મઠ આગળને આગળ, હાય પીટ કર્યા કરીએ ને ઉલટો જીવને સંતાપીએ તથા જોખમમાં નાંખીએ, વગરે એથી તો વધારે નુકસાન ભરેલું બીજું કોઇ નથી. માટે ડુંગરા રથકી રળિઆમણા સારા.

રૂપવંતી—શાબાસ છે! તમે તો એક પછી એક તરેહવાર બતા મૂકોછો. વળી તે એવી રીતથી બોલોછો કે મને સાંભળવાને વધારે હર્ષ થાયછે. લાચાર અંતે મારે દુઃખ તે દુઃખજ.

નવનિધરાય—માણસે ધીરજથી સંતોષ રાખીને દિન ગુજારવા. કહેવત છે કે "દસકો સુખ તો દસકો દુઃખ."

રૂપવંતી—મેં તો સઘળું તપાસી જોયું છે કે મારે તો સદા દુઃખજ વેઠવું પડશે.

નવનિધરાય—એવું શું બોલોછો? સબુરી રાખો; મોંનો ચેહેરો ઉતરી નહિ નાંખો; સાંભળો, આ પૃથ્વી ઉપર મ્હોટા મ્હોટા રાજાઓ તથા મહામૂનિઓ થઇ ગયા તેમજ મોટાં મોટાં ગુણ રૂપ ભરેલાં માણસો આ દુનિઆ છોડી નાની ઉમ્મરમાં

સ્વર્ગને આધિન થયાં છે; તો આપણે શું ગણતીમાં; હિમ્મત રાખો. વળી એવા એવા માણસો પોતાનાં નાનાં બાળ બાળુડાં અને રૂપની ભરેલી સ્ત્રીઓ જેનું આ વખતે વર્ણન કરતાં આપણને ઘણો વખત લાગે, એવી સ્ત્રીઓ મૂકીને ગયાછે. શું, ત્યારે તેઓએ તેની પછવાડે દુઃખ નહિ સહ્યું હશે? અલબત તમારા કરતાં પણ વધારે સહ્યું હશે. તમે તો હાલ પોતે પોતાની એકજ દેહને દુઃખ સહોછો, પરંતુ તેઓ તો પોતાનાં કચ્ચાં પચ્ચાં તરફનું તેમજ ઘરબાર તરફનું, જોઇતા લેહેણાનું ઇત્યાદી. જેના મહેલ જોઇને પશુઓ પણ રડે, એવા વિચિત્ર કે માણસની નજરે પણ જોયા જાય નહિ, વગરે સૌ તેઓ પોતાનું કાળજું ઠેકાણે રાખી સબુરીથી દિવસ ગુજારતાં; માટે ફિકર ના કરો, હિમ્મત હારી નહિ જાઓ, ને એક ઇશ્વર ઉપર નજર રાખી તથા તમારી આગળ મેં જે વાતના ખુલાસા કર્યા છે, તે તેના વિચાર કરી તથા ઇશ્વર સંબંધી સારાં સારાં પુસ્તકો વાંચવાં, તેમજ આ ચાલતા રીવાજમાં આ શાણી સરકારના રાજમાં શો શો સુધારો થાયછે, અને તેથી કેવો ફેરફાર થાયછે, તે સઘળાનું અવલોકન કરી જે તે સારો રસ્તો લેવો જેથી પોતીકા પર દુઃખની થતી અસર દૂર થશે, અને ધારી ચીજ મળશે.

**રૂપવંતી**—તમારી સઘળી વાત મે ધ્યાનમાં લીધી, પરંતુ સહેજ કહું છું તેનો આપનાથી ખુલાસો થાયતો કરશો.

**નવનિધરાય**–મારાથી બનશે તેનો હું સર્વસ્ત ખુલાસો કરીશ.

**રૂપવંતી**—પ્રિય નવનિધરાય, આ સંસારમાં જેમ પુરૂષ પોતાનું ધાર્યું કામ બજાવેછે તેમ સ્ત્રીઓથી બનતું નથી. વળી એવો કોઇ દેશ હશે કે સ્ત્રીઓને અને પુરૂષને સઘળા હક બરાબર હોય?

**નવનિધરાય**—હા જુઓ, ઇંગ્લાંડ દેશ (વિલાયત) માં સ્ત્રી અને પુરૂષને સઘળા હક સરખા મળે છે. પુરૂષ કરતાં સ્ત્રીનું

માન તેઓ વધારે સમજેછે. વળી તેઓ ઇચ્છાવર પરણે છે. તેમજ સરકાર દરબાર, બહાર બજાર સાથે જાયતો તેઓ એક બીજા પોત પોતાના હાથ મેળવી રસ્તે ચાલતા જાયછે. વગરે એક ઇંદ્રપૂરી કરતાં વધારે સુખ ભોગવેછે. તેમજ તેઓ આપણા લોકોની પેઠે વેહેમીલા નથી તથા વારે ઘડીએ અપવાસ નથી કરતા ઇત્યાદિ, તેઓ સઘળી વાતે શાણાછે. તેઓના દેશમાં ઘેરે ઘેર સ્ત્રીઓને ભણાવવાનો ચાલ છે, જેથી તેઓ એટલી બધી ભણીને વિદ્વાન થાય છે કે છેક બેરીસ્ટર (વકીલ) સુધીની પદવીએ ચઢેછે, અને જેમ આપણી સરકારી મ્હોટી કોરટોમાં જેમ મોટા મોટા વકીલો કામ કરેછે તેમ તેઓ કરેછે. કોઇ માસ્તરનું કામ કરેછે. વગરે જેમ પુરૂષો ભણી ગણી વિદ્વાન થઇ પોતાનું કામ બજાવેછે, તેમ તેઓ પણ બજાવેછે. વિચાર કરો કે એ લોકો કેવા હોંશીઆર, ચંચળ અને હુનરી છે. વળી તેઓ આપણા દેશથી સાત આઠ હજાર મૈલ દૂરના રહેવાસી છે. પરંતુ તેઓ વિદ્યા હુન્નર અને સંપથી આજ આખી દુનિઆમાંના સઘળા ભાગોમાં રાજ કરેછે. હાલમાં આપણી મહારાણી વિક્ટોરિઆ રાજ કરેછે, અને તે જાતે સ્ત્રીછે.

**રૂપવંતી**—તેઓ સ્ત્રી થઇ કેમ રાજ કરતાં હશે?

**નવનિધરાય**—તેઓનામાં રીવાજ છે કે વારસમાં કોઇ પુત્ર ન હોય અને દીકરી હોયતો તેઓ વારસાનો હક બજાવી રાજ કર્ત્તા થાય છે.

**રૂપવંતી**—આહા! એતો ઘણું સારૂં. વળી એઓ ભણેલાં પણ ઘણાં હશેજ.

**નવનિધરાય**—તેના ભણવાની ખુબી અત્રે કહીએ તો પાર નહિ આવે. પરંતુ તે ઘણાં વિદ્વાન છે, અને હજુ સૂધી તેઓ અભ્યાસ કરેછે. તેઓ હિસાબમાં એક એક્કા છે, તેમજ રાજ ચલાવવામાં ઘણાં હોંશીઆર છે. તેઓ મોટાં કુટંબી છે. તેઓને છોકરાં છોકરીઓ જમાઇઓ વગરે બોહોળાં કુટંબો છે.

**રૂપવંતી**—એ આપણા દેશમાં કેમ નહિ આવતાં હોય?

**નવનિધરાય**—તેઓ તેના મોટા રાજમાં ને કામમાં એટલાં બધાં ગુંથાઇ ગયાં છે કે તેઓને આવવાને અવકાશ મળતો નથી. પરંતુ થોડા વર્ષ ઉપર તેઓના વચ્ચેટ પુત્ર તથા શાહજાદા (વડા પુત્ર) આપણા દેશમાં આવી ગયા છે, તે તમને પણ ખબર હશે.

**રૂપવંતી**—હા હા; મને સાંભર્યું. સને ૧૮૭૭ની સાલમાં જાનેવારી તારીખ ૧ એ દિલ્લીમાં મોટી ધામધૂમ થઇ હતી અને મોટાં મોટાં શેહેરોમાં અને ગામોમાં સરકાર તરફથી દીવાની રોષની કરાવી હતી. વળી એટલી બધી ધામધૂમ શાને વાસ્તે કરી હશે? તે મને બરાબર ખબર નથી. પણ લોકોથી ઉડ્વાઇ સાંભળી હતી કે રાણીજી ગાદીએ બેસેછે.

**નવનિધરાય**—એ સઘળી ધામધૂમ કંઇ ગાદીએ બેસવાની થઇ નથી. ગાદીએ તો ઘણાં વર્ષથી બેઠેલાંછે પણ તેઓનું રાજ ઘણું મ્હોટું છે, તથા આપણો દેશ તેમજ બીજાં સંસ્થાનો એઓને વિલાયત સાથે જોડી દેવા તથા સઘળાઓને તેના ચાલતા હક બરાબર આપવા ઇત્યાદિ ઘટતી રીતે તેઓને રાજમાં વધારે માન સાથે રહેવા. "કેસરે હિંદ" (શેનશાહ) નો ખેતાબ ધારણ કરવા જે વખતે અસલ હિંદુસ્તાનની ગાદી દિલ્લી કહેવાયછે, ત્યાં મોટા મોટા રાજાઓ તેમ રાણીઓ ખંડીઆ સંસ્થાનના રાજાઓ તેમજ પારકા રાજના રાજાઓ અને એલચીઓ, તેમ જમીનના આબરૂદાર દેશાઇઓ, મોટા મોટા શેહેરના મુખ્ય આબરૂદાર સેઠો અને વર્તમાન પત્રના અધીપતિઓને મહારાણી તરફથી જવાને આમંત્રણ* કર્યું હતું, જેથી આશરે એકસોને છોતેર મોટા નાના રાજાઓ વગરે ભરાયા હતા, અને મોટો ખરચ કરી મોટી દરબાર ભરાવી હતી, તેમાં મહારાણી તરફથી હિંદુસ્તાનના વાઇસ-

* નોતરૂં, તેડું.

રાય લોર્ડ લીટન ગવરનર જનરલ સાહેબ બાહાદૂર મોટી પદવી લેઇ પ્રમુખની ખુરશીએ બીરાજ્યા હતા, ને ત્યાં "કેસરે હિંદનો" ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો. બાદ તે શેનશાહબાનુંને માન આપવાને છસો ને છ તોપ ફોડી માન આપવામાં આવ્યું હતું. આવી રીતે એ દયાળું "કેસરે હિંદ" શેનશાહબાનુંનું જ્યાં જ્યાં રાજ છે તથા ખંડણી આપનારા રાજાઓ છે, ત્યાં ત્યાં તારીખ ૧ જાનેવારી ૧૮૭૭ ને રોજ ઉપર પ્રમાણે જાહેર ખબર વાંચી તોપોના ભડાકા કરી માન આપ્યું હતું, અને તે દિવસની રાતરે દીવાની રોષની કરી હતી. ઇત્યાદિ ઇત્યાદિ.

**રૂપવંતી**—ખરેખર તમારૂં કહેવું વાજબી છે. એ મહારાણીજી મ્હોટાં ધન્યભાગીછે, અને તેના રાજમાં ઘણો સુધારો થયોછે.

**નવનિધરાય**—તમે ઘરમાં ને ઘરમાં ઘર કુકડ થઇ રહો, જેથી બહારની વાત તમને શું માલમ હોય ?

**રૂપવંતી**—હાજી કેમ કરીએ, લાચાર છીએ. શું ઇલાજ કરીએ ?

**નવનિધરાય**—તમને ઇલાજતો બે બતાવ્યાછે, તે જો કરો તો સર્વ જસને પામો.

**રૂપવંતી**—જોઇએ હવે, તમારી અમારી વાતમાં છેવટે શું ફળ નીકળે છે, પછી વારૂં, પણ હમણાં બારણે કેટલા વાગ્યા હશે ?

**નવનિધરાય**—સારૂં થયું કે તમે સાંભર્યું. વળી હું મારે મુકામેથી તરેહવાર બાનું કાહીને આવ્યોછું, એ મેં તમને આગળ કહ્યું છે. વળી પ્રિય મિત્ર મૂળદેવ ક્યારના નીચે બેસી રહ્યા છે, માટે એઓને ઘણી વાર થઇ નીચે બેસારી અત્રે આપણે વધારે વાર વાત કરવી એ દુરસ્ત નથી. વળી ધારા પ્રમાણે શાન્યમ કાળ થયો માટે આ વખતે દરરોજ હું સંધ્યા (ખટકર્મ)

કરૂંછું માટે હવેથી સઘળી વાતચિત આવતે રોજ થશે. હજુ હું બે દિવસ રહેવાનોછું.

**રૂપવંતી**—આપની જેવી ઇચ્છા, પરંતુ આવતે રોજ કેટલે વાગે આવશો.

**નવનિધરાય**—(વિચાર કરીને) શંકા નહિ ધરો, ઘણું કરીને હું સવારના બરાબર આઠ વાગતાં આવીશ.

**રૂપવંતી**—વચ્ચે બે કલાક રહ્યા તેમાં તમે પરગામમાં રહી શું કરવાના?

**નવનિધરાય**—તે કામ માણસ માત્ર કરેછે, અને તમે પણ કરોછો.

**રૂપવંતી**—હું તો સવારમાં વેહેલી ઉઠુંછું, અને દાતણ પાણી ઝાડો ઝપટો તથા સ્નાન વગરે કરી પ્રભુનું એકાદ બે ઘડી સ્મરણ કરૂંછું.

**નવનિધરાય**—બસ ત્યારે. આ કાને સાંભળી ને પેલે કાને શું કરવાને કાઢી નાંખવું જોઇએ?

**રૂપવંતી**—(હશીને) પેલી તમારી વીવાહની વાત કે શું?

**નવનિધરાય**—હા, તે કરવું કે નહિ. વળી તમે શાણાંછો તે કરવામાં તમારો શું વિચાર છે.

**રૂપવંતી**—તમે મારી જોડે પ્રીત બાંધશો તેની ના નહિ, તમે અને હું અત્રે જ્યાં સૂધી સમાગમ કરી વાતચિત કરીએ છીએ ત્યાં સૂધી તો ફિકર નથી. પણ જ્યારે છૂટાં પડયાં કે, જીવ બળવાનો ને બળવાનોજ. તેમજ મેં વિધવાએ તમારી સાથે રહી સંસાર મંડાયો? માટે એ તો જેમનું થતું આવ્યું હોય તેમજ થાય? માટે પ્રિય નવનિધરાય તમારા વીવાહની વાતમાં વધારે જીવ રાખવો. વળી તમે જ્યારે ફરીના અત્રે આવો ત્યારે તમારાં માત પિતાને પૂછતા આવજો કે પેલો શખ્સ જે

મારો વીવાહ કરવા આવેલા તેનું છેવટે શું થયું. સાધારણ રીતે તમારૂં ત્યાં વધારે કામ પડ્યું ને જરા મોડા આવશો તો ફિકર નથી કારણ કે મારાં માત પિતા આવતે રોજ બહાર ગામ કોઈ મરી ગયું છે, તેની મોંકણે (કાણે) જનારછે, જેથી આખો દિવસ જેમ આપણે આ મેડાપર બેસી દુ:ખ સુખની વાત કરીએ છીએ તેમ આવતે રોજ કોઇનો ભો નહિ રાખતાં આખા ઘરમાં ગમે તે જગોએ બેસીને વાત કરીશું તો ફિકર નથી.

**નવનિધરાય**—તમારાં માત પિતા બહાર ગામ જશે, તેટલા સારૂં શું ઘરનાં માણસ આંખે કાને કાન દેઇ બેસશે કે કેમ, કે તમે કહોછો કે કંઈ ફિકર ના રાખો ?

**રૂપવંતી**—ઘરમાં ફક્ત નંદકોર સિવાય કોઇ નથી અને મારા બાપના બાપ (દાદા) છે, તે તો ઘણા વૃદ્ધ છે, તેમ તેઓને આંખે સૂજતું નથી તેમજ કાને પણ બેહેરાછે.

**નવનિધરાય**—ઠીક ત્યારે તમારી નંદકોર સિવાય બીજું કોઇ છે નહિ ?

**રૂપવંતી**—હા પ્રિય નવનિધરાય, ઇશ્વરે કેવો જોગ આણ્યોછે ?

**નવનિધરાય**—જેવો જોઇએ તેવોજ છે. વળી જરા નીચે નજર કરીને જુઓ કે મૂળદેવ છે કે ગયા.

**રૂપવંતી**—(નજર કરી) મૂળદેવ આ ઘરના ચોકમાં ઝોલો છે, તેપર બેઠેલા છે.

**નવનિધરાય**—તમે જરા નંદકોરને અણસરો કરીને કહો કે મૂળદેવને અત્રે મોકલો.

**રૂપવંતી**—વારૂજી, ઘણું સારૂં. (એટલામાં રૂપવંતી ચોકપરની અગાસીમાં જઇ, નંદકોર રસોઇ ખાનામાં હતી તેને ચીપટી વગાડીને આંખના અણસારામાં કહ્યું, કે તું જરા મેડાએ આવી જા. (એટલે)

નંદકોર—(હાથના અણસારામાં) મારૂં શું કામછે.

રૂપવંતી—(ધીમે રહીને) જરા કામ પડયું છે.

નંદકોર—ઠીક આવુંછું. (એટલે રૂપવંતી ઝટઝટ પોતાની મેડીના દાદરની સીડીનાં બે પગથીઆં ઉતરી ઉભી રહેછે, એટલામાં નંદકોર આવેછે. ને નંદકોરને)

રૂપવંતી—(આંગળી કરીને) પેલા ભાઇ ઝોલાપર બેઠેલાછે તેઓની સામે ઉભા રહી આંખના ને હાથના અણસારામાં કહે કે તમોને ઉપર તેડેછે.

નંદકોર—વારૂ. (પછી નંદકોર જ્યાં મૂળદેવ બેઠેલાછે, તેની સામાં ઉભાં રહી આમ તેમ જોઇ મૂળદેવને હાથના અણસારામાં તમને ઉપર તેડેછે.

મૂળદેવ—(આંખના અણસારામાં) ઠીક, હું જાઉંછું. પછી નંદકોર રસોઇ ખાનામાં ગઇ, અને મૂળદેવ ઝોલાપરથી ધીમે ધીમે ઉઠીને મેડીપર ચઢેછે ને મેડે જઇ બેસે છે. (પછી નવનિધરાયને જોઇ) કેમ ભાઇ કેનું કામ છે?

નવનિધરાય—ભાઇ તમને અત્યાર સૂધી ખોટી કર્યા તે માફ કરજો. વળી અમે અત્રે જે કાંઇ વાતચિત કરીએ છીએ તે કોઈ નીચેનાં આદમીમાં જાણ થયું છે?

મૂળદેવ—કાંઇ ફિકર ના રાખો. હું જાઉંછું, તમે કોઇ પણ શંકા ન ધારતા તમે તમારી વાત કરો.

નવનિધરાય—ભાઇ મૂળદેવ, તમે તો મારા પ્રાણ પ્રિય ઇસ્ટ મિત્ર છો, તેમજ તમે મારા (સ્કૂલ અથવ) નિશાળમાં અભ્યાસ કરવામાં મારા ભાઈ કરતાં આલે છો. વળી આ બધી વાતચિત રૂપવંતી સાથે જે કાંઇ થાય છે, તે સઘળાનો ઉપકાર હું ભૂલી નહિ જાઉં. સઘળી લાજ તમે રાખીછે.

**મૂળદેવ**—(હશીને) એવું તે તમે શું કામ કર્યું કે મેં તમારી લાજ રાખી ?

**નવનિધરાય**—ભાઇ, રૂપવંતીના દુઃખનો છેડો નથી. તેમ તેઓનું દુઃખ જોઇ ખરેખર ગમે તેવો વજ્જર છાતીનો માણસ હોય પણ તેનું હૈઉં ભરાઇ આવ્યા વગર રહે નહિ. મને આશા છે કે એ દુઃખ બાઇ રૂપવંતીનું ટાળવા વાસ્તે તમને વચમાં નાંખ્યા છે, માટે તેમની મનકામના ઇશ્વર પાર કરશે તો ગાયની જણી તમને સારો આશિર્વાદ દેશે, અને તમારૂં સાત ભવ સારૂં થશે એટલુંજ નહિ, પણ તે પોતે તેઓની આખી જીંદગીમાં તમને વીસારશે નહિ, અને હું તો વીસરનાર નથીજ.

**મૂળદેવ**—ભલે ભાઈ, તથા સ્તુ. ઇશ્વર તમારી અને તેની મનકામના સફળ કરે. (એટલામાં)

**રૂપવંતી**—(નવનિધરાય સામું જોઇ મૂળદેવને) હું એમનો અતિ ઉપકાર માનુંછું.

**મૂળદેવ**—(રૂપવંતીને) ધર્મોજય, પ્રભુ તમારી ઇચ્છા પૂરી પાડે. (એટલે)

**નવનિધરાય**—રૂપવંતી, પેલાં તમારાં બેન નંદકોર કંઇ નીચે બડબડેછે તો ખરાં, તપાસ કરોને કે તે કેમ બોલેછે.

**રૂપવંતી**—(અગાસીમાં જઇ એક મનથી સાંભળીને) ભાઇ સંધ્યા કાળ થઇ ગઇ છે. હજુ નંદકોર સારી કે આપણી લાજ રાખી છે. વળી તમને ઘણું કરી આ વેળા જોયા નથી. એને મારે કામ કરવામાં મદદ કરવી જોઇએ, પરંતુ તેટલા માટે કંઇ બડબડાટ કરેછે, ફિકર નહિ, હશે.

**નવનિધરાય**—તેની ફિકર કેમ નહિ રાખવી જોઇએ. વળી હવે હું મારે મુકામે જાઉંછું. પછી (મૂળદેવ સામું જોઇ) ભાઇ તમારે કંઇ રૂપવંતી જોડે વાતચિત કરવી છે.

મળદેવ—નાજી, કહ્યું છે કે

## ગીતિ

"જ્યાં બે મળીને કરતાં, ગુપ્ત વાત તેથી જઇ દૂર ખસવું"
"એવી કહેવત જગમાં, જો નહિ ધરીએ તો થાએ હસવું." ૧
(એટલામાં)

રૂપવંતી—(નવનિધરાય સામું જોઇ) વાહવાહ! મૂળદેવે પણ સારો નુકતો કહ્યો.

નવનિધરાય—હા, એઓ પણ ઘણા હોંશિઆર છે.

રૂપવંતી—તમારામાં કંઇ બાકી હોય તો તે એઓનામાં હોય.

નવનિધરાય—હવે બસ કરો, વખત જાય છે. હવે જીવીશું તો આવતે રોજ વધારે વાત કરીશું.

રૂપવંતી—આપની જેવી ઇચ્છાં. (પછી નવનિધરાય તથા મળદેવ મેડાની સીડી ધીમે ધીમે ઉતરી આમ તેમ જોઇ બારણું ખોલી રસ્તે પડેછે. નવનિધરાય તેના મિત્ર મૂળદેવ સાથે પોતાને મુકામ જાયછે. પછી રસ્તે જતાં)

નવનિધરાય—(મૂળદેવને) ભાઇ આવતે રોજ રૂપવંતીને ત્યાં ગયા વિના ચાલે એવું નથી. વળી તેઓનાં માત પિતા આવતે રોજ બહાર ગામ કોણે જનારછે, જેથી આજની પેઠે તમારે નીચે બેસી નહિ રહેવું પડે.

મૂળદેવ—ઠીક, હું તો તમારે તાબેજછું. તમે ફરમાવશો તે કરવાને તૈયારછું.

નવનિધરાય—તમારો ઉપકાર. કહો ત્યારે તમે મારે મુકામે આવોછો કે તમે પોતાને ઘેર સીધાવોછો.

મૂળદેવ—ઘેર ગયા વિના ચાલે નહિ. માટે હવે હું ઘેર જાઊંછું.

**નવનિધરાય**—વારૂ ત્યારે કાલે તમે મારે મુકામે સવારના જમી કરી પરવારી નચિંત થઇ દસ વાગ્યાના સુમારમાં જરૂર આવજો.

**મૂળદેવ**—ઘણું સારૂં. (એટલે બન્ને જણા એક બીજા સલામ કરી પોત પોતાને મુકામે જાયછે. સવાર થતાં દસ વાગતે મૂળદેવ નવનિધરાયના મુકામે જઇ બન્ને ભેગા થઇ રૂપવંતીને ઘેર જવાની તૈયારી કરેછે, રસ્તે જતાં મૂળદેવને કંઇ કામ હોવાથી પાછળ રહેછે, ને મનસુખરામ ને નવનિધરાય રૂપવંતીને ત્યાં જાયછે.)



# પ્રકરણ ૬ ઠું.

**સ્થલ**—રૂપવંતીનું પીએર. (રૂપનાથ કામનાથનું ઘર)

**નંદકોર**—રૂપવંતીની બેન.

**મનસુખરામ**—નવનિધરાયનો મસીઆઇ ભાઇ.

**છોટમ**—રૂપનાથ કામનાથનો ગુમાસ્તો.

**નંદકોર**—(રૂપવંતીને) બેન બારણું કોણ ઠોકેછે. જરા જુઓને, હું પુજામાં બેઠીછું.

**રૂપવંતી**—જોઉં. (પછી ઝટઝટ ચાલી જઇને મનમાં બારણું કોણે ઠોક્યું હશે. જોઉં તો ખરી. નવનિધરાયનો આવવાનો વખત છે, માટે તેઓ તો નહીં આવ્યા હોય. પછી બારણું ઉઘાડ્યું તો નવનિધરાય આવેલા દેખાયા. એમને હલુસે, ખડકીમાં પધારીએજી. પણ આ સાથે કોણ છે?)

**નવનિધરાય**—ફિકર ના કરો, જે છે તે કહેવાશે. પરંતુ શું અહિં ખડકીમાં વહી ગયું છે?

**રૂપવંતી**—કેમ સાહેબ યાદ છે. જો મારાં માત પિતા ઘરમાં

હોત તો મારાથી તમારી જોડે આ ખડકીમાં વાત થાત? વળી મારા ઘરમાં મારીપર એટલો જાસ્તો છે કે જરા પણ કોઇ પરાયા-પુરૂષની સાથે વાત કરવાનો હૂકમ નથી.

**નવનિધરાય**—ખરૂં માનુંછું. પરંતુ તે શા ઉપરથી જણાય?

**રૂપવંતી**—ચાલો ઘરમાં, પછી જણાવીશ.

(એટલે રૂપવંતી, નવનિધરાય તથા મનસુખ ઘરમાં જાયછે. નવનિધરાય ને મનસુખ હિંચકાપર બેસેછે ને રૂપવંતી નવનિધરાયને કહેછે કે હમણાં કેટલા વાગ્યા હશે.)

**નવનિધરાય**—અમે ઘેરથી નીકળયા તે વખતે અમારી પાસેના મંદિરમાં દસ ટકોરા વાગ્યા હતા, માટે હમણાં બહુ ત્યારે સાડા દસ થયા હશે.

**રૂપવંતી**—ઘણું સારૂં. વળી તમે ઘેર જવાનું બાકી રાખ્યુંછે કે પરવારીને આવ્યા છો.

**નવનિધરાય**—હજુ રસોઇની વાર ત્યાં વારછે, માટે અમસથુ મને ત્યાં બેસી રહેવું ગમ્યું નહિ. એટલામાં મૂળદેવ મારે ત્યાં આવ્યા પછી હું અને મૂળદેવ અત્રે આવતા હતા તેટલામાં મૂળદેવને કંઇ કામ પડયું તેથી તેઓ પાછળ રહ્યાછે ને હું અને આ મનસુખરામ આવ્યા.

**રૂપવંતી**—ત્યારે હવે ઘેર જવું પડશે?

**નવનિધરાય**—હોવે. રસોઇનો વખત થશે કે હું જઇશ.

**રૂપવંતી**—ઠીક; તમે અત્યારમાં શું શું કામ બજાવ્યું?

**નવનિધરાય**—જે કામ સવારમાં થતું હશે, તેજ કર્યું હશે. વળી જમીને આવવાનો હતો, પરંતુ મારો જીવ તમારે ત્યાં આવવાને તળે ઉપર થઇ રહ્યો હતો જેથી આવ્યોછું. કેમ તૂમને ગમ્યું કે નહિં?

**રૂપવંતી**—(મોં ઠાવકું રાખીને) એ તે શું બોલો છો. તમે મારી સાથે મારે સ્થાને જે વખતે મળવાનો સમાગમ રાખ્યો છે. ત્યારથી એ વાત વધારે કહેવામાં સાર નથી. પરંતુ મારૂં પોતાનું મન જાણે છે ને એક દુનિઆનો કર્ત્તા ઇશ્વર જાણેછે. પછી તમે ગમે તેમ કહો, પણ મને તો ઉંઘમાં પણ તમારી જંખાણા થયા કરેછે. ભલે પધાર્યા, આજ કંઇ કોઇ વાતની હરકત નથી. ખુલ્લા દરવાજા છે, તમારે ફાવે તેટલી વખત જાઓ ને મનમાં આવે તેટલી વખત પધારો.

**નવનિધરાય**—તમારાં માત પિતા બહાર ગામ કોણે જવાનાં હતાં તે ગયાં છે, તે હમણાં આજ રોજ તુરત આવવાનાં છે કે કેમ, તે કંઇ જાણતાં હોતો કહો ?

**રૂપવંતી**—તમે ફિકર ના કરો. તેઓ એક બે દિવસ પછી આવશે.

**નવનિધરાય**—ઠીક ત્યારે, નહિ તો કદાપિ આ સઘળા ઠાઠમાં આપણને બેઠેલાં ઓચિંતાં આવી જુએ તો કંઇ ફજેતીના ફાળકા. વળી તે કયે ગામ ગયાં છે વારૂં ?

**રૂપવંતી**—તે ગામનું નામ "પંઢરી પૂરી" કરીને કહેવાય છે.

**નવનિધરાય**—હા, તે તો સૌનું જાણીતું છે અને હું પણ ત્યાં જઇ આવ્યોછું. વળી એ તો હિંદુ લોકનું જાત્રાનું મ્હોટું ધામ છે, ને તે રેલવે (આગગાડી) નું સ્ટેશન છે.

**રૂપવંતી**—હાજી તેજ. વળી તમે જાણતા તો હશોજ કે પંઢર પૂરીથી અગાડી આગગાડી કયાં સૂધી જતી હશે ?

**નવનિધરાય**—પંઢરી પૂરીથી છેક દક્ષિણમાં થઇ પૂર્વ તરફ કોલાપુરથી ફંટાઇ મદ્રાસ (ચીનાપટ્ટન) સૂધી જાયછે.

**રૂપવંતી**—મારે પૂછવાનું કારણ એવું છે કે રખેને પંઢરી પૂરીની જનાર ગાડીનો વખત થઇ જાય, ને તેઓ પાછાં આવે.

**નવનિધરાય**—તેઓ અત્રેથી કેટલે વાગે ગયાં છે.

**રૂપવંતી**—સવારનાં આઠ વાગ્યા ત્યાર પેહેલાં નીકળી ચૂક્યાં છે.

**નવનિધિરાય**—અત્રેથી કંઇ સ્ટેશન દૂર તો નથી. પરંતુ સહેજ જતાં પોણો કલાક જોઇએ; તેમ આવતાં પોણો કલાક જોઇએ, માટે હમણાં દસ વાગી ગયા છે, માટે તેઓ ગાડીમાં બેસી ચૂક્યાં હશેજ. તમે ફિકર ના કરો. વળી તેઓને બનવા કાળ હશે, ને આવી પડશે તો તેઓ જાણશે કે કોઇ કાંઇ કામને સારૂં આવ્યા હશે; સૌ તે વખતે થઇ રહેશે. તમારે કંઇ બોલવું નહિ, અમે અમારી મેળે ફોડી લેઇશું.

**રૂપવંતી**—વારૂં આપની ઇચ્છા.

**નવનિધિરાય**—(નીચું જોઇ મોં ઢાંકવું રાખીને) વારૂ જરા તાઢું પાણી લાવશો.

**રૂપવંતી**—હાજી; એકથી સો વાર તમારૂં આવવું જાણીને આપણા હિંદુ લોકના રીવાજ પ્રમાણે કોરી માટલીમાં પાણી ભરી રાખ્યું છે, તેમાંથી હમણાંજ પેલો લોટો આપને સારૂં ભરી મૂક્યોછે. આપને હું આપવાની તૈયારીમાંજ હતી. પરંતુ જરા વચ્ચે વાતચિત્ત થઇ તેથી પુછાયું નથી. વળી એટલામાં પોતેજ તસદી લીધી, ક્ષમા કરશો. (એટલામાં રૂપવંતી તાંહાં પાણીનો લોટો લેવા જાયછે ને).

**નવનિધિરાય**—બસ બસ કરો. એતો આણ્યા બરોબર થયો.

**રૂપવંતી**—શું લોટો ખાલી છે? તમે મારી મશ્કરી જાણી?

**નવનિધિરાય**—ના તેમ તો નહિ. મારી નજર હું આવ્યો ત્યારથીજ એ લોટા તરફ હતી. એ લોટો ઘણો નિર્મળ દેખાય છે, તથા સાફ કર્યાથી ચકચકીત થઇ રહ્યો છે. મને લાગેછે કે તેમાં પાણી પણ સુંદર નિર્મળ હશે, એકાદ પ્યાલો પાણી પીધું હોય તો ખરેખર ઘણા દિવસની તરશ છીપે ખરી? વારૂં તમારૂં માન તો રાખવું, જરા એમાંથી એક પ્યાલો ભરી પાણી આપશો?

**રૂપવંતી**—(તાબડતોબ પાણીનો પ્યાલો આણી આપી) જરા ધીમેથી પીજો.

**નવનિધરાય**—ઠીક.

**રૂપવંતી**—કેમ શું વિચારમાં પડયાછો? બીજું જળ લેશો.

**નવનિધરાય**—હેં હેં, શું કહો છો?

**રૂપવંતી**—(હશીને) અરેરે, પુરૂષનું મન ઇશ્વરે કેવું ઘડયું છે કે જ્યાં ત્યાં એક ચિત્ત ઠેકાણે નહિ.

**નવનિધરાય**—તમે કંઇ બોલતા ના. વધારે કહેવામાં સાર નથી. એટલેથીજ બંધ કરો, મારાં ચરમાં ઠેકાણે નથી.

**રૂપવંતી**—કેમ ગળે શું ભરાઈ આવ્યું છે? ખંખારો કે જે તે નીકળી જશે.

**નવનિધરાય**—એવી વાત શું કરોછો. તમારો સુંદર વિવેક ભાવ ગુણ રૂપ જોઇને મારૂં મન ખરેખર વિચારમાં પડયું.

**રૂપવંતી**—નહિજી? ખરેખર જે હોય તે હમણાં કહો?

**નવનિધરાય**—સાંભળો, જે વખતે તમે મને પાણીનો પ્યાલો આપ્યો, તે વખતે પાણી પીતાં તમારી ને મારી નજર એક થઇ, એટલુંજ નહિ પણ તમારૂં ખૂબસૂરત અંગ જોઇને વિચારમાં પડયો કે આવી રૂપાળીને ગુંણ રૂપ ભરેલી સ્ત્રીને કેટલું દુઃખ. ખરેખર તમે કોઇ દેવને ત્યાં જન્મવાનો હશો, પરંતુ પુર્વે તમારા તનમાં કંઇ ખામી થવાથી આ મ્હા પાપી ગ્નાતમાં જન્મ લીધોછે. ખરેખર તમારા ગુણ રૂપનું વર્ણન કરવાને આ વખતમાં કોઇની શક્તિ હોય એમ ધારતો નથી. સ્ત્રીની ચાર જાત કહેવાય છે. તેમાંની ઉત્તમ જાત જે પદમની તે પોતેજ છો. શાણાં છો, વિદ્યા ભણેલાંછો, સારી ચાલનાં ને વિવેકી છો, ઇત્યાદિ. શરીરના સર્વ અંગો કરતાં એક અંગમાં વધારે છો.

**રૂપવંતી**—(નીચું જોઇ) જો રવિને (સૂર્ય) પહોંચાય તો તમારી બુદ્દિનો છેડો આવે, જરા વાતને રસ ભરી કરવાને અનેક પ્રકારના દાખલા લાવીને એક ખાબોચીઆને સરોવર બનાવે. પરંતુ અંતે ખાબોચીઉં તે ખાબોચીઉંજ.

**નવનિધરાય**—એમ ના બોલો, જેનું જ્યાં કહેવાતું હોય ત્યાંજ કહેવાય.

**રૂપવંતી**—વારૂં ત્યારે. સર્વ મનુષ્યને (નર અને નારીને) સરખા અંગોમાં નિપજાવેલાંછે, ને તમે મારૂં એક અંગ વધારે કહોછો. એ મને આશ્ચર્યકારક લાગેછે.

**નવનિધરાય**—તમે ભૂલોછો. સ્ત્રી અને પુરૂષ તેના પેહેરવેષમાંથી જુદાં પડેછે, એટલુંજ નહિ પણ તેના બીજા ગુપ્ત અંગોથી પણ જુદાં પડેછે. તેમજ તેની ચાલ તથા શરીરની અંદરની બાંધણીમાં, સાદમાં (કંઠમાં) ભિન્યતા મૂકેલી છે, એટલે એતો સઘળું ઉપર ઉપરથી દેખાતું છે. પરંતુ સૌને એક હાથે પાંચ આંગળાં હોય છે, પણ તમારે એક આંગળું જાસ્તી છે, ખરૂં કનાં??

**રૂપવંતી**—હાજી, એ વાત પછીથી થશે. હજુ આપણે ગઇ કાલની બાકી રહેલી વાત કરવાનીછે, માટે તે સૌ થશેજ. પણ એક મારી ગરીબ દુખિઆરીનું એક વચન નહિ રાખો ?

**નવનિધરાય**—ફરમાવો.

**રૂપવંતી**—આજ રોજ નંદકુવેર રસોઇ બનાવવામાં બડી ફજરનાં પેઠેલાં છે. વળી અમારા સર્વ ઘરમાં નંદકુંવેરની રસોઇ ઉતકૃષ્ટ થાયછે. એમની રસોઇ અમારા આખા કબિલામાં તેમજ આખા મહોલ્લામાં પંકાય છે, માટે દીનપર દયા ધરી આજરોજ તમે બન્ને જણા જમવાને સારૂ ઉઠોતો મ્હોટી મેહેરબાની થાય.

**નવનિધરાય**—ફિકર ના કરો, સૌ થાયછે. પણ આ મારી સાથે અમારા ભાઇ છે. તેની કંઇ કોઇ વાતમાં ફિકર કરતાં માં એઓ અમારા મસીઆઇ ભાઇ થાયછે, અને તે ઘણા ભોળાછે. એકમાં કે બેમાં સમજતા નથી. (એટલામાં)

**રૂપવંતી**—(નવનિધરાયના સામુ જોઇ મનસુખરામને)ભાઇ, તમારૂં નામ શું ? ને તમારી ઉમ્મર હાલમાં કેટલા વર્ષની છે, તથા તમે નિશાળે ભણવા જાઓ છો ?

**મનસુખરામ**—મારૂં નામ મનસુખરામ અને મારી ઉમ્મર હમણાં ૧૬ વર્ષની છે, ને નિશાળે જતો બંધ થયોછું.

**રૂપવંતી**—ત્યારે કંઇ આંધળા બેરૂં ભણ્યાતો હશો. વળી તમે પણ ચાલાકીમાં તો આ તમારા ભાઇ નવનિધરાય જેવા લાગોછો.

**મનસુખરામ**—હું થોડી મૂદત સૂધી બહાર ગામ જઇ સરકારી સ્કૂલમાં ભણ્યો. હમણાં મને સાધારણ સરકારી નોકરીછે.

**રૂપવંતી**—ક્યાં છે ?

**મનસુખરામ**—સૌરાષ્ટ્ર દેશમાં. (કાઠિઆવાડ)

**રૂપવંતી**—વારૂં, તમારૂં અત્રે આવવું કેમ થયું છે ?

**મનસુખરામ**—અત્રે ભાઇ નવનિધરાય આવ્યા છે. ત્યાર પછી બીજે દિવસે.

**રૂપવંતી**—(નવનિધરાયને) કેમ ખરી વાત. વળી તમે તે દિવસના એઓને મૂળદેવ સાથે જરાએ લાવ્યા નહિં ?

**નવનિધરાય**—એઓ તેમના કામને સારૂં અત્રે આવી પૂને ગયા હતા. પરંતુ એઓ મને રસ્તામાં આવતાં જોઇ હું તેઓને મારી સાથે તેડી લાવ્યો.

**રૂપવંતી**—(ખુશી થઇને) ઘણું સારૂં કે અત્રે પધાર્યા.

**નવનિધરાય**—એઓ આવ્યા છે, જેથી તમને બહાર બહારનું સારૂં લાગ્યું કે મનનું ?

**રૂપવંતી**—એવો ટુંકો બોલ શું કહોછો, એઓ આવ્યાથી મને કંઇ ગેર ફાયદો નથી. ઉલટો ફાયદો છે. વળી તમારા એ બંધવ ભાઇ છે. માટે તમારામાં જો હું કંઇ જાતનો ભિન્ય ભાવ રાખું તો એઓનામાં રાખું. તમે ધારો છો કે તેમ હશે ?

**નવનિધરાય**—એઓ મારે મુકામેજ ઉતરેલા છે, અને જ્યાં હું જમીશ ત્યાંજ એ જમશે.

**રૂપવંતી**—(દલગીર થઇને) અરે શાબાસ! ફરી ફરીને આપણે સઘળાઓ ક્યારે ભેગાં થઇશું. વળી તમે મારી દુખિઆરીનું વેણ રાખતા હોતો તથા તમારે ઘેર કોઇ દિવસ મને તેડવી હોય તો ખરેખર કહું છું કે જમવાને ના પાડશો નહિ.

**નવનિધરાય**—(મોં ઠાવકું રાખીને) જમે ઘણું છે?

**રૂપવંતી**—જાઓ જાઓ. સમજુ ને વધારે કહેવામાં કહેનાર માણસને શ્રમછે. આપણા લોકમાં જમવાને તો પ્રથમ ગણેછે. પ્રથમ તો સમાગમમાં જમવું એ એક ઉત્તમ છે. પ્રીતિ વધેછે, વેહેવાર બંધાય છે, અને એક એકના ઘરનો ને મનનો ખરો વિવેક જણાયછે, ઇત્યાદિ જમવાને ઉઠોતો મોટી મેહેરબાની, નહિ તો અમસ્થો જીવ બળયા કરશે.

**નવનિધરાય**—એમાં જીવ બળવા જેવું કંઇજ નથી. મન સાફ જોઇએ, હું જમવામાં મારી જાતે વધારે ધારતો નથી, માટે વધારે આગ્રહ કરવો ન જોઇએ. વળી હું જ્યારે ફરીથી આવીશ ત્યારે જમીશ. મારે મુકામે જમવાનો વખત થયોછે, ને ત્યાં ન જાઉં તો મારા જેવો એ વિશ્વાસુ ઘેલો માણસ કોઇ નહિ. વળી ત્યાં દૂધપાક પૂરીનું જમણ છે.

**રૂપવંતી**—(નીચું જોઇ લાંબેથી) હાં હાં!! ખરી વાત. તમે દૂધપાક પૂરીનું જમણ જમવાને માગો છો? ફિકર નહિ, તમારાં કરતાં કંઇ વધારે નથી. પરંતુ દૂધપાક પૂરીનું જમણ જમવા માગતા હો, અને એથી પ્રીતિમાં વધારો થતો હોયતો, આ મેડા પર મારા પિતાનો ગુમાસ્તો છે, તેને નીચે તેડાવી સઘળી વગ કરાવું, બાકી જો દયા કરીને હમણાંજ જમવા ઉઠોતો જે તૈયાર હશે, તે નમનતાઇ પૂર્વક ધરીશ. (એટલામાં રૂપવંતી ગુમાસ્તાને બોલાવે છે) ભાઇ છોટમ મેડેછે કે (એટલે)

**નવનિધરાય**—છોટમ કોણ છે.

**રૂપવંતી**—મારા પિતાનો ગુમાસ્તો છે.

**નવનિધરાય**—મારૂં તમારે ત્યાં ગઇ કાલે તથા આજ રોજ આવવું થયું છે, તે તેને ખબર છે વારૂં ?

**રૂપવંતી**—જેમ આ તમારાં ભાઇ વિષે તમે જણાવ્યું છે કે એકમાં કે બેમાં સમજતા નથી, તેમ એવી ઊંડી વાતમાં તેપણ સમજતો નથી, જાતે શાણો ને સારા સ્વભાવનો, ઘણા દિવસનો જૂનો માણસ છે. અને તેને જેટલું કામ સોંપીએ તેટલુંજ કરીને બેસી રહે એવો ભલો છે. વળી અગાડી મને તથા તમને ઘણો કામ આવશે.

**નવનિધરાય**—એ શું આપણું (ઉંધું વાળશે) કામ કરશે?

**રૂપવંતી**—તમને પ્રથમ સહેજ પૂછ્યું હતું તે એકે જ્યારે તમારૂં આ રાજનગરથી તમારે ગામ જવું થશે ત્યારબાદ ત્યાંથી તમે મને પત્ર લખશો કે નહિ ?

**નવનિધરાય**—અરરે, આટલી પ્રીતિએ અને સમાગમની (રૂઢીએ) રાહે શું હું તમને કાગળ નહિ લખું ? વળી એતો તમારે નક્કી જાણવું કે હું કોઇ પણ બાબતમાં આળસું નથી. જેનો કાગળ ઇયા સંદેશો મળયો હોય તેનો તેજ ઘડીએ જબાપ આપું ત્યારેજ મને ચેન પડે. પરંતુ તમે મને કાગળ લખવાને કેમ કરશો ?

**રૂપવંતી**—હું પણ તમારી, પ્રકૃતિને મળતીછું. તમારા કરતાં મારો પત્ર તમને અગાઉ મળશે, એમાં શક નહિ.

**નવનિધરાય**—ઠીક ત્યારે, હાં હાં મને સાંભરી આવ્યું ; જ્યારે તમને હું કાગળ લખું ત્યારે કેના નામનું શિરનામું કરૂં ?

**રૂપવંતી**—યાદ કરો. આગળ કહ્યું છે કે છોટમ મને તથા તમને ઘણો કામ આવશે, માટે તમે કાગળ લખો તો છોટમના નામનું મથાળું કરીને મોકલવો ને તે કાગળ ઉપર (+) આવી નિશાની કરવી જેથી તેઓને હું કહી રાખીશ કે જ્યારે મારે ત્યાં કાગળ આવશે ત્યારે "એ" નિશાનીનો કાગળ છોટમ લેશે.

**નવનિધરાય**—ઘણું સારૂં. એ બધી તેવડ પેહેલથી કરવી જોઇએજ. વળી કાગળપર શિરનામું છોટમના નામનું કરૂં ખરો, પરંતુ ઠેકાણું કયાંનું અને છોટમના પિતાનું નામ શું?

**રૂપવંતી**—તમે જ્યારે મને કાગળ લખો ત્યારે મારૂં ખરૂં નામ નહિ લખતાં; કોઇ બીજું નામ લખવું.

**નવનિધરાય**—તમેજ બતાવોને કે હું તેજ લખું.

**રૂપવંતી**—છોટમનું નામ લખવું, એટલે મારૂં નામ સમજીશ. વળી તમે કાગળ લખવામાં એટલી ચતુરાઇ રાખજો કે સારી પ્યારી તારી વગરે સ્ત્રી જાતને લગતા શબ્દ વાપરશો નહિ. સબબ રખેને કોઇ પરજનના હાથમાં કાગળ જાય ને જુએ તો આંધળા બેરૂં જાણી કોઇને વેમ ભરાય અને દંપતી આંખે કૂવો પૂરવાનું થાય, માટે તે વાતમાં ખૂબ હૈકું ઠેકાણે રાખવૂં. તેમજ સઘળો કાગળ ભરમમાં લખવો જેથી હું તે કાગળ છોટમ પાસેથી લેઇને વાંચીશ ત્યારે સમજી જઇશ.

**નવનિધરાય**—વારૂં ફિકર ના કરો, એ વિચાર મારા મનમાં હતોજ, પરંતુ તમે યાદ કર્યો જેથી તમારી હોંશિઆરીમાં કંઇ પાર નથી, ને તમને હું શાબાશી આપુંછું. હવે મને છોટમના બાપનું નામ તથા કયે ઠેકાણે કાગળ લખું તે મને મારી નોટ બૂકમાં લખાવશો?

**રૂપવંતી**—હાજી (એટલે નવનિધરાય પોતાના ગજવામાંથી નોટબૂક તથા સુખડપેન કાઢીને.)

**નવનિધરાય**—લો, લખાવો. (રૂપવંતી લખાવેછે.)

**રૂપવંતી**—(આમ તેમ જોઇ) "રાજનગર મધે, રૂપનાથ કામનાથ જોશીના ઘરમાં, છોટમ શીકારી લાલને પહોંચે," મુકામ રાજનગર—ઠેકાણું કંસારાવાડની પોળમાં. આ પ્રમાણે તમારે શિરનામું કરવું.

**નવનિધરાય**—ઘણું સારૂં, ખરેખર આ કામ એક પક્કુ થયું. હવે બીજુ તો કંઇ નહિ પણ મારે છોટમને ઓળખવો જોઇએ માટે મને રૂબરૂ કરી દેખડાવો તો ઘણું સારૂં. (ત્યારે છોટમને);

**રૂપવંતી**—(ઉંચે જોઇ) અલ્યા છોટમ, (લાંબેથી) ઓ છોટમ, ભાઇ જરા નીચે આવને મારે તારૂં કામ પડયું છે. (કહેતામાં છોટમ તુરત મેડેથી ઉતરી જ્યાં રૂપવંતી ઉભેલાંછે, ત્યા આવીને)

**છોટમ**—કેમ બા.

**રૂપવંતી**—(છોટમને) તમને આ ભાઈ બેઠયાછે, તે તમને બોલાવેછે. (એટલામાં)

**છોટમ**—(નવનિધરાય સામું જોઇ, સલામ કરી ધીમેથી) કેમ સાહેબ ફરમાવશો; કંઇ સેવકને હુકમ.

**નવનિધરાય**—(છોટમને) તમારૂં નામ શું ?

**છોટમ**—મારૂં નામ છોટમ.

**નવનિધરાય**—વારૂં તમારા પિતાનું નામ શું ?

**છોટમ**—મારા પિતાનું નામ "શીકારી લાલ છે."

**નવનિધરાય**—ઠીક. તમે આ ઘરના માણસોના કંઇ સગાં લાગોછો ?

**છોટમ**—નાજી. આ રૂપવંતીના પિતાનો હું ગુમાસ્તોછુ.

**નવનિધરાય**—ઘણું સારૂં, તમને અત્રે એક વર્ષનો શું પગાર મળેછે ?

**છોટમ**—મને એક વર્ષના રૂપીઆ ૫૦) અંકે પચાસ કંપની મળેછે.

**નવનિધરાય**—વારૂ ભાઇ, તમારે અત્રે શું કામ કરવું ?

**છોટમ**—મારે સેઠની પરગામની ઉઘરાણી લાવીને આણી આપવી.

**નવનિધરાય**—એ વિના કંઇ બીજું કરવું ખરૂં કે?

**છોટમ**—વખતે કંઇ ઘરનું કામ બતાવે તે પણ કરવું.

**નવનિધરાય**—(જરા હશીને) વારૂ, ત્યારે કોઇ વખત અમારૂંજ કામ આવી પડે તો કરો ખરા?

**છોટમ**—હાજી. એકથી સો વખત, કેમ ના કહેવાય.

**નવનિધરાય**—તમે મને મારા ગામમાં કંઇ દીઠામાં આવ્યા છો ખરા. પરંતુ તમે મને ઓળખો છો?

**છોટમ**—વખતે તમને હું દિઠામાં આવ્યો હઇશ, પણ મેં તમને જોયા નથી. ખરેખર કહો કે મને તમે ક્યાં જોયો હતો.

**નવનિધરાય**—મેં તમને મારા ગામમાં જોયા હશે.

**છોટમ**—સાહેબ, તમારા ગામનું નામ શું?

**નવનિધરાય**—અમારૂં ગામ કૈલાસપુર કરીને છે.

**છોટમ**—ખરૂં સાહેબ, મારૂં ત્યાં મોસાળછે. વળી કોઇ કોઇ વખતે ત્યાં મારૂં આવવું થાયછે જેથી વખતે તમે મને કંઇ જોયો હશે. (એટલામાં)

**રૂપવંતી**—(નવનિધરાયને) કેમ સાહેબ, એઓને જોઇ લીધા? એઓ કેવા લાગેછે?

**નવનિધરાય**—તમારૂં કેહેવું બરાબર છે. હાલમાં તો એઓ ઘણા સારા ને ભલા માલમ પડેછે. (એટલે)

**રૂપવંતી**—(છોટમ સામું જોઇને) કેમ સાંભળે છે. હું એક વાત કહું તે તારા મનમાં રાખજે ને તે જે પ્રમાણે કહું તે પ્રમાણે પાળજે.

**છોટમ**—ઠીક બા.

**રૂપવંતી**—જો તારા નામનો કાગળ આપણા ઘરમાં ટપાલનો સિપાઇ લેઇને આવે તો, તું હોય તો તારે લેવો. અગર અમે હઇશું તો અમે લેઇ તને આપીશું. વળી તે કાગળ લેઇને તારે એકદમ ફોડવો નહિ. તારી પાસે રાખી મૂકવો. કદાપિ ઘરના સૌ માણસ હોય અને તને કોઇ કહે કે છોટમ કાગળ ફોડીને વાંચ, અગર અમને કોઇને વાંચવા આપ, તો તારે કહેવું કે હું ઘેર જઇને વાંચીશ. મગર તને વધારે આજીજી કરીને કહે પણ તારે આડા કાન કરવા. વળી તને પૂછશે તો નહિજ, પણ વખતે પૂછે તો તને મેં કહ્યું તેમ કરવું. બાપા કે મા એતો એવી બાબતમાં બોલનાર નથી, પણ રખેને કોઇ બીજું પૂછે તો.

**છોટમ**—બા, ઠીક, ઠીક, બા. ફિકર નહિ, હું કોઇને આપું નહિ કની?

**રૂપવંતી**—વળી એક કહું છું તે યાદ રાખજે કે કોઇ પણ વખત તારા પેટમાંથી આ વાત પરાયા આદમીને કાને જાય નહિ, તેમ તારો ગમે તેવો મિત્ર હોય કે માત પિતા હોય, પણ એ વાત તારે બીજાને કરવી નહિ. આવી રીતે તું તારા વચનનો સાચો પડશે તો આ ભાઇ (નવનિધરાય) બેઠેલા છે, તે તને આગળ જતાં કોઇ મોટા પગારની સારી જગો (ચાકરી) અપાવશે.

**છોટમ**—(હસીને) વારૂ બા. હવે મારૂં કંઇ કામ છે. બેસું કે જાઉં.

**રૂપવંતી**—મને જરા જોઇને કહી જા કે દાદા ક્યાં બેઠયા છે.

**છોટમ**—વારૂ. (એમ કહી છોટમ ઘરના પછાડીના વાડામાં જાયછે, ને જોઇને રૂપવંતીને,) દાદા તો વાડામાં બેઠયા છે, ને તેઓ મંદમંદ સૂર્યનાં કિર્ણની હવા ખાય છે.

**રૂપવંતી**—બહુ સારૂં. તું હવે જા. (છોટમ જાયછે ને) (નંદકોરને) નંદકોર, રસોઇની કેટલી વાર છે.

**નંદકોર**—કંઇ વાર નથી. તમારી વારે વાર છે.

**રૂપવંતી**—બેન, ક્યારનીએ તું રસોઇમાંથી બહાર નીકળી નથી? વળી તું શું કર્યા કરેછે? જરા બહાર આવની.

**નંદકોર**—(મોટેથી) રસોઇ સઘળી તૈયાર થઇછે, કઢી ચૂલે ગરમ કરવા મૂકીછે. તે ઉકળ્યા કરેછે. વળી તેમાં મશાલો નાંખવો જોઇએ, માટે ધાણા, જીરૂ, મરી, હળદ, કોથમી વગરે તૈયાર કરૂંછું. તમે તમારી વાતો કરો.

**રૂપવંતી**—(નવનિધરાયને) જોયું, એના કેવા બોલ છે.

**નવનિધરાય**—મોતીની ચવેરા સરખા, તેમાં શું કહેવું.

**નંદકોર**—નહિ નહિ સાહેબ, એવી નથી.

**નવનિધરાય**—હું ક્યાં તેમ ગણુછું. વળી એઓ મારાથી શરમાયછે કે કેમ?

**રૂપવંતી**—(ચાલાકીથી) શરમાય એવી તો જરાએ નથી. સો માણસને શરમાવીને શરમાય એવીછે. (એટલે પછી)

**નવનિધરાય**—(નંદકુવરને) કેમ નંદકુંવર, રસોઇમાં બેસી રહ્યાં છો. જરા બહારતો આવો. (પછી)

**નંદકોર**—(રસોઇ બાનામાંથી) આવું તો ખરી, પણ મેં કઢી ચુલાપર મૂકી છે. વળી તે ઘણી જોસપર આવીછે. રખેને આવું તો ઉભરાઇ જાય.

**નવનિધરાય**—(રૂપવંતીના સામું જોઇને) વાહ! પરમેશ્વરે બન્ને બેનોનો જોડો કંઇ તરેહવાર બનાવ્યો છે. વળી તમે બન્ને બેનો એક એકને માથે છો.

**રૂપવંતી**—(હાથના અણસારામાં મલકતે મુખે) આ તમારા ભાઇ અને તમારા જેવાં તો ક્યાંથી?

**નવનિધરાય**—અમે શું ગણતીમાં? અમારાથી પણ આલે.

**રૂપવંતી**—(નીચું જોઇને) અરેરે, અત્યારથી મને ફિકર થવા લાગી, હવે તમારે; તમારે ગામ જવાને હવે ૧ દિવસ છે.

**નવનિધરાય**—તેટલા માટે ફિકર ના કરો.

**રૂપવંતી**—આવી સહેજ વારતામાં આજનો આખો દિવસ જતો રહેશે. (કહ્યું છે કે)

## રોલા વૃત્ત.

"માત પછાડી જાય, અત્ર નારીની પૂત્રી,"
"ઘર ઘર ફરતી ફરે, શ્વાન તણી જે કૂત્રી." ૧
"પણ ના મુજને પડે, ચેન "આ ઘરમાં" રહેતાં,"
"થતી પ્રીત(નો) વિયોગ, દુઃખ દાવાનળ કહેતાં." ૨
"બહાર ફરે નર રોજ, નારી ઘર કુકડ કેદ,"
"જાણે નહિ તલ માત્ર, જિવા જગની કંઇ ભેદ." ૩
"અતિ સ્નેહ ભરપૂર, અર્સપર્સ, નર નારી,"
"વિખુટ જ્યારે થાય, પાણી સમ નરવિન નારી." ૪
"અલ્પ વખત છે હવે, નિસાસો ક પર નાંખું,"
"તું પ્રભુ સુખમાં રાખ, "નવનિધરાયને ભાખું." ૫

(એ સાંભળીને)

**નવનિધરાય**—(રૂપવંતીને) આહા !! જુગતે જુગતુ ને જોડે જોડું કેવું લાવી ને કહ્યું ? હું તમારો અતર ભાવાર્થ સમજી ગયોછું. વળી દિવસ જતો રહેશે, તેને મારાથી કે તમારાથી ખળાશે નહિ. વળી તાઢા પોહોરના ગપ્પા મારીએ છીએ, એક એકનું સુખ દુઃખ શ્રવણ કરીએ છીએ. પ્રીતિ વધે છે; તેમજ એક એકના ગુણ દોષ માલમ પડેછે. ઇત્યાદિ એથી તો ઘણો લાભ છે. જ્યાં લાભછે, ત્યાં બરકતની કશી ખામી નથી.

**રૂપવંતી**—(આમ તેમ જોઇ) બારણે કોણે સાદ પાડયો. (કોઇ બોલ્યું નહિ ત્યારે)

**નવનિધરાય**—ઘણું કરી મૂળદેવ આવનારછે, તે આવ્યા

હશે. પછી કોણ જાણે; માટે જોવું તો જોઇએ. (એ સાભળતાંજ) પછી રૂપવંતી જલદી જલદી બારણું ઉઘાડવા જાયછે, ને મોઢેથી સાદ કરી કોણછે. (બારણેથી)

મૂળદેવ—હું મૂળદેવ.

રૂપવંતી–(મૂળદેવને ખડકીમાં થોભાવીને)વારૂ સાહેબ પધારો.

મૂળદેવ—હાજી. વળી નવનિધરાય ભાઈ તમારે ઘેર આવવાને નીકળી ચૂકયાછે, તે આવ્યા છે?

રૂપવંતી—હાજી, આવેલાછે. તમોને તે કયારનાએ સંભારેછે.

મૂળદેવ—(હસીને) નીચે છે કે કાચવાળી મેડી પર છે. વળી તમારા પિતા છે કે ગયા.

રૂપવંતી—મારા પિતા બહારગામ કોણે ગયા છે.

મૂળદેવ—કયારના ગયાછે.

રૂપવંતી—બડી ફજરમાં કલાક સાત. સાડા સાતને અમલે.

મૂળદેવ—ઘણું સારૂ. (પછી મૂળદેવ ઘરમાં જાયછે. પછાડી બારણું બંધ કરી રૂપવંતી મૂળદેવની અગાડી આવી આવી ઉભાં રહેછે.)

નવનિધરાય—(મૂળદેવને જોઇ) ભાઇ આવ્યા કે?

મૂળદેવ—આવ્યા વિના ચાલે? ન આવીએ તો વિશ્વાસઘાત થાય.

નવનિધરાય—(ખુશી થઇને) ભાઇ તમે મારા ઇસ્ટ મિત્ર છો. તમે પૂર્વથી મારૂં કહ્યું માનતા આવ્યા છો જેથી તમારો ઉપકાર માનુંછું.

મૂળદેવ—ઘણો, ઘણો?

રૂપવંતી—(મૂળદેવના સામું જોઇ) ભાઇ તમે આવ્યા તેથી ઘણી ખુશી થઇછું. વળી હવે રહેલી વાત આગળ થશે.

**નવનિધરાય**—(રૂપવંતીને) પોતેજ પ્રથમ વાત ચલાવોતો માઠી મેહેરબાની થાય.

**રૂપવંતી**—ઘણું સારૂં. મનસુખરામ ભાઇ તથા મૂળદેવ છે તેથી ઉલટું આપણને આજરોજ ફાયદા ભરેલું છે.

**મનસુખરામ**—(રૂપવંતીને) કેમ તમે તો તમારી વાત કરવામાં લાગોછો કે ઉલટાં બાનાં કાઢોછો.

**રૂપવંતી**—(નવનિધરાયના સામું જોઇ આંખના આણુસારામાં) કેમ જોયું કે તમે તો કહેતા હતા કે એઓ તો એકમાં કે બેમાં સમજતા નથી, પરંતુ હવે સૌ જણાવવા માંડયું.

**નવનિધરાય**—એતો અમસ્થુ જરા મશ્કરી હાસ્ય.

**રૂપવંતી**—હજુ મશ્કરી તો મટીજ નહિ. (નવનિધરાયે ઉત્તર નહિ આપ્યો ત્યારે)

**મૂળદેવ**—(નવનિધરાયને) ભાઇ, દિવસ તેનું કામ કરેછે. તમારે રહેવાને હવે વધારે વખત નથી. માટે જે તે હવે તમારે તમારી વાતનો ખુલાસો કરી છૂટા છેડા કરો તો વધારે સારૂં.

**નવનિધરાય**—એ શું બોલ્યા, જાઓ જાઓ, અહિં કંઇ ધણીધણીઆણીનો કંઇ કજીઓ નથી કે તે વઢી ને છૂટા છેડા કરીએ.

**મૂળદેવ**—ઘણું કરી તેમજ લાગેછે. હવે જે તે જલદી કરો તમારે અને મારે જવાનો વખત થશે.

**રૂપવંતી**—(મૂળદેવને) મારો કંઈ વાંક નથી. સૌ એમના હાથમાં છે.

**મૂળદેવ**—એમના હાથમાં ૫ આંગળાં વિના કંઇ નથી. તમે કંઇ હાથે ઝાલીને આપો ત્યારે તો એમના હાથમાં છે એમ ઠરે.

**રૂપવંતી**—(હશીને) તમે પણ બડી મજા કરોછો.

**મૂળદેવ**—(નવનિધરાયને) હવે કેમ કરવું છે.

નવનિધરાય—આપની ઇચ્છા.

મૂળદેવ—મને લાગે છે કે, મનસુખરામ ભાઇને જરા વેહેમ જેવું લાગ્યું ખરૂં.

મનસુખરામ—ના ભાઇ ના, મારી કંઇ ફિકર કરશો નહિ. હું ખુશી થયો કે ભાઈ મૂળદેવ પણ આવી પહોંચ્યા. એકથી બે ભલા ને બેથી ત્રણ ભલા. (ઠઠા મશ્કરીનું ટોળ બંધ થાયછે ને પછી)

નવનિધરાય—(મનસુખરામને) ભાઇ, હું અત્રે આવતો હતો. પરંતુ તમે મને વાટમાં મળયા, તમારી ને મારી આંખ મળી. હવે તમે મારા ભાઇ છો. વળી દોસ્તીમાં પણ આવે છો તમારા ગુણનો જાણીતો છું ઇત્યાદિ. તમારી આગળ આડી આંખ ને કાન કરી જવું એ મિત્ર ભાઇનું લક્ષણ નથી, એમ જાણી તમને હું મારી સાથે અત્રે તેડી લાવ્યોછું. જુઓ તેડી લાવ્યાનું ફળ? તમે તમારા કૂળ ઉપર જાઓછો કે શું?

મનસુખરામ—વારૂ ભાઇ, જેવું હશે તેવું અમારૂં કૂળ સદા સારૂં રહે. એટલી બધી તાણીને વાત મને તેડી આણવો હતો તો નહોતી કરવી. કાનની બુટ્ટી ઝાલુંછું. (કાનની બુટ્ટી ઝાલવા જાયછે કે)

રૂપવંતી—(મનસુખરામને) હાં હાં! બજે ભાઇ એમ શું કરો છો. લાવો તમારી તે બુટ્ટી કેવીછે જોઉ. (કહેતામાં સઘળાં ખડખડ હશી પડેછે, ને મનસુખરામ પણ હશી પડેછે. થોડા વાર પછી રૂપવંતી ત્રણે જણને કહેછે) વારૂં હવે જેતે આ તમારા ત્રણમાંથી સ્નાન કરવાને તૈયારી કરો તો ઘણું સારૂં. નંદકોર રસોઇ કરીને બેસી રહ્યાં છે. દાદાની જમવાની વેળા થઇ છે. વળી જમવાનું ટાઢું થઇ જશે, એટલે જમવાની રંગુજ પડશે નહિ. કહ્યું છે કે

## ગી તિ.

જ્યારે લાગે ક્ષુધા, ત્યારે જે હોય પાસ તુરત ખાવું,
તે તવ નહિ કંઇ જોવું, જઠરાગ્નિને શાન્ત (કરવા) થવા ન્હાવું ૧
જેથી સ્થિર મન રહેછે, સઘળે વ્યાપારે જહિં જે કામ,
પછી શાન્ત થઇ જનનું, મનડું ભમતું નહિ તે કોઇ ઠામ. ૨
(એ સાંભળીને)

**નવનિધરાય**—વાહ! શું તમારી મધૂર વાણી સાંભળતાંજ પેટ ભરાઇ જાયછે. વળી ગરમ ગરમ જમવામાં તો શરીર ગરમ ગરમ થઇ જાય જો?

**રૂપવંતી**—ઘણું ગરમ થઇ જાય તો, એકાદ પ્યાલો પાણીનો ફેરાડવો.

**મનસુખરામ**—તમને દુઃખ ન લાગે તો કહું.

**રૂપવંતી**—આપની નજરમાં જે કાંઇ આવ્યું હોય તે કહો. વળી આ તમારા ભાઇ તમારી પાસે બેઠેલા છે. વગેરેનો વિચાર કરી કહેવું.

**નવનિધરાય**—(મનસુખરામને) ભાઇ, વાજબી બોલવાને કોઇ મના કરતું નથી.

**મનસુખરામ**—(રૂપવંતીને) કેમ બાઇ, ખાધા પછી ખરેખર ઠંડુ પાણી પીવાનું મળે તો જોઇએ તેવું સુખ થાય, પણ ક્યાંથી?

**રૂપવંતી**—તમારી તે પ્રમાણે મરજી હશે તો તેપણ સઘળું ઘરમાં તૈયાર છે. હવે જલદીથી જમવાને ઉઠો તો ઘણું સારૂં. વળી તમોને અને અમને સૌને તાઢું પાણી પીવાનો વખત આજે મળશે ખરો.

**મનસુખરામ**—ભલે બાઇ, ઘણા દિવસનાં તમે અમારા ભાઇ નવનિધરાયને મદત કરતાં આવ્યાં છો ને કરશો. (એટલે)

**નવનિધરાય**—(મનસુખના સામું જોઇ) હવે તમે વધારે માં બોલો, જે તે સૌ હવે જણાઇ આવશે. વળી રૂપવંતીને તો સૌ વગર ચાલેછે. (પછી)

**રૂપવંતી**—(મનસુખરામ સામું જોઇ) વારૂં ભાઈ, ખાધા પીધા વિના માનવી માત્રને ચાલતું નથી, મગર સઘળા વિના ચાલે તેમાં વળી વનમાં એકલું ઝાડપણ રહેતું નથી, તેમજ જ્યાં જોઇશું તો ઇશ્વરની લીલા સઘળી દુનિઆમાં જોડે જોડું મૂકેલું હોયછે. કોઈપણ પ્રાણીને સહવાસ વિના ચાલે એવું નથી.

(મનસુખરામ સાંભળી રહેછે ને)

**નવનિધરાય**--(રૂપવંતીને) ખરૂં છે. પણ તમારે તો હવે કંઇ ચીજ ખપની નથી. દિવસે દિવસે સૌ ઓછું કરતાં જાઓછો.

**રૂપવંતી**—જેના વિના ચાલે છે તે સૌ તેની મેળે ઓછું થાય.

**નવનિધરાય**—તમે ભૂલો છો. દુનિઆમાં સૌ ચીજ ઇશ્વરે આ ઉત્તમ મનુષ્ય સારૂ ઉત્પન કરેલી છે. તે જો જાણી જોઇને પોતાના ખપમાં ન આણે તો તેના કર્મના પૂરે પૂરા ભોગ સમજવા.

**રૂપવંતી**—દુનિઆમાં સઘળી ચીજો દેખીએ, તે શું પોતાના બાપની થઇ ગઇ?

**નવનિધરાય**—ના ના ના એમ નહિ. આપણે વિચાર કરી જોવો કે જે પર આપણા નાંખ્યા પાસા (દાવ) પડેછે અને લાકીકથી તથા ઇશ્વરના કાયદાથીજ તેમજ ધર્મ વિરૂદ્ધ નથી તો તે લેવા અને વાપરવાને કહો શું હરકતછે?

**રૂપવંતી**—(નીચું જોઇ) આ ગોહ્ય ભરેલું વાક્ય મારાથી બરાબર સમજાઇ શકતું નથી.

**નવનિધરાય**—જરા વિચાર કરીને જુઓ; કંઇ વધારે નથી.

**રૂપવંતી**—હાં હાં! ઠીક સમજી, ફિકર નથી. પરંતુ મોટે ઘેર નોતરાં છે.

**નવનિધરાય**—તે શું ?

**રૂપવંતી**—સમજીને શા વાસ્તે કહેવું જોઇએ. અમસ્થો પંખત જાયછે. વાઘને કુલેથી મધ લેવું, એ કંઇ નાની સૂની વાત છે?

**નવનિધરાય**—લેનારા ઘણાએ લેઇને વાપરેછે.

**રૂપવંતી**—તેની કેવી બહાદુરી હશે તથા કેવી હોંશીઆરી હશે વિના કંઇ અમસ્થુ બનતું નથી.

**નવનિધરાય**—ઠીક, કદી તેમ કરે તો બને ખરૂં કની ?

**રૂપવંતી**—હા પછી કંઈ બનવાને હરકત નથી.

**નવનિધરાય**—યાદ રાખજો. પછવાડેથી ફરી જતાં ?

**રૂપવંતી**—ઠીક વારૂં. હવે જે તે જમવાને ઉઠો તો મ્હોટી મેહેરબાની. (એટલે)

**મનસુખરામ**—(રૂપવંતીને) તમારી વાત ખરેખર એક સોનેરી બુકમાં નોંધી રાખવા લાયક છે. વળી કહું છું કે

## આર્યા.

"હે પ્રભુ જગકર્ત્તા, રૂપવંતીને દુઃખ ઘણું ભારી,"
"રૂપ ગુણને બુદ્ધિમાં, નહિ ખામી તલ માત્ર છે આવારી." ૧

**નંદકોર**—(રસોઇ ખાનામાંથી) બેન રૂપવંતી, તમારી તો રીત સારી કે હજુ કોઇ પણ રીતથી તમારો પાર આવતો નથી. રસોઇ ક્યારની થએલીછે. અમસ્થાં શું જીકર કર્યા કરોછો.

**રૂપવંતી**—બેન કંઇ વાર નથી, જરા સબુર કરજે.

**નંદકોર**—વારૂ બેન.

**નવનિધરાય**—(રૂપવંતીને) કંઈ નંદકોરે એવું નથી કહ્યું કે તમે આવોછો કે કેમ ?

**રૂપવંતી**—સાહેબજી, તમારૂં સાંભળવું મંદ છે, મેં મારી મતલબ પ્રમાણે બરાબર કહ્યું છે. વળી તમે તથા મનસુખરામ-ને મૂળદેવ સ્નાન કરે એટલીજ વારછે. માટે મારી કહેવાની મત-લબ પોતે સમજ્યા હશો.

**નવનિધરાય**—તમે ખરા અંતઃકરણથી આગ્રહ કરોછો એ વાત ખરી છે. પરંતુ જ્યારે કોઇ બીજે ટાણે આવીશ ત્યારે જરૂર તમારૂં વચન રાખીશ. હાલ નથી બેસતો તેનું કારણ એ છે કે કોઇ માણસે જમવાને નોતર્યો હોય, અને મુખેથી તેને વચન આપ્યું હોય ને જ્યારે ન જઇએ તો વિશ્વાસ ઘાત કર્યો કહેવાય. વળી એથી માણસનો વકર ઓછો થઇ, માણસની બૂજ જણાઈ જાયછે. તમે સમજુ છો. વળી હું જ્યાં ઉતરેલોછું તે પોતે અજાણ્યાં નથી. હવે ત્યાં જમવાની વેળા થઇ હશે. વધારે વખત થશે તો ભોળા ભોળ કરશે ફિકર ના કરો, વહી નથી ગયું. જરાએ દલગીર ના થાઓ. વળી વચન એક છે કે બે? તમે મારૂં કહેવું વાજબી જાણ્યા છતાં તમે જમવાને આગ્રહ કરો તો લાચાર છું.

**રૂપવંતી**—હું કોઇનો વિશ્વાસ તોડાવી શકતી નથી. વળી તમારા ત્રણમાંથી એકજણ જમવાને ઉઠાતો ઘણું સારૂં. કોણ જાણે કેનુંએ મોઢું જોયું હશે, કે તમને આ મારાથી બીજી વખતનું કહેવું પાછળ પડેછે.

**નવનિધરાય**—હું મનસુખરામને જમવા બેસારવાને કબૂલ થાઉંછું. પરંતુ (આંખના અણુસારામાં) તમે મૂળદેવને પૂછી જુઓ. (એટલે)

**રૂપવંતી**—(મૂળદેવને) કેમ ભાઇ જમવાની મેહેરબાની કરશો.

**મૂળદેવ**—(જરા હશીને) હું કંઇ ના કહેતો નથી. પરંતુ જરા વિચાર કરવો કે તમે અને હું એકજ ગામનાં છીએ, તેમાં

હરકોઇ વખત કંઇ એવું ટાણું આવશે ત્યાંએ હું તો પાસેહું તે એકથી સો વખત આવીશ. પરંતુ આ ભલા બિચારા બન્ને જણાઓ તમારો સુંદર આગ્રહ અને નંદકોરની બનાવેલી રસોઇ જમે તો ખરેખર એઓને લાયક છે. વળી નવનિધરાયને અને મનસુખરામને જમવાનો આવો વખત ફરી ફરીને આવવો મુશ્કેલ છે, માટે એઓને કંઇ કહો (સમજાવો) તો ઉઠે છે.

(એટલે તુરતજ)

નંદકોર—(રૂપવંતીને) બેન, જેતે તમારો છુટકો કરોતો વધારે સારૂં કારણ કે આપણી મા તથા પિતા પરગામ ગયા છે તે રખેને આવી પડશે તો કેવી ફજેતી?

રૂપવંતી—બેન નંદકોર હમણાં બારણે બાર વાગે છે, એટલામાં તે શું આવશે; પંઢરીપૂરીતો તેઓ દસ વાગે પહોંચશે. વળી તેઓ ત્યાં એક આખો દિવસ રહેશે. વળી તેમને તે દિવસે સાથરો* ઘાલવો પડશે. ગ્નાતના ને ઘરડાંના બાંધેલા રીવાજથી તેઓથી શું ઉલટું ચલાશે?

નંદકોર—મા તથા બાપા તમને કહીને ગયા હશે કેમ?

રૂપવંતી—તો શું નહિ?

નંદકોર—વારૂં મને તે ખબર નથી. હું મારી કથલીમાં હતી.

રૂપવંતી—તું અભાગણી સદાએ ગ્રહણની પેઠે આગાડીને આગાડી, તારી કથલી સદાએ રહી. (કહેતામાં) રસોઇખાનામાં નંદકોર ડસકલે ભેર રોઇ પડી. તેનું પેહેરેલું અબોટિયું આંસુથી ભીંજાઇ ગયું તે જોઇને નવનિધરાય મનસુખ તથા મૂળદેવ ઊભા થાયછે ને પછી

નવનિધરાય—(નંદકોરને)

* મરી ગયેલા આદમીને ભેર સુવા જવું તે.

## આ ર્યા.

"શું દુઃખ છે તમને, તે તો મુજને કહો વળી મૂખથી,"
(એટલે તુરત)

રૂપવંતી—"નવ એથી જોવાતું, રે તે જ્યારે બળી અંદર કૂખથી."

**નવનિધરાય**—(રૂપવંતી સામું જોઇ હાથના ચાળામાં) વાહ વાહ !! શું બન્ને બેનોનો સંપ? તમને ડાહ્યાં આદમીને એ નાદાન બાળક જોડે એવું કરવું દુરસ્ત નથી. (પછી નંદકોરના સામાં નવનિધરાય જોઇને) નંદકોર છેક બાળક ના થાઓ. તમને મારા કસમછે. છાનાં રહો. (પછી નવનિધરાય રૂપવંતી સામું જોઇને)

## દો હ રો.

લીખત લેખન, સુકત અક્ષર, એહ સ્નેહકો મુલ,
મિત્ર વિયોગે સુકે નહિ, તાકે મોઢે ધૂલ. ૧

માટે એતો પ્રીતિની વાત એવીછે. કુસંપથી હિંદુઓનું રાજ ગયુ ને દેશ છોડી જઇ રહેવું પડયું. માટે નાના મોટાનો વિચાર કરી ચાલવું એ વધારે સારૂં છે.

**રૂપવંતી**—આપની વાત માન્ય કરૂં છું, પરંતુ એટલુંજ નહિ પણ એનો બળાપો મારે તથા ઘરનાં સૌ માણસને સાંભળવાનો રહ્યો. એની એક એવી ટેવ છે કે, કોઇ દિવસ પરાયો પુરૂષગૃહસ્થ મારા બાપા કયા માને મળવા આવે અને હું સહેજ તેઓની પાસે જાઉં અને વધારે બેસું નહિ એટલામાં આવીને કહેશે કે ચાલ ઉઠને, ઈત્યાદિ. વારંવાર એ પ્રકારે ઘરનાં માણસને બીજાંના દેખતાં હલકું પાડે. નંદકોરનું દુઃખ આપને વધારે કહેતી નથી. એ પણ બિચારી દુખિઆરીછે, તે કોઇ વખતે પ્રસંગ આવશે ત્યારે આપને સવીસ્તર કહીશ. હું મારા અત્યંત

દુઃખમાંથી કોઇ વખત મનને શાન્ત પાડવાને અહિં નહિં (ઘરમાં) કોઇપણ કામમાં જીવ ઘાલું કે તે બળી ઉઠે. (એટલામાં નંદકોરના સામું જોઇને રૂપવંતી) બેસ બેસ કુભાગ્યણી જરા છાની રહે. શું રૂએછે ? તારાં ચરિત્ર નહિ જાણતી હોઉં તો ?

(એટલું કહ્યા પછી)

**નવનિધરાય**—(રૂપવંતીને) વાહ વાહ!! એને બીજી વાર સતાવોછો ?

**રૂપવંતી**—કંઇ નહિ. એને લાજજ નથી.

**નવનિધરાય**—કહ્યું છે કે

## આર્યા.

શ્વાન તણી પુંછડી, જો બાંધી હોય પથ્થરની સાથ,
પણ છોડી મૂકતાં, હોય તેવી તે થાય અસલ જાત. ૧

**રૂપવંતી**—ખરી વાત છે. જે ટેવ પડી હોય તે એકદમ જતી નથી. હવે જે તે મેહેરબાની કરીને આજે મારી લાજ રાખોતો તમારો મારીપર એક મ્હોટો ઉપકાર થયો એમ સમજીશ. તમને જમાડવાને વાસ્તે મારો જીવ ક્યારનો તલપે છે. એટલી દયા જાણી આજે જો જમવા ઉઠોતો ઘણું સારૂં. તમે મારે ત્યાં સાક્ષાત રસોઇને ટાણેજ આવીને મારૂં ઘર પાવન કર્યું છે, તો તમે જ્યારે સઘળાએ જમવાની મેહેરબાની કરોતો મારો જીવ સંતોષ પામે, નહિ તો આખરે મારે બેશ્રમ થઇ તથા તમને છોડીને જમવા જઇશ એ ઘણું નીચું કામ કહેવાશે. હવે છેવટે પોતાની મરજી પરછે. (પછી નંદકોર સામું જોઇને) કેમ નંદકોર ખરી વાતની? (એટલે તુરત)

**નંદકોર**—(કડવું મોં કરીને) બહુ સારૂં. (એમ કહી નંદકોર રસોઇમાંથી નીકળવાનું કરેછે ત્યારે)

રૂપવંતી—તું નીકળે છે ક્યાં? તારો વિચાર હું સૌ જાણું છું, પણ જરા તું બેસ. ઓ!! મારી નાનકડી બેન, તું ઘણી સમજુ છે, તને વારે ઘડીએ કહેવું પડે એ સારૂં નહિ. તું બે માણસને શીખામણ આપી શકે એવી છે. વળી ઘરમાં પણ મારા કરતાં સૌને તું વહાલી છે. પણ તું સહેજ જયાં ત્યાં કોઇ વખત પરાયું આદમી આગળે ચઢી આવ્યું તો તને એવી કટેવ પડીછે કે હું જ્યાં બેઠી હોઊં ત્યાં અગાડી આવીને ઉભીજ છે. જરા સમજ રાખ. ચાલ પીરસવાની તૈયારી કર, હું હાથ પગ ધોઇને આવુંછું. (પછી રૂપવંતી હાથ પગ ધોવા જાયછે. હાથ પગ ધોઇ આવીને નવનિધરાય સામું જોઇ) સાહેબજી ફરીથી કહુંછું કે મારો કંઇ ગુનોહ પડયો હોય તો તે ક્ષમા કરી જમવાને ઉઠશો, સેઠજી ઉઠશો?

નવનિધરાય—(આમ તેમ જોઇ ધીમેથી) તમને શું વારે ઘડીએ કહું, નથી સમજતાં?

રૂપવંતી—(મૂળદેવને) ભાઇ મૂળદેવ તમે કંઇકતો કહો.

મૂળદેવ—(હશીને) કહ્યું છે કે.

## ગીતી.

ક્યારે કહેવું જનને, કહ્યું વચન તે નહીંજ ઉથાપે,
નહિ તો સઘળું મિથ્યા, ફોકટ બોલી જીવને સંતાપે. ૧

(એ સાંભળીને)

રૂપવંતી—હાજી ખરૂં છે. પરંતુ તમારાપર વિશ્વાસ રાખુંછું.

મૂળદેવ—ફિકર નહિ. એઓ એમની કોઇને ત્યાં જમવાનું કહીને આવ્યા હશેજ. વળી ગઇ કાલની એઓને એકાદસીનો અપવાસ છે જેથી રસોઇ પણ જલદી થશે. તમે તમારૂં કામ આટોપી લેઇ પછેથી નિરાંતે બેસોતો કેવું સારૂં?

**રૂપવંતી**—વારૂંજી. (એમ કહી રૂપવંતી જલદી જલદી મનમાં બડબડતી જોઉં તો ખરી કંડિઆમાંનાં પાન તો સૂકાઇ નથી ગયાં. પછી તે લેવા જાયછે ને એટલામાં)

**નવનિધરાય**—હાં હાં!! પાન લાવશો નહિ. મારે પાનની બાધા છે, કેમ ભૂલોછો.

**રૂપવંતી**—(જરા પગ પછાડીને) તમે બધી વાતે આનાકાની કરોછો. હવે તમારા કસમ કે આજે હું મોં ભણી કરૂં તો; અપવાસ કરૂં કની?

**નવનિધરાય**—(હશીને) રાતનું જરા ચાંપીને લીધું હશે એમ જણાયછે, જેથી ભૂખ નહિ લાગી હશે. અમને જણાવવાને સારૂ અપવાસ કરો તો કરો, અમે કંઇ ના કહેતા નથી.

**રૂપવંતી**—આ પ્રમાણે તમારે કોઇ દિવસ અમને તેડવાં પડે માટે એમ કરોછો. વળી છેવટે બેડાવાળીજ કરશો? વારૂં.

**નવનિધરાય**—મારે આજ કાલ કરતાં ઘણાં વરસથી પાનની બાધા છે. વળી પાન ખાઉં, અને મને વેહેમ પેસી જઇ મારા શરીરને કંઇ નુકશાન થયું તો સૌને લાંચ્છન લગાડું એ સારૂં નહિ. વળી કહ્યું છે કે.

## ચોપાયા છંદ.

શીરા સારૂ શ્રાવક થાય, એ દુઃખ કેને જઇ કહેવાય,
માટે સમજો બાઇ રૂપવંત; તે માટે હું આજ કહંત. ૧
મન મોટું રાખીને કામ, કરશો તો મળશે વિશ્રામ;
રાખો હૈડે મોટી હામ, મળશે ધાર્યું સુંદર ધામ. ૨
સંસારીને ફિકર સહૂ, સજ્જન સોબત કરશો કહૂ;
પ્રેમ પદાર્થ જગમાં બહૂ, એકા કૌ નથી જડશે સહૂ.. ૩
ખોટી થાઓ નહિ તલમાત્ર, ખોશો નહિ તો ગળશે ગાત્ર;
અંદેશો નવ રાખી કાંય, જમવા જાઓ નંદકોર જયાંય. ૪

(પછી)

**રૂપવંતી**—વારૂં સાહેબ, લાચારછું. પરંતુ તમે આવા સમજુ થઇને વેહેમ ભરેલું બોલોછો. વળી પાન ખાધાંથી કોઇને નુકશાન થયું છે, એવું મારા અને તમારા સાંભળવામાં આવ્યુંછે શું? મને મારા કસમ કે મારૂં નામ રૂપવંતી ક્યારે કે પાન ખવરાવું ત્યારે.

**નવનિધરાય**—અહં! મેં મારા ખાસ દિલોજાન મિત્રની, તેમજ કોઇ સેઠ સાહૂકારના હાથની, તેમજ કોઇ સારી જગોએ વાર તહેવાર બેઠક થઇ હશે ને ત્યાં સામેલ થયો હોઇશ. પરંતુ મેં કોઇ દિવસ કોઇના હાથની પાનની બીડી ખાધી નથી. હવે નસીબમાં તમારા હાથની પાનની બીડી ખાવી સરજી હશે તો કોઇ મિથ્યા કરતું નથી.

**રૂપવંતી**—સાહેબ, એ બધી જીકર છોડી દો. જેવું આદમી તેવો વિવેક. હર કોઇ આદમી આંગણે ચઢી આવ્યું તો તેને માન આવકાર આપ્યા વગર ચાલે નહિ, આગ્રહતો કરવોજ જોઇએ. પરંતુ તમે જ્યારે કોઇ પણ વાતની મના કરોછો ત્યારે પાન સરખું તો આપ્યા વિના કેમજ ચાલે. વળી જ્યારે તમે કંઇજ પણ અમારા હાથનું લો નહિ, ત્યારે અમને ઓછું આવે એટલુંજ નહિ પણ તમારા આગળ વરણ શંકર ઠરીએ, ઇત્યાદિ. પાનની બીડી તો તમારે લેવીજ પડશે. કોરે કોરા આવવું ને જવું, એ આદમીનું તો ભૂષણ નથી, પછી તો પોતાની મરજી. તમે સમજુ છો, કંઇ વધારે કહેવું પડે એમ નથી. તમે જ્યારે મારૂં દુઃખસુખ સાંભળી આગળ તમે કહ્યું છે કે હું તમને અરધી રાતે પણ કામ લાગીશ તો તમે આ ઉપરથી શું ઉકાળશો તે દેખાઇ આવેછે.

**નવનિધરાય**—એ વાતથી જરા દલગીર થવાનું નથી.

**રૂપવંતી**—વાહ! સાહેબ, તમે પણ રાજદરબારમાં ફર્યા હશોજ તો તમે કહિં એવું દીઠું કે કોઇ પાનની આનાકાની કરે.

**નવનિધરાય**—જેણે જે વાત અંગેથી દૂર કરીછે, તેને તે ફરીથી ઝેર કરતાં વધારે દુશ્મન લાગે છે. વળી તેમ કરતાં તે અંગે લાગ્યું તો ખરેખર ઘણા દિવસનો ટેક મૂક્યો ઠરે, ને જીવને બળતરા કરાવે. વળી આ મારી પાસે મૂળદેવ તથા મનસુખરામ બેઠેલા છે તેઓ પણ હું પાન નથી ખાતો તે જાણે છે, માટે કંઇ ફિકર ના કરો. હવેનો જ્યારે હું આવીશ ત્યારે થઇ રહેશે. (આંખના અણુસારામાં) આ પળ વીતવા દો. વળી જરા કહું (એમ કહી મૂળદેવ અને મનસુખથી જરા દૂર જઇને) વાહ! તમે સમજુ થઇ આ વેળા પેલા બન્ને જણા બેઠેલા છે, તેઓ મારી પાન ખાધાની સર્વસ્ત બિના જાણે છે તો હમણાં તમે મને પાન આપો ને મને મૂળદેવ કે મનસુખરામ ખાતાં દેખે તો કંઇ મારી બાકી રહે? વળી એ વાત તમે જાણો છો કે મારે ઘેર કે બહાર ભાઇબંધ વગરેમાં છાની રહે! એટલુંજ નહિ પણ જાણે તો એમાંથી આ પરગામમાં મારાં માત પિતા તથા મૂળદેવ, મનસુખરામ તરેહવાર વેહેમ લાવી વિચાર ધારે, માટે તે વિષે કવિ શામળભટે કહ્યું છે કે—

## દોહરો.

સાહસ કામ કર્યા થકી, હોય હર્ષનો નાશ;
દેખો એદ્રષ્ટાંતથી, કહે કવિ શામળદાસ. ૧

માટે ઘરડાઓ અને મોટા મોટા વિદ્વાનો કહી ગયાછે, તે કંઇ ખોટું નથી.

**રૂપવંતી**—વારૂં ખરૂં છે, પણ આજે નહિ તો ક્યારે?

**નવનિધરાય**—હજુ હું એક બે દિવસ છું એટલામાં તો તમારૂં ને મારૂં બે ચાર વાર મળવું થશે, ત્યારે ગમે તો આખાંને આખાં પાન ખવરાવજો, હું ના નહિ કહું.

**રૂપવંતી**—આપની જેવી ઇચ્છા, પણ મને વચન આપો કે હવેનો જ્યારે તમારે ત્યાં આવીશ ત્યારે તમારા હાથની પાનની બીડી ખાઇશ, તેમજ જમવા પણ બેસીશ.

**નવનિધરાય**—એમ વારૂં. (વિચાર કરીને) શો વચન છે. (રૂપવંતી પોતાનો જમણો હાથ ધરેછે ને નવનિધરાય તાળી ઠો-કેછે) હવે તમે ખુશી થયાં.

**રૂપવંતી**—હાજી, એમજ જોઇએ. (પછી બન્નેજણાં અસલ જગોએ આવ્યાં ને)

**નવનિધરાય**—જાઓ, જાઓ, રસોઇ તાઢી થઇ જશે. બિચારી નંદકોર ભૂખી છે. કહ્યું છે કે ભૂખ્યા વાણિઆને અને જમેલા બ્રાહ્મણને છેડવો નહિ.

**રૂપવંતી**—ભાઇ, આખરે વાણિઆ મૂછ નીચી તો ની-ચી, કેમ કરીએ?

**નવનિધરાય**—ખુશીથી જાઓ. બન્ને બેનો તૃપ્ત થઇને જમો. સો મનનું કારણ છે. જમવા ખવરાવવા કરતાં માણસનું વેણ અને હેત વધારેછે.

**રૂપવંતી**—જાણેછું. મારૂં મન જમવા જવાને નાખુશ થાય છે, તેમ તમારી પાસેથી નંદકોર નજીક જવાને પગ પણ ઉપડતો નથી. વળી હું આ એક કહુંછું, તે એકે તમને તમારી ઉમ્મરમાં કોઇ મારા જેવી દુખિઆરી સ્ત્રીનું દુઃખ સાંભળવાનો વખત આવ્યો હતો ખરો?

**નવનિધરાય**—એવી વિધવા સ્ત્રીઓ દરરોજ રસ્તામાં સામી ઘણીઓ મળેછે. પરંતુ કારણ સિવાય તેની સાથે શા સારૂ વાત કરવી જોઇએ? વખતે જ્યારે તમે વિધવા સ્ત્રીના મેળાપનીજ વાત કરોછો, ત્યારે કોઇ વખત બોલચાલ થઇ હશે, પણ તે કામ જેટલી; તમારી પેઠે આવી રીત ભાતથી વિધવા સ્ત્રીને શું દુઃખ પડેછે, તથા તેથી શું ગેર ફાયદા થાયછે, તે વિશે આ પ્રથમજ-તમારીજ સાથે વાત ચીત્ત થાયછે.

**રૂપવંતી**—વારૂં હશે. કહેવત છે કે સો વાર ગરણે ગાળીને પાણી પીવું. સબબ તેમાંથી સઘળો મેલ નીકળી જઇ પછી નિ-

મૂળ રહેછે. અર્થાત કોઇ મ્હોટું કામ જેની સાથે આરંભવાનું કરીએ, ત્યાર પેહેલાં સામા ધણીના ગુણદોષ તપાસવા. ગુણદોષ કંઇ એકજ વાતમાં તપાસાતા નથી. પરંતુ તેને જેમ જેમ વધારે સમાગમ થતો જાયછે, તેમ તેમ એક બીજાની ચાલ જણાઇ આવેછે. પછી તેમાંથી માણસને અનુકૂળ પડે તો તેઓ એક બીજા પોતાની ગુપ્ત ઇયા ગમે તેવી વાત કરવાને નાઉમેદ થતા નથી. એથી અંતે વૃદ્ધિ થઇ જસ પામેછે. પ્રથમથીજ ઇમારતનો પાયો મજબૂત બાંધીએતો સાધારણ તરીકે કહીશું કે તે વધારે દિવસ ટકશે. તેમ આ સંસારમાં હરકોઇ જાતનો એક બિજા સાથે લાંબો સંબંધ બાંધવો હોય તો પ્રથમ આ મૂળ છે.

**નવનિધરાય**—તમારી વાત કબૂલ કરૂંછું. પરંતુ તમારે શા કારણથી કહેવું પડયું ?

**રૂપવંતી**—સહેજ. તમે અને હું હજુ સૂધી વિધવા સ્ત્રીના દુઃખની વાત કરીએ છીએ. તમે તેને ટેકો આપતા જાઓછો, તથા તેમાં સઘળી થતી વાતનો ખુલાસો કરોછો. સઘળી વાત વિવેકના થાયછે. કોણ જાણે વખતે આ ભાઇ મૂળદેવ તથા મનસુખરામને કોઇ બીજોજ વેહેમ આવતો હોય. પણ સઘળી વાતમાં સાક્ષાત ઇશ્વર સાક્ષીછે.

**નવનિધરાય**—એ શું બોલ્યાં ? જાઓ જાઓ, રામનું નામ દો.

**રૂપવંતી**—કોઇનો પરમેશ્વર ગયોછે. (પરમેશ્વર સૌનો છે.)

**નવનિધરાય**—પરમેશ્વર કોઇનો જતો નથી, તેમ પરમેશ્વર દેખાતો નથી. ઇશ્વર નીર નિરંજન નીરાકારછે. સારૂં નઠતું સૌનું જુએછે, તેમજ કરેલાં કર્મનો ઇનસાફ કરનાર તેજછે, અને સુખ અને દુઃખ આપનાર પણ તેજ છે. ફરી ફરીને આ ઉત્તમ મનુષ્યનો અવતાર પૃથ્વી ઉપર આવવો દોહાલો છે. પ્રભુનું જેટલું સ્મરણ કરવું જોઇએ તેટલું મનુષ્યથી બનતું નથી. દુનિઆમાં

સઘળી ખુદરતી ચીજો તરેહ તરેહવાર બનાવી છે, જેનું આ ટૂંક વખતમાં બયાન થવું મુશ્કેલ છે. તેના ગુણનો પાર નથી, તેની લીલા અદ્દભૂત છે, સારાંશ જ્યાં ત્યાં ઇશ્વરની સ્તુતિ કરવી, દુઃખ પડેતો સહન કરી તેના કાયદાથી ઉલટું ચાલવું નહિ. ઇશ્વરે મોટા માં, મોટાં બે રત્ન આપ્યાં છે. તે આ તર્ક શકત્તિ અને અંગજ્ઞાન એ હથિઆરો મોટાં બળવાનછે. જેણે કરી આપણે ભૂખ તરસ સારૂં નડતું, પેહેરવા ઓઢવા રેહેવા, સૂવા ધોવા વીછળવા ઇત્યાદિ કરોડો બેસુમાર છે. હવે એ અથિઆરોથી માણસ માત્ર આ દુનિઆમાં કામ લેછે, તો વિચાર કરવો કે આ કામ સારૂં છે કે ખોટું, આમ કર્યાથી દુઃખ થશે કે સુખ થશે જે સારૂં છે તે પોતાના બાપનું. આદેહને જ્યારે એવાં હથિઆરોની મદદ છતાં જ્યારે દુઃખ પામીએ ત્યારે કેવળ મૂર્ખાઇ સમજવી. વેપાર કરવો પણ લાંબી નજરથી કરવો. તેમ કર્યા છતાં વખતે ધંધો નબળો થઇ નુકસાન થયું તો સંતોષ રાખી કબૂલ કરવું, પણ હાર્યો જુગારી બમણો રમે તેમ કરવું નહિ. હરકોઇ કામમાં હિંમત રાખવી. તેમજ ઇશ્વરપર એકાકિન રાખી રેહેવું. ઇશ્વર કંઇ બોલતો નથી. પરંતુ તેના બાનામાં માણસને ઉપલાં હથિઆરો બખ્સીસ આપેલાં છે, જેણે કરીને માણસને ભાવ થઇ ભાવાર્થ સમજી લેછે. "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું." દાનત સાફ રાખવી, ઇત્યાદિ. ધર્મ શાસ્ત્ર અને મનુસ્મૃતીમાં એ વિષે વધારે લખેલું છે. ઇશ્વરે કાન, આંખ, નાક, મોઢું વગરે મુખ્ય પાંચ ઇંદ્રિઓ આપી છે, ને તેની સાથે બીજી પાંચ ઇંદ્રિઓ છે. અગિઆરમી ઇંદ્રિ મંન છે. જે કે તે સર્વનો રાજાછે. પરંતુ બારમી ઇંદ્રિ બુદ્ધિ (અકલ) છે, જેનાથી વખતે મંન માંકડાની પેઠે કૂદવા લાગ્યું તો બુદ્ધિને તુરત કામે લગાડવી કે તે તુરત સારી પાયરીમાં લાવી શકે. અસલથીજ ઉંચી સંગત કરવી, સારાં પુસ્તકો વાંચવાં, ઇત્યાદિ. સઘળું કહેવામાં વખત ઘણો ગયોછે. માટે આ દેહને સારે માર્ગે જાણી જાણીને વાપરવાનીછે,

અને જેમ બને તેમ સુખ આપવું. પારકાની દયા જાણવી, તેમાં પણ વિચાર કરવો, કુસંગ કે કુચાલ કરવી ઇયા શીખવવી નહિ. આ પ્રમાણે કરેતો હું મારી છાતી ઠોકીને કહુંછું કે માણસ સુખ પામે. આપણી વેહેમી ગ્નાતમાં અને વેહેમી દેશમાં એ રીવાજ હજુ પસરાયો નથી. જેમ જેમ વિદ્યા હૂન્નર ફેલાતો જશે તેમ તેમ માણસને સઘળું સુખ મળતું જશે.

**રૂપવંતી**—(નવનિધરાયના કહેવાથી) તમારી વાત સાફ અને પાક દાનતની છે. ખરેખર હું તેવાજ ધર્મથી ચાલુંછું અને ચાલીશ. કોણ જાણે મેં પેલે અવતાર ઘણાં જણને દુઃખ દીધાં હશે કે આ અવતારમાં મને ઇશ્વરે ખરા દુઃખમાં નાંખી છે. તમારા કહેવા પ્રમાણે ચાલીએ તો બેશક સુખ પ્રાપ્ત થાય અને બિચારી લધુ વયની બાળ વિધવાઓ દુઃખની જેલમાંથી છૂટે. ખરેખર મ્હોટી પુન્યની વાતછે. પ્રાલબ્દ ટુંકુ તેમાં તમે ને હું શું કરી શકીએ?

**નવનિધરાય**—વળી તમે

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

"શાણાંછો વળી આપ વિધવા કંઇ, સર્વસ્ત વાતે બહૂ;"
"સૂધારો સુ કહાઢવા મન ધર્યું, સારી શિક્ષાથી કહૂં,"
"જોતાં તો તમને વદૂ નથી કર્યાં, એવાં કુડાં પાપ જો;"
"જોતાં તો નથી દીધલા કપટથી, સુખે વદી આપજો." ૧
"દૂનીઆં મહિં રૂપવંતી રૂપમાં, રત્નો તણી ખાણ છે;"
"સંસારા દિક ગુંણ નિધ ભરીતે, સૌને ખરૂં જાણ છે,"
"પાતાળે સ્વર્ગ લોકમાં હરઘડી, સંભારશે ભૂવિશે," (વે)
"ચર્ચાશે તુજ નામ હામ વિધવા, સ્ત્રી શાણી ચારે દિશે." ૨

વળી પાંચ પકવાનની સાથે બત્રીસાં શાકાં અને તેત્રીસી રસોઇયે

હોય, પણ તે શું કામ આવે. એથી કંઇ પેટ ભરાઇ જતું નથી. પરંતુ જ્યારે પેટમાં આવે ત્યારેજ ઓઈયાં થાય.

રૂપવંતી—તમે મને જે જે રીતની ઉપમા આપોછે, તે તેને હું લાયક નથી. આ સઘળી વાતચિત્તમાં જે સારો રસ્તો જડશે તે ઝાલીશ. એથી જે કાંઇ ફાયદો મળશે તેનો ઉપકાર હું ભૂલીશ નહિ. વળી તમારી મરજી પકવાન ખાવાની હશે તો પકવાન પણ મળી શકશે. તમારા કરતાં કંઇ બીજું વધારે નથી. પરંતુ માન્ય કરી જમવાને રહી જાઓ તો વધારે સારૂં.

નવનિધરાય—તમારી મરજી એમછે તો વિશ્વાસ ધાતીને મહા પાપી ઠરીશું. વળી એક બેને ત્રણની રસોઇમાં બીજા ત્રણ કેમજ સમાય. કદાપિ હમણાં એમજ હોય કે દસ વીસ માણસની રસોઇ થતી હોય તો તેમાં ત્રણ આદમી ચાલ્યા જાય, પણ આ તો પેલી કહેવતની પેઠે ઠર્યું કે એમાં અમને કંઇ નથી પણ તમારી કેડોને ભાર છે. એ કહેવત મને મારા પેલા મિત્ર બળભદ્ર નામના વિદ્વાન બ્રાહ્મણની સ્ત્રીએ કહી હતી. એથી વધારે કહું પરંતુ હમણાં અવકાશ નથી.

રૂપવંતી—નહિ જી ! કહેવા જેવું હોય તે કહેવું.

નવનિધરાય—(જરા હસતાં હસતાં) દુઃખ લગાડશો નહિ. જેવો પુર્ણીમાનો ચંદ્ર પોતાના પ્રતાપ વડે કેવો નિર્મળ પ્રકાસેછે ? જેની ચંદની રાતની વખતે માણસને તેમજ બીજા પ્રાણીઓને અતિ આનંદ ઉપજાવે છે. સ્વાતિક નક્ષત્રમાં બપૈયો ચંદ્રની રોપની લેવાને કેવો આતુર થઇ એકજ દ્રષ્ટિથી નિહાળી રહેછે. તેમ, આ તમારા સુંદર વદનનો પ્રકાશ જેને આ વખતે જેટલી ઉપમા આપીએ તેટલી ઓછીછે. પરંતુ તમારા નામ પ્રમાણે ખરેખર તમારૂં નામ પાડનારને ધન્ય (થેંક્સ) છે. તમે ગુણ રૂપ વિદ્યામાં, બોલવામાં, વિવેકમાં ઇત્યાદિ. સઘળે વાતે પૂર છો. તમારા વદનના પ્રકાશથી અમે ત્રણે જણા ઝાંખા થઇ પડ્યા છીએ, ત-

મારી વાણી એવી મધુરતા દર્શાવે છે કે તેના આગળ અમે ભોલા ખાઇએ છીએ. તમારૂં રૂપ કોઇ દેવની અવચ્છરા જેવું લાગેછે. ટુંકામાં સઘળાં અંગનું વર્ણન કરવાને વખત મોટો જોઇએ.

રૂપવંતી—(ઘણીજ નમનતાઇથી) અરે સાહેબ, એટલી બધી ઉપમા અને ગુણને હું જરા પણ લાયક નથી. એમ કહેવું જોઇએ કે કાજળ કરતાં પણ મારૂં અંગ વધારે કાળું છે. મારા મૂખની વાણી એક અણસમજુ નાદાન બાળક જેવી છે. મારો વિવેક વગેરે તેવાજ પ્રમાણુથી રહેલો છે. મારાથી લોક લાજથી બહાર નીકળાતું નથી. વખતે મારે સાસરે જવું થાય તો આટલો (૧ હાથનો) મોટો લાજણો કાઢી જાઉં ત્યારે. વખતે છૂટાં ઢોર રસ્તામાં મળે તો તેની અડફડમાં બે શીંગડાં કે લાત પણ ખાઉં ખરી ઇત્યાદિ. મને આ વખતે અંગ્રેજ લોકોની રીત ભાત અને વિવેક ઘણો યાદ આવેછે. તેઓનું સુખ જોઇને મારા મનને અતિ વિચાર આવેછે. તેઓ સ્ત્રી પુરૂષ રસ્તામાં છૂટે છેડે બગલમાં હાથ મારીને જાય છે અને આતો સાધારણ રીતે કવચિતજ પોતાનાં સગાં કુટંબી કે ભાઇ સાથે રસ્તે ચાલી જઇએ તો સહેજ લોકો આંગળી કરે, અને તરેહવાર વેહેમ આણે. હાય! હાય!! શું આપણા ખરાબ લોક છે. શો કાળ આવ્યો છે; જ્યાં ત્યાં કુડાં કામ કરવાં જૂઠાં ખત બનાવવાં, કોઇને ઝેર દેવામાં, હથિઆરથી મારી નાખવામાં અને છાની રીતે કુકર્મ કરવામાં, આજના વખતમાં નર ઇયા નારી ચૂકતાં નથી. ખરેખર છાનાં કામથી તેઓ ઘણાં હેરાન થઇ આબરૂના કડકા કરે છે. મેં મારે મુખેથી એથી વધારે કહેવાતું નથી, એવા દુષ્ટ લોકોનું ઇશ્વર કેમ ભલું કરતો હશે? ખરેખર હું મારા મનથી સારી રીતથી ચાલુંછું ત્યારે વધારે ગોદા ખાઉંછું.

નવનિધરાય—ત્યારે શું તમારે પણ તેઓની બુદ્ધિએ ચઢવું છે?

રૂપવંતી—નાજી, એમ નહિ. જેમાં ઇશ્વર ખુશી રહે અને લોકમાં સારૂં નામ ગણાય તે રસ્તો લેવો.

નવનિધરાય—જે દુઃખ માણસને માથે આવી પડેછે, તે તેણે ઘણા લાંબે મનથી ધીરજ રાખી સહેવું જોઇએ, પરમેશ્વર કંઇ માથે લેતા નથી, કોઇને તાવ આવે છે, ને મર્ણ પામે છે, કોઇને વાયૂ થવાથી કોઇને ગળફો ભરાયાથી, કોઇને ભીતર વ્યાથી થવાથી કોઇ લઢાઇમાં જવાથી કે પડવાથી, કોઇ જળમાં ડુબી જવાથી કોઈ ફાડીખાનાર જાનવરને હાથ જવાથી, કોઇ ખાડી કે પર્વત ઇયા ડુંગરોના ચીરા ધસી જવાથી, કોઇને માથે મહાવ્યાધી તથા માથે રણ (દેવું) થવાથી કોઈ પુત્રની સોચનાથી ઇત્યાદિ ઘણી પ્રકારથી માણસ કોઇ પણ દુઃખ થવાથી મરી જાયછે. તમે હજુ હયાત છો. તમે પણ અપવાસ કરવા માંડયા છે. આતમાને કળપાવવો એવું કંઇ ઇશ્વરના કાયદાની કોઇપણ કલમ રકમ કે ધીપમાં કહ્યું નથી. તમારામાં સઘળા ગુણ છે, પણ જેમ કાંણું ઘોડું આખી પાયગાને નડે તેમ ઘણા સદગુણમાં એક દુર્ગુણ હાણી પહોંચાડે છે. તમે દીર્ઘ વિચાર કરશો તો સહજ જણાઇ આવશે કે ખરેખર હું મારા શરીરને ખરા કારણ સિવાય વેહેમથી કાયાને દુઃખ આપુંછું. આ વિષે આગળ ઘણું કહ્યું છે માટે એવા ખોટા વિચારના ઉભરા મનમાંથી કાડી નાંખવા ને કોઇ સારા કામમાં સામેલ રહો. ઇશ્વરે એમ પણ નથી કહ્યું કે સ્ત્રીનો ભર્થાર મર્ણ પામે ઇયા પુરૂષની સ્ત્રી મર્ણ પામેતો તેની પછાડી દુઃખ સહેવું. નાની ઉમ્મરની સ્ત્રી ઇયા પુરૂષ દૈવ્ય ગતિથી ભિન્ય (દેવ લોકમાં જવાથી) થાય તો સ્ત્રીએ ખૂણે ભરાવવું અને પુરૂષને ઘર કુકડ થઇ રહેવું, એવું પણ કહ્યું નથી. આ સઘળો ચાલ આપણીજ બુરી ગ્નાતમાં છે, બીજી ગ્નાતમાં એ પ્રકારે નથી. સંસાર સંબંધી સુખ લેવાને જુવાન અવસ્થા હોય તો શાસ્ત્રના કાયદાને અનુસરવું અને પછી તે પ્રમાણે ચાલવું. ઇશ્વર સૌને જીવતા સૂધી દુઃખ આપતો નથી. આ કળી કાળમાં જેવું કરે

તેવું ભોગવવું પડેછે. સઘળું સુખ પોતાની જીવીત હયાતીમાં છે. આપણી દયાળુ અંગ્રેજ સરકાર વિધવાઓને પડતાં દુખોથી દૂર થવાને રાત દિવસ મેહેનત કરેછે. વળી જેમ તમે વિધવા સ્ત્રી થઇ દુઃખ સહોછો તેમ બીજી પણ વિધવા સ્ત્રીઓ દુઃખ સહેછેજ, તમે જ્યાં સૂધી વેહેમી મા બાપ અને વેહેમી ન્યાતમાં રહેશો ત્યાં સૂધી બીજાં હજારો દુઃખ સહેશોજ. મને તમારી ઘણી સોચના થાયછે.

**રૂપવંતી**—(નીચું જોઇને ગરગર ગરગર આંસુ પાડેછે ને કહેછે) અરેરે! પરમેશ્વર, મેં તારૂં શું બગાડયું. મારી નાની ઉમરમાં મને કોઇ પણ જાતનો ખરાબ વાયરો વાયો નથી તથા તેવો કુમાર્ગ લીધો નથી. હું નાદાન આવડી ઉમ્મરનીછું પણ હું નાનીજ કહેવાઉં. મેં કોઈ જાતનું સુખ દીઠું નથી. સરખી સહિયોમાં સાથે પણ દેવ દરસને બહાર ફરવા પણ નીકળી નથી, પુરૂષનું સુખ જોયું નથી. સારૂં કપડું પેર્યું નથી, વાર તહેવારે સારાં ભૂષણ સજી મેં દુનિઆનો લહાવો મેં મારા મનના ખરા ઉછાળાથી લીધો નથી. વગરે મેં કંઇજ જોયું નથી. મને પારકીનું દેખીને મારો જીવ જોવા રમવા બેસવા ફરવાનો ઘણો થાય છે પણ શું કરૂ? મારાં અણસમજુ અને મહાપાપી મા બાપ આગળ અને લોકો આગળ કંઇ ચાલતું નથી, તમે જે જે વાત મને ઠસાવી છે, તે તે મારા મનમાં સારી પેઠે ઠસતી ગઇ છે, ને ઠસશે, વગરે તેથીજ હું મારા મનના ઉભરા કાઢુંછું ને તમારી કેટલીક અદબ છોડી કહુંછું.

**નવનિધરાય**—ફિકર ના કરો, તમારૂં મન મારા વિચારને મળતું છે ખરૂં. ધીરજ રાખવી, દુઃખતો સતી દમયંતી અને રાજા હરિશ્ચંદ્રએ ઘણું વેઠયું છે.

**રૂપવંતી**—હાજી તે ખરી વાત. પરંતુ તેઓને તો ફરીને ભેગાં થઈ સુખ સાંપડયું હતું. વિધવા સ્ત્રી મહામહા પ્રકારથી

પોતાના સ્વામીનાથ વગર દુઃખ કાડેછે, સ્ત્રીનું મન કોમળ છે., જો કે તે પુરૂષના પ્રતાપથી દિવસ ગુજારે છે. પુરૂષ નહિ તો તે તરણા સરખી છે. જે સ્ત્રીને માથે પુરૂષ છે તેને કોઇ જાતની હરકત નથી, તેઓ સંસારમાં સંસારી થાયછે. પરંતુ મારે તો કાળા પાણીની સજા કરતાં અધિક દુઃખછે, આ જીવવા કરતાં પરમેશ્વર મર્ણ આપે તો વધારે સારૂં. નાની ઉમ્મરમાં થયેલી વિધવા પોતાની ખરી ભર જુવાનીમાં એક દિવસતો શું પણ એક પળ કેવા દુઃખથી કાડેછે તે હું હમણાં વધારે કહી શકતી નથી. પણ પાછળથી અવકાશ મળતે કહીશ. ભાતીલા સાલ્લામાં ઘણી પ્રકારના રંગ હોય છે, તેમાં ગમે તેવા રંગનો છાંટો પડે પણ તે કંઇ જણાતો નથી. પણ ધોળા વસ્ત્રમાં હરકોઇ રંગનો છાંટો પડે તો તે તુરત જણાઇ આવે છે, માટે એ તો મ્હોટી વાતછે, ને તે દુઃખ કંઇ ઓછું નથી. કાલે શું થશે તે કોઇ જાણતું નથી. જ્યારે સઘળી ઉમ્મર વિધવા વ્રત પાળી કાડીએ ત્યારે સમજવું કે તરીપાર ઉતર્યાં. જ્યાં સૂધી એ સઘળી વાતથી અધુરાં છીએ ત્યાં સૂધી મનને સંતોષ આપી આપીને તથા લોકોનો ને ઘરનો ડર રાખી કાડવાની છે. વળી તે કોણ જાણે કેવી રીતથી ગુજરશે ને શું શું દુઃખ વીતશે, તે કહી શકાતું નથી.

**નવનિધરાય**—કદાપિ ઇશ્વર કરવાથી આજેજ મરી ગયાતો મનની વાત મનમાં ને મનમાં રહી જશે. માટે તે હમણાં કહોતો સારૂં નહિ તો મને આજે ગઇ કાલનો અપવાસ છે, અને બીજો અપવાસ ભૂખથી વેઠવો પડશે. માટે જો તમારી નજર માં મારી વાત ઉતરે તો આજે કહો.

**રૂપવંતી**—(આંખના અણસારામાં આ પેલા મનસુખરામ ને મૂળદેવ છે) ફિકરના કરો હું કોઇ બીજે પ્રસંગે કહીશ.

**નવનિધરાય**—તમે કહેવાને કદાપિ આ ભાઈ મૂળદેવ તથા મનસુખરામની લાજ રાખતાં હશો, પણ તેઓની કંઇ ફિકર નથી.

જેમ તમને તમારી નંદકોર વહાલીછે તેમ એ ભાઇયો મને વહાલા છે. વળી તેઓ મને ઘણા કામના છે, દેખઇતુંજ છે કે આ તમારી ને મારી થતી વાતમાં કેટલા મદત લાગેછે. તમારી મરજી હાલમાં કહેવાની ન હોયતો પછી કહેજો. હવે અમને અમારે ઠેકાણે જવાની રજા આપો તો ઘણું સારૂં, ઘણી વાર થશે તો ગયે રોજની પેઠે મને કોઇ ઓળતું આવશે, એટલુંજ નહિ પણ ફરીથી અત્રે આવવું ભારી થઇ પડશે. તમારી તૈયાર થયેલી રસોઇ તાઢી ટમ થઇ જશે. શું કરવાને મારો છેડો ઝાલી રહ્યાં છો? તમારી ને મારી થતી પ્રીતિ છે તેમાં વધારો થશે કંઇ ઘટાડો થવાનો નથી એ નક્કી જાણવું, તેમજ ઘડી પળની ખબર નથી, વળી એમ પણ નહિજ કહેવાય કે આ થતી પ્રીતિ હમેશાં રહેશે.

**રૂપવંતી**—હાય! હાય!! શુકનમાં એશું બોલો છો.

**નવનિધરાય**—હું કંઇ પરમેશ્વર નથી કે મને ઘડી ઘડીની ખબર હોય. વળી આગળ કહ્યું છે કે, જ્યાં સૂધી પકવાનની પીરસેલી (ખાવાની) થાળી જમ્યા નથી ત્યાં સૂધી તેમાં કેવી મિઠાશ રહેલી છે, તે કહી શકાતું નથી. માટે ડુંગરા દૂરથકી રળિઆમણા સારા.

**રૂપવંતી**—(દલગીર ભેર) અરે ચતુરના રાય? તમે એક પછી એક કેવા અઘરા અને ગોહ્ય શબ્દોથી વાત કરોછો. તમને મારે જવાબ આપતાં કોઇ બારી જડતી નથી.

**નવનિધરાય**—(જરા હશીને) અંહ! સ્ત્રીને સ્ત્રી ચરીત્રની બારી સોધતાં કંઇ વધારે વખત જોઇતો નથી, તેમ ચતુર સ્ત્રી સઘળી વાતે પહોંચેલી હોયછે.

**રૂપવંતી**—જરા મેહેરબાની કરીને કંઇકતો કહો.

**નવનિધરાય**—કોઇ કૂવાની કોઇ તલાવની અને વધારે પનઘટના ઘાટની.

રૂપવંતી—જાઓજી, મારી મશ્કરી શું કર્યા કરો છો? હું સમજી.

નવનિધરાય—શું. ઠઠ્ઠો બળી ગયો છે? કે હું તમારી મશ્કરી કરૂં.

રૂપવંતી—(નીચું જોઇ ઊંચું જોઇને) હશે. આડા બોલનારને ક્યાં ઝાલીએ. વળી તમે ડુંગરા દૂર થકી કહો છો જે કે તેનો ખુલાસો કરવાને રહેલી અપવાસની વાત જોડે એ બીજી વાત ચાલશે. વળી તે જ્યારે તમે તમારે મુકામેથી જમીને આવશો ત્યારે તે કરવી પડશેજ.

નવનિધરાય—સઘળી મળી કેટલી વાતોનો નિવેડો કરવાનો છે. તે તમને યાદ છે.

રૂપવંતી—હાજી.

નવનિધરાય—કહી બતાવોને જોઉં.

રૂપવંતી—પ્રથમ અપવાસની બીજી તમે પાન નથી ખાતા તેની ને ત્રીજી આ છેલ્લી ડુંગરા દૂર થકી રળિઆમણા સારા તેની.

નવનિધરાય—(હશીને) ખરેખર તમારી યાદ શક્તિ વધારે સરસ છે. વળી સ્ત્રીનું મન પુરૂષના કરતાં કોઇ કોઇ વાતમાં બરાબર સ્થિર હોય છે. વાહ! તમને કેવું યાદ રહ્યું છે? તમારી ચતુરાઇ અહીંઆંથીજ જણાઇ જાયછે. તમે યાદ રાખજો કે જ્યારે હું મારે મુકામેથી જમીને અત્રે આવીશ ત્યારે અનુંક્રમે વાત ચલાવીશું; હવે હું જાઊંછું.

રૂપવંતી—બસ એટલુંજ?

નવનિધરાય—હસતાં? રંગનાં તે કુંડાં કે ચટકાં.

રૂપવંતી—જેમ આપ ધારો તેમ, પરંતુ અત્રે ક્યારે પધારશો.

નવનિધરાય—હું અત્રેથી જેવો જઇશ તેવો સ્નાન કરીને જમીશ, પછી જરા મારાં માત પિતા પાસે બેસીશ; વખતે તેઓ

કંઈ કામ ફરમાવે તે કરવું પણ પડે. બાદ પરવારીને તમારા તરફ આશરે બાર ઉપર ત્રણ વાગે આવીશ.

રૂપવંતી—મને તો જરાએ ચેન પડશે નહિ.

નવનિધરાય—કંઇ નહિ, તમારે અમારે શું એવડી ઘણી મોહોબત થઇ ગઇ છે કે નહિ ગમે? જીવને સ્થિર રાખવો. તેમજ નંદકોરને કામ કરવામાં મદદ કરવી તેમજ ઘરડા ડોસાની ચાકરીમાં તથા ઘરના બીજા કામોમાં હાજર રહેવું. આતો સહેજ પ્રીતિ બંધાય છે. હજુ કંઇ? જીવ મોટો રાખવો.

રૂપવંતી—હાજી ખરૂં છે. વળી જીવ મોટો ન રાખ્યો હોય તો ખરેખર આ અંગને કેટલું વિત્યું હોયજ.

નવનિધરાય—ફિકર નહિ, સહેવું જોઇએ. તમારી સારી નેકીથી તથા તમે જે કંઇ ચીજ ધારી હશે તે ઇશ્વર કરશે તો થોડા વખતમાં બની આવશે.

રૂપવંતી—તે શું?

નવનિધરાય—તે હમણાં કહેવાનું નથી, હમાણાંતો જાઉં છું. પછીથી, હવે આજની સાંજ અને આવતી કાલનો દિવસ મુલાકાતનો છે.

રૂપવંતી—મારૂં નસીબ, તમે શું કરો.

નવનિધરાય—ખુશીથી ઝટ ઝટ પોતાના કામથી ફારેગ થઇ મારી આવવાની રાહા જોઇ બેસી રહેવું.

રૂપવંતી—વારૂંજી સાહેબ.

નવનિધરાય—હું જાઊંછું.

રૂપવંતી—અત્રે વેહેલા પધારશોજી.

નવનિધરાય—ઘણું સારૂં. (પછી નવનિધરાય, મૂળદેવ ને મનસુખરામ પોતાને માર્ગે પડેછે.)

# પ્રકરણ ૭ મું.

## સ્થલ રાજમાર્ગ.

નવનિધરાય—મૂળદેવ—મનસુખરામ—એઓનો સંવાદ.

નવનિધરાય—(મૂળદેવને) કેમ ભાઇ, આજે તમને ઘણા ખોટી કર્યા છે માફ કરજો,

મૂળદેવ—મિત્રના કામને વાસ્તે તથા પરોપકારના અર્થે પેહેલું આગળ પડવું જોઇએ.

નવનિધરાય—તમારા વિવેકમાં કંઇ કસૂર હોય. વળી મેહેરબાની કરીને બાર ઉપર ત્રણ વાગ્યાના સુમારમાં આજને ઠેકાણે જરૂર પધારવું.

મૂળદેવ—ઘણું કરીને તો આવીશ.

નવનિધરાય—ઠીક સાહેબ.

મૂળદેવ—સાહેબજી. (પછી મૂળદેવ તથા નવનિધરાય ને મનસુખ છુટા પડી પોતપોતાના મુકામે જાય છે. પછી રસ્તામાં નવનિધરાય અને મનસુખરામને વાદ વિવાદ થાયછે.)

નવનિધરાય—(મનસુખરામના સામું જોઇને) ભાઇ આપણે જલદી જલદી ચાલો. રૂપવંતીને નંદકોર તો જમવા બેસી ગયાં હશે. આપણે પણ જઇને જલદી બેસી જઇએ. ક્યારનાં ઘેર વાટ જોઇ રહ્યાં હશે.

મનસુખરામ—ખરૂસ્તાં? પરંતુ તમારો પરવાર રૂપવંતીને ત્યાંથી આણ્યો નહિ.

નવનિધરાય—મેં તો જમવા જવાની ઘણીએ ઉતાવળ કરી પણ તમેજ વધારે લંબાવ્યું.

**મનસુખરામ**—(ગોંધાટથી) જેવી તે તેવા તમે તેમાં તેં કંઇ બાકી રહે. જ્યાં એકના બે ને બેના ત્રણ થયા ત્યાં શું કહેવાનું રહ્યું. બીજું કંઇ સૂઝે નહિ કની? જેમનું બાણ માર્યું તેમ ખરૂં, પણ અવળું બાણ માર્યાથી પોતાને શું દુઃખ થશે તેની કંઈ તમને સૂજ પડેછે?

**નવનિધરાય**—તમારાથી જરાએ ચૂપ રહેવાયું? બિચારી નંદકોરને રોવું પડ્યું તે મને ઘણું સાલેછે.

**મનસુખરામ**—હા ભાઇ થાયસ્તાં; અંતરનાં માટે તમને કંઇ ઊંચી જાતના દાગીના બતાવ્યા હશે, જેથી તમારો જીવ બળે ખરો, હું તમારી સાથે સાંજનો આવનાર નથી.

**નવનિધરાય**—(ચોરડાઇને) તમને કોણે કેહેણ મોકલ્યું હતું કે તમે મને સવારના પોહોરમાં મળજો. સાધારણ રીતે તમારૂં ને મારૂં ભેગુ થવું થયું. હવે તમારાથી આડા કાન કરીને જાઊંતો જવાય ખરૂં. પરંતુ તમે એક તરફે મારા મિત્ર તથા ભાઈ થાઓ છો તો તમારાથી દગો કરી જવું એ સારૂં નહિ. હશે, તમારા કહેવાથી મને લાગે છે તો ઘણું પણ ખેર, તમે જલદી ઉઠયા તેથી સારૂં થયું કે બિચારાં તે બન્ને બેનો નચિંતથી જમશે.

**મનસુખરામ**—જમે કે ન જમે, હું શું જાણું? તમે તેના ઘરના કોળ તે તમો જાણો.

**નવનિધરાય**—હું શું કોળ જેવો? તમને સાથે તેડી જવાનું મને ઇનામ આપતા હશો. ઠીક?

**મનસુખરામ**—(બરાબર જવાબ નહિ આપતાં) હું તમારી સંગાથે ઘેર પણ આવનાર નથી. ગમે તે રસ્તે થઇને આવીશ. જેવી રીતે નંદકોરને રૂપવંતીએ રડાવી હતી તથા બે સારા આદમી વચ્ચે તેને હલકી પાડી હતી, તેમ તમે કરવા માગો છો. તમારાં સૌ પ્રેગમ જાણુંછું. આવા કઢાપામાં ઘેર બાઇએ તે પણ બળીને ખાખ થઇ જાય. નવનિધરાય તમે મારી સાથે વધારે જીકર ક-

રશો તો ખરેખર માસી ને કે માસાને કહ્યા વિના રહેનાર નથી. સંભાળીને બોલો!

**નવનિધરાય**—(કાનની બુટ્ટી ઝાલીને) આજથી તમારા કુ-સમ કે ગમે તેવું છાનું કામ હશે ને ગમે તો ભાઇ કે ખાસ મિત્ર હશે, પણ તેને સાથે લેઈ જવાનો ધર્મ રહ્યો નથી. ભાઇ પોતે તમારા કૂળ ઉપર જશો કે શું?

**મનસુખરામ**—તમારૂં કૂળ સારૂં છે તે હું સૌ સારી પેઠે જાણું છું. અમારૂં કૂળ નઠારૂં તે અમારી પાસે ભલે રહો. અમે કંઇ ભૂખે મરવાના નથી.

**નવનિધરાય**—જેને ભીખ છે તેને ભૂખની ફિકર નથી. થોડા ઘણા તમારા ગુણ મને માલમ તો હતા. પણ કોણ જાણે કે પરગામમાં પણ માંકડો મસ્તી કરશે.

**મનસુખરામ**—(જોસ્સા ભેર) ચાલો બસ કરો. આજથી મારૂં નામ દેશો નહિ, તેમ મારી વાત કોઇ પરાયા આદમી આગળ કાઢશો નહિ. વળી મારા વિના તમને ચાલે છે કે નહિ તે જણાઇ આવશે. મારી સાથે હવે કોઈ જાતનું પણ સગપણ રાખતા ના. જે માણસ સ્ત્રી પાસે જતો આવતો થયો, તેને પ-રાયા આદમીનું મોઢું ગમે નહિ.

**નવનિધરાય**—ઠીક હું જેવો તેવો પણ મારા ગુરૂનો દાસ છું. તમને સાથે તેડી ગયાનાં ફળ તો મને સારાં મળયાં, તું યાદ રાખ જે, મારા જેવો ભોળો ભાઇ તને ઓછો જડશે. વારૂં, ઇશ્વર તને સારો રાખે. હે ઇશ્વર!! શો સમો આવ્યો છે?

**મનસુખરામ**—તેં ઠીક કર્યું. પરમેશ્વરના આગળ તેં મને મારવો તાક્યો. વાહ! વાહ!! બહુ સારૂં કીધું અરે દુષ્ટ; તારા જેવો પાપી માણસ મેં કહિં ના દીઠો. વળી આજ રોજ ઘરમાં જ-મવાની પંગત પડશે. ને તેમાં તું હશે તો તુરત ઉઠીને બીજી ગમ

જઇ બેસીશ. તારો વિશ્વાશ હવે મને કેમ પડે. તું ભાઇછે તો ઠીક, પણ મને બે પૈસાનું કાળીયું (અફીણ) લાવી ગોહોળીને પા કે, પછી તને મારી તરફનો જે કંઇ ડર હોય તે જાય.

**નવનિધરાય**—આહા !! શું તારો મૂર્ખાઇ ભરેલો વિચાર છે. ચલ હવે રસ્તો કાપ અહીંને અહિં સાંજ પડી જશે. જરા વિચાર કર. હું તને એવું ભુંડું કર્મ કરૂં? નવનિધરાય કેવા ગુણનો ને કેવા સ્વભાવનો છે, તે તું જાણ્યા છતાં મોઢેથી આવો ઉચ્ચાર કરેછે તે તું કયે અવતારે ભોગવીશ. તારી કેટલીક નઠારી વર્તણુંક હતી તે સઘળી દૂર કરાવી નિશાળમાં ઘાલ્યો. હવે તું ભણી ગણી ડાહ્યો થયો ને નોકરીને પામ્યો. વાહ ! તેં મને શું મોટાઇનું માન આપ્યું છે ? કાળના આગળ કોઇનું ચાલતું નથી. હે પરમેશ્વર ! તેં આની મતિ કેમ ફેરવી નાંખી છે ? વળી મનસુખરામ તારી બુદ્ધિ આવીને આવી રહેશે તો આગળ લોકોનાં કેટલાં ખાસડાં ખાશે. જરા સમજ. તમે ભાઇ, જ્યારે દેશ પરદેશ વેઠશો ; વખતે કોઇની ગાંડ પણ ધોશો ; વખતે ભૂખ્યા રહેશો, ઇત્યાદિ. ઘણી પ્રકારથી સમજશો ત્યારે જરૂર માલમ પડશે કે નવનિધરાયનું કહેવું ખરૂં છે કે નહિ તથા જે કહેલા શબ્દો ખરાબ કે ખોટા, તે સઘળાનો પસતાવો કરવોજ પડશે. હું તારા આગળ તારા જેવો નાદાન થાઊં એ મને છાજે નહિ. હશે જે થયું તે ખરૂં. હું તારા નાદાન અને અણસમજુ પર કંઇ લાવતો નથી.

(આવું સાંભળવું જોઇ મનસુખરામે નીચું ઘાલ્યું ને નવનિધરાયથી છૂટો પડી એક શેહેરી તરફ અબોલ્યો ચાલ્યો, તેમ નવનિધરાય પણ પોતાને ઠેકાણે ચાલ્યા.)



# પ્રકરણ ૮ મું.

## સ્થલ—પ્રેમચંદ ગાંધીનો વાડો.

કાશીવિશ્વનાથ—(નવનિધરાયના પિતા) ને નવનિધરાયનો સંવાદ.

**કાશીવિશ્વનાથ**—(નવનિધરાયને જોઇને) ભાઇ નવનિધરાય, આજ બે દિવસથી તમારા મગજમાં ભારે પવન ભરાયો છે. તમારે બહાર ભટકવું, પરગામમાં જરા પગ વાળીને બેસવું તો શું પણ જેની સાથે વઢવું, વાહ! (આંગળીની ચપટી કરીને) પુત્રજી ઘણા હોંશીઆર દેખાઓ છો? હવે આપણને ઘેર જવાનો એકજ દિવસ છે. અમે શું શું કામ કર્યું, તે તમને જાણ પણ નહિ હશે. જેની તેની સાથે લઢવું; લોક શું જાણે કે નવનિધરાય પરગામેં આવ્યા છે? જ્યાં ત્યાં અમારે તમારા સ્વાર્થાર્યે ઠોકરો ખાવાની છે. વળી તમે મનસુખરામને શા વાસ્તે રોવરાવ્યો વારૂં? (એટલે)

**નવનિધરાય**—મેં ક્યારે રોવરાવ્યો છે?

**કાશીવિશ્વનાથ**—એ પેલા એક અંબાઇદાસ નામના ગાંધીની દુકાને બેઠો બેઠો રોયા કરે છે.

**નવનિધરાય**—તમે એને રોતો જોયો?

**કાશીવિશ્વનાથ**—મેં જોયો નથી. પરંતુ મને ઉડતી ખબર થઇ, અને તે ખરીજ હશે એમાં શક નહિ.

**નવનિધરાય**—ચાલો બાપા મને એ જ્યાં રૂએછે ત્યાં લેઇ જઇ દેખાવો.

**કાશીવિશ્વનાથ**—(ધીમેથી) વારૂં તે તો ઠીક, પણ આજે તમે બન્ને જણા કોઇ પણ જગાએ ભેગા થયેલા કે નહિ.

**નવનિધરાય**—હા બાપા; અમે બન્ને જણા સવારના ૮–૯ વાગ્યાના એકઠાજ હતા. પરંતુ મેં મારે હાથે માર્યો હોય તો હું પ્રતિજ્ઞા કરૂં.

**કાશીવિશ્વનાથ**—વારૂં મારે હમણાં કામછે. કામ કરીને આવવા દે પછી સો જણાશે.

**નવનિધરાય**—ત્યારે તમે જોયા તપાસ્યા વિના મને શું કરવાને કહોછો? મેં એની તરફનો જરા પણ ગુનોહ કીધો નથી.

**કાશીવિશ્વનાથ**—ભાઇ તું નાનપણથીજ લોકોનાં હારેણાં લાવેછે. હવે મોટો થયો તોપણ તેમ કરવાને ચૂકતો નથી. તું ભણેલો કહેવાયો, બે માણસ તને ચાહીને બોલાવે. તમારી લોકો બારણે વાત સારી કરેછે. તમારે એવું હોયતો એ પ્રમાણે ગામમાં કે પરગામમાં ઘટે નહિ. આજથી તમે વચન લો કે કોઇ દિવસ કોઇનું જરા સરખું પણ આળ લાવું નહિ. મનસુખરામને તમે હરેક પ્રકારે રોવરાવ્યો હશેજ કારણ કે તમારા કહેવા પરથી તમે બન્ને જણા સવારના ભેગા હતા જેથી તમારે કોઇપણ બાબતપર ખટપટ થયા વગર રહી નહિજ હોય એમ હું નક્કી ધારૂંછું, તેનાં મા અગર બાપ એ વાત જાણે તો કંઇ બાકી રહેશે? તેને સંગાથે તેડી લાવવો તે શું વઢી ઝઘડીને એક એકનું હેત ઓછું કરવા? વળી મેં તમને ના કહ્યું હતું કે એને સંગાથે લાવશો નહિ, પણ તે તમે માન્યું નહિ, ને આ ફળ નિવડ્યું. "કહેવત છે કે," ખાડો ખોદે તેજ પડે. તમે એને સાથે તેડી લાવ્યા ત્યારે હવે, મનસુખરામને મનાવી લાવો. એની સાથે કેટલાક દાગીના છે, આ શેહેર મોહોટું વિશાળ છે. આ કળી કાળના લોકોનો વખત છે. રખેને અણસમજથી કોઇ સમજાવીને તેડી ગયું ને તેમાંથી એનો જીવ ગયો તો આપણા શરીરવર એક રૂંમટું નહિ રહે. તમારાં કોઇ રસોઇ કરી તમારી રહા જોયા કરેછે. જલદી જાઓ ને તેડી લાવો. વળી (ખીસામાંથી કાઢીને) આ મારી પાસે દસ વાગ્યાનો ટપાલમાંથી એક કાગળ મળયોછે, તે કેનો છે તે તપાસી તમારી પાસે રાખજો.

**નવનિધરાય**—ઘણું સારૂં. (એમ કહી અંબાઇદાસ ગાંધીની દુકાન પૂછતા પૂછતા જાયછે ને ત્યાં મનસુખરામને ઉભેલા જોઇ

તથા તેનો ફિક્કો ચેહેરો જોઇને તથા છાતીએ ચાંપી) તું મારી સાથે ચાલ, આપણે બન્ને જણા સાથે ઘેર જઇએ. તું આવો સમજુ થઇને ગાંડાં કાઢેછે. વળી તું અને હું જુદા છીએ! તારા પેટમાં હું બળું ને મારા પેટમાં તું બળું. તને મારા પોતીકાના કસમ છે. તું મારો ભાઇ હોય તો મારી સાથે ચાલ; બન્ને જણા આપણી ફોઇને ઘેર જઇએ. વળી મારા બાપાએ મને રસ્તામાં મળતાં આ એક કાગળ આપ્યો છે, તે તું હા કહે તો બન્ને જણા ફોડીને વાંચીએ, જોઇએ અંદર શું બિનાછે? (એટલે)

મનસુખરામ—જે હશે તે? મારે શું? મારે એનું કાંઇ કાંમ કે મતલબ નથી. તમે મારૂં આજે શેર શેર લોહી બળાવ્યું છે. મને કંઇ ગમતું નથી, તેમ તમારૂં બોલવું મને પસંદ નથી. તમને મારા વિના હજાર દિવસ ચાલશે. હવે તમારી મરજીમાં આવે તેમ કૂદો, રમો, વાંચો, મરજી ચાહે તે કરો, બસ???

નવનિધરાય—(ધીમેથી) ભાઇ જે થયું તે થયું, મેં ઝપમારી આ બધા મશ્કરાના બોલ જવા દે. વળી તને તારા માસા મળયા તો નથી? દવ બાળયો હોય તો, તું મારો પ્રાણ પ્રિય દિલોજાન ઇસ્ટ મિત્ર છે, મને બરાબર કહે જે. મને વખતે તેઓ પૂછેતો ઉત્તર આપવો સૂજે.

મસુનખરામ—તો; કહ્યાં વગર રહ્યો હોઇશ કે!

નવનિધરાય—(પોતાના કાનની બુટ્ટી મરડીને) તેં તો મારૂં પડે પડ બાળયું તો? (મનમાં) અરે પરમેશ્વર તારા સિવાય મારૂં કોઇ બેલી નથી. હે ઇશ્વર? તું એના રૂદિઆમાં ઉતર કે મને સાચે સાચૂ કહે. (એટલે)

મનસુખરામ—(હશીને) જા ભાઇ તારા જેવો થતો નથી. તમે ગમે તેટલા મને ચીડવો, લડો પણ તમે મારાથી વડા તેથી હું મારી લાજમાં આવ્યો છું.

**નવનિધરાય**—ભાઇ તું તારી કેવી રીતની લાજમાં આવ્યો છે તે મને સાચે સાચૂ કહે. મને હજુ તારા બોલવાપર દયું પડ્યું રહેછે.

**મનસુખરામ**—તમે અને હું જે જગોએથી છૂટા પડ્યા, પછી તમે તમારે માર્ગે ચાલ્યા હું મારે માર્ગે ચાલ્યો, રસ્તામાં મને દુઃખ દાયક વિચાર આવ્યાથી, આ ગાંધીની દુકાને ઉભો રહ્યો હતો; એટલામાં મારી આંખમાં જળ જળીઆં આવ્યાથી તમારા કૂઆનો એક પાડોસી જતો હતો તેણે મને પૂછ્યું કે, કેમ રૂએછે. ચાલ ઘેર, પછી મેં તેને ફેરવી વાળીને કહ્યું કે સંહેજ મારે નવનિધરાય જોડે બોલવું થયું છે. માટે કદાપિ માસાને કંઇ ભાસ્યું હોય કે, રએને નવનિધરાય ને મનસુખરામને બોલવું થયું હશે.

**નવનિધરાય**—વારૂં, ફિકર નહિ. એ વગર કંઇ બીજું કહ્યું હતું?

**નવનિધરાય**—એટલાપરથી તો, મને બાપા એ હજાર નહિ કહેવાનાં (વાનાં) કહ્યાં જેથી તેમના કહ્યા પ્રમાણે તને એક સાસ ભેર તેડવા આવ્યોછું. સારૂં થયું કે તું મારા નસીબે મળયો.

**મનસુખરામ**—કેમ કરે, વઢવાડનું મોં કાળું. ચાલ ભાઇ ચાલ? (એટલે બન્ને જણા ચાલે છે ને)

**નવનિધરાય**—એમ કેમ ભાઇ, વઢવાઢનું મોં કાળું.

**મનસુખરામ**—બાકી શું.

**નવનિધરાય**—વારૂં ભાઇ, તારો પણ હમણાં વખત છે. લાચાર છું. કોઇ કાળે ફળ દાયકા?

**મનસુખરામ**—જ્યારે થવાનું હશે ત્યારે થઇ પડશે. પણ હમણાં મારે આહા!! શું લાગછે?

**નવનિધરાય**—ભાઇ તારે કંઇ પણ બાકી રાખવું નહિ. જે મનમાં આવે તે ભરડી નાંખવું. ઘેર જઇએ ત્યારે ત્યાં કોઇને

કહેતો ના. તું મારી ફજેતી કરે તેની તો ફિકર નથી. પણ પાપડી બાફતાં ઇએળ બળી જાય, તે મોટું દુઃખ છે.

**મનસુખરામ**—હાં હાં હું સમજ્યો, ફિકર નહિ, નહિ, કહું. વળી છાનાં જવા આવવાનો ચસકો ઓછો રાખીએ?

**નવનિધરાય**—(કામ કાઢી લેવા માટે) ઘણું સારૂં. આજથી તારૂં માનીશ. તું મારાથી ઘણો મોટો ને ઘણો ડાહ્યો છે.

**મનસુખરામ**—હું ડાહ્યો છું કે ગાંડો (મેડ) તે સૌ આગળ જણાઇ આવશે. મારૂં કહેવું ખરૂં છે કે ખોટું તે પણ માલમ પડશે.

**નવનિધરાય**—ઠીક છે. હમણાં, રસ્તામાં શું માલમ પડવાનું છે? જ્યારે માલમ પડશે ત્યારે તમે જ્યાં હશો ત્યાં તને કાળોતરી લખીશું.

**મનસુખરામ**—(મોટે ગુસ્સે થઇને) અરે મૂર્ખ નારાય, તમને કંઇ બીજું કહેવાનું સૂજ્યું નહિ. સવારના પોહોરમાં કાળોતરીની વાત કાઢે છે? કાળોતરી ક્યારે ને કયે વખતે કોને લખાય. જારે જા? તમારા ભણ્યાને અને તમારા ગુરૂને તેમજ બીજા મિત્રોને એબ લગાડેછે.

**નવનિધરાય**—બેસ બેસ. ભણ્યા તે ક્યારે જણાય.

**મનસુખરામ**—જ્યારે તમે કાળોતરી લખશો ત્યારે તમારૂં વજન જણાઇ આવશે. તેમજ તમને કહું છું કે મને તો શું પણ હરકોઇ વખત કોઇને લખવું પડે ત્યારે વિચાર્યા વગરનું લખવું નહિ. આ શીખામણ તમારી નોટ બૂક (ચોપડીમાં) લખી રાખજો. કોઇ વખત ઘણુંજ કામ આવેછે. "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવું." એ કહેવત તમારા મનમાં ખૂબ ઠસાવી રાખજો. કાળોતરીનો અર્થ તમે બરાબર સમજતા નથી. એટલા તમે મૂર્ખના સરદાર છો. નહિ તો આવું વચન તમારા મૂખમાંથી નીકળે નહિ.

**નવનિધરાય**—ભાઇ, કાળી વાત હોય ત્યારે કાળોતરી લખાય; અને કોઇ મરી ગયું હોય તો તેની ચીઠી લખાય. સમજ્યા?

**મનસુખરામ**—એ બધું ગંડાળું છોડી દો.

**નવનિધરાય**—ઠીક સાહેબ. તમારા મિજાજને કંઇ વરી જાઉં?

**મનસુખરામ**—વારૂં, બસ કરો. મોં માં આંગળી ઘાલવી છે? કોઇનું ઘર આવ્યું? પછી (ચુપ ચૂપ જાય છે)

---

# પ્રકરણ ૯ મું.

**સ્થલ**—રઘુરામ ભટનું ઘર.

કાશીવિશ્વનાથ—મનસુખરામ. ધનલક્ષ્મી. (નવનિધરાયની માતા)

નવનિધરાય—રઘુરામ. (નવનિધરાયના ફૂઆ)

છોટમ—રૂપનાથ કામનાથનો ગુમાસ્તો.

**કાશીવિશ્વનાથ**—(મનસુખરામ ને જોઇ) ભાઇ મનસુખરામ. (એટલે)

**મનસુખરામ**—હોં માસા.

**કાશીવિશ્વનાથ**—ભાઇ તું આવ્યો તો સારૂં કર્યું. તું ઘણો શાણો ને સમજુ છે. વળી તમારી લઢાઇ મટી કે જારી છે.

**મનસુખરામ**—અમારે બન્ને ને વઢવાડ હતી ત્યારે હતી. હમણાં કંઇ નથી.

**કાશીવિશ્વનાથ**—રસોઇનો વખત ક્યારનો થઇ ગયો છે.

તમારી માસી અને ફોઇ કયારનાં તળે ઉપર થાય છે. તમારા બન્નેમાંથી જે તે પેહેલું ઝટઝટ નહાઈ લો. (પછી)

**ધનલક્ષ્મી**—(મનસુખરામને) ચાલ ભાઇ વેહેલો થા. ફૂઆ પાસે નહાવાનું વસ્ત્ર હશે તે માગી લે.

**મનસુખરામ**—(ફૂઆને) ફૂઆ. તમારી પાસે નહાવાનું વસ્ત્ર (પોતીયું) છે, મારે નહાવું છે.

**રઘુરામ**—હા ભાઇ, પેલી વળગણીએ સૂકવ્યું છે. તે તમે લો ને જલદી સ્નાન કરી લો.

**મનસુખરામ**—ઘણું સારૂં. (વસ્ત્ર લેઇને નવનિધરાયને) ભાઇ તમે પેહેલા સ્નાન કરી લો. તમારૂં કાળજું ગરમ થઇ ગયું હશે તે બેસે.

**નવનિધરાય**—ગરમ પાણીએ નાહ્યાથી કંઇ કાળજું ઠંડું થતું નથી. તે કરતાં જરા પાણી પીધું હોય તો બેહેતર.

**મનસુખરામ**—(ધીમેથી) ત્યારે માગોની પાણી?

**નવનિધરાય**—વાહ! તું એ માથાનો મળયો. મારૂં પૂરે પૂરૂં કાટલું કરવાનું તેં ધાર્યું છે એમ જણાય છે. તું સમજ કે સવારના પોહોરમાં સર્વ માણસનો નરણો કોઠો હોય છે. તારા કહ્યા પ્રમાણે ચાલું તો ખરેખર કાળોતરી લખવી તો કયાં રહે ને ઉલટી મારી ચીઠી નીકળે. વાહ!! તેં મારો શું ઉપાય આદર્યો છે?

**મનસુખરામ**—વારૂં તમારા મનને એમજ આવ્યું કેમ, પણ વિચાર કરો કે કોને મોઢેથી અપ શબ્દ નીકળે છે. તમે સાસુની મેશે વહુ ને સમજાવો છો તે હું જાણું છું. એ બોલવામાં તમે તમારી જાતેજ બનનાર છો, એમાં શક નહિ. વાહ! શું તમારી બુદ્ધિ. કપટી હોય તેજ કપટની ગત જાણે. મારા જેવો મિત્ર બંધુ તમને દુનિઆમાં ઓછાજ જડશે. તમારી વાત લગરે હું જ ઢાંકું.

**નવનિધરાય**—વારૂં બસ કર. મેં કોઇની ચોરી લુચ્ચાઇ કરી નથી. જરા વિચારીને બોલ. છેકજ બાજવાન થાય છે?

**મનસુખરામ**—ખરી વાતમાં કંઇ નથી. પણ ભૂડાથી ભવાનીએ ત્રાસે.

**નવનિધરાય**—તું કંઇ લોક નથી, અને હું પણ લોક નથી. જમવાની તૈયારી કરો, હું સ્નાન કરી લઉં છું; તું કંઇ ફિકર ના કર.

**મનસુખરામ**—તમે નહાશો, તેમાં મારે શું ફિકર કરવાનીછે?

**નવનિધરાય**—(ઝટઝટ) નહાતાં નહાતાં કહી તને એમ હોય કે આજે છે તે બન્ને ને સારૂં ગરમ પાણી છે. ને તારા મનમાં એમ હોય કે દાઝ્યા ઉપર લૂણ. માટે રખેને નવનિધરાય સઘળા પાણી વડે નહાઇ લે, અને પછાડી મારે ટાઢે પાણીએ નહાવું પડે.

**મનસુખરામ**—(લાંબેથી માથું ધુણાવીને) તાઢું પાણી હશે તો ક્યાં અહીંઆં સાસરૂં છે કે આપણને દુઃખ લાગશે. મારા હાથને પરમેશ્વર સદા સારા રાખે.

**નવનિધરાય**—(હસતાં હસતાં) મારા નહાતાંથી જે વધશે તે ખરૂં. નહિ તો વધારે કાળજી રાખવાને તમારા હાથ સાબૂત છે.

**મનસુખરામ**—ફિકર નહિ. તમે જલદી જલદી જમી લો. સરકાર વાડે જવાનું મોડું થશે.

**નવનિધરાય**—તારા મનને તું સંતોષ આપજે.

(એટલામાં)

**કાશીવિશ્વનાથ**—(રસોઇ ખાનામાંથી નીકળી ચોકમાં આવી નવનિધરાયની અને મનસુખરામ રકઝક થતી જોઇ) અત્યારે ખરા રણ વખતે ક્યાં જવું છે. (નવનિધરાય સામું જોઇ) એવું તમારા તનનું અત્રે પરગામમાં કોણ આદમી છે. ત્રણ દિવસથી જરા પગ

વાળીને બેસવું નહિ. (ચીરડાઇને) ખબરદાર! અત્યારે કહિં જતા. (એટલે)

મનસુખરામ—(કાશીવિશ્વનાથ સામું જોઇ) માસા, માસા, એઓને આજે સાંજ સુધીમાં કોઇ જગોએ જવા દેશો નહિ.

(જવાબ નહિ આપતાં કાશીવિશ્વનાથ ઘરમાં જાયછે ને પછી)

નવનિધરાય—(મનસુખરામને) તું છાનો રહે. નહાતાં તું મને જંપવા દેતો નથી તો તું મને જમતી વખતે શું ચીતાડશે, તે મને કંઇ સુજતું નથી. હશે મારો ઇશ્વર તો છે?

મનસુખરામ—પરમેશ્વર સૌનો છે. પણ સાચાપર કે જૂઠા પર; પરમેશ્વર ઘટ ઘટ વ્યાપી છે. ઘડી ઘડીની અને પળ પળની તેને ખબર છે. પાપનો ઘડો કોઇ દિવસે પણ ફૂટશે.

નવનિધરાય—અરે પ્રભુ? સવારનો જ્યારે તું મારી સાથે હતો ત્યારે સર્વની સાથે કેવા મિઠા વચનથી વાત કરતો હતો. વાહ! તારા ઢંગ. તું મને ખરેખર અમસ્થો ફજેત કરવા બેઠયો છે. કોઇનો નિસાસો શું કરવા લેછે. શીવ! શીવ!! શીવ!!!

મનસુખરામ—એ શું બબડા કરેછે.

નવનિધરાય—મારા દુઃખને વાસ્તે ગમે તે બબડા કરીશ; તેમાં તારે શું? જ્યાં સુધી મારો મનસુખ હતો ત્યાં સુધી મારે મન સોળ આનાનો મનસુખ હતો; પણ હમણાં મન દુઃખ છે. (એમ કહી ઝટ ઝટ પલાળીયું; વળગણી ઉપર નાંખી ને ઘરમાં જાય છે. પછી મનસુખરામ સ્નાન કરેછે. (એટલે)

રઘુરામ—(નવનિધરાયના સામુ જોઇ) ભાઇ તમારી જોડે મનસુખરામનું આસન નાંખજો.

નવનિધરાય—(ધીમેથી) ફૂઆ તમે કહ્યું તે માથા પર ચઢાવું છું. પરંતુ મારે એની જોડે બનશે નહિ. (એટલે)

કાશીવિશ્વનાથ—(ઉતાવળથી નવનિધરાયને) શા વાસ્તે નહિ બને? એ બે દિવસથી તો મથુરાં પૂરી ગયો હતો. એટલા-

માં તમારૂં ક્યારે મળવું થયું ને ક્યારે લઢવું થયું. તમને શું દુઃખ દીધું કે મનસુખરામનું આસન નાંખવાનું ના કહો છો?

**નવનિધરાય**—મારે શું? આ પાટલે ચોટશે.

**કાશીવિશ્વનાથ**—જરા બેસો. એ સાંભળશે. (પછી નવનિધરાય ચૂપ રહી જાયછે ને સંધ્યા કરેછે.) (એટલામાં)

**ધનલક્ષ્મી**—(નવનિધરાયને) ભાઇ તમે જમી રહ્યા પછી મારૂં એક કામ કરજો.

**નવનિધરાય**—વારૂ મા. પણ તે શું કામ તે મને કહો.

**ધનલક્ષ્મી**—હમણાં વસંત રૂતુના દિવસ જાય છે. સૂર્ય ઘણો તપેછે, અને ઉન્હ લૂ વાય છે. જેથી બારણે જવાનું સાંજ સૂધી માંડી વાળવું. તમે તથા ભાઈ મનસુખરામ તથા ફૂઆ અને તમારા પિતા સૌ જમા પછી બેસો ત્યારે જેમાંથી જ્ઞાન ઉપજે એવું કોઇ પુસ્તક વાંચજો. પછી થોડો ઘણો આરામ પણ લેજો.

**નવનિધરાય**—ઘણું સારૂં. પણ મા આજે સાંજના ૪ વાગ્યા પછી બહાર ફરવા જવાની મને રજા આપજો.

**ધનલક્ષ્મી**—બહુ સારૂં. (પછી સઘળા જણાંઓ પોત પોતાને ભાણે બેસીને જમેછે.)

**નવનિધરાય**—(જમતાં જમતાં ફોઇને) ફોઇ. કંસારતો ખાંડના બૂરા કરતાં પણ આલે થયો છે. ગળપણમાં પણ કંઇ કાચાશ નથી. આ સઘળાં જમણ મુખે રસ રહી જાય તેવાં થયાં છે. (મનસુખ સામું જોઇને) કેમ મનસુખરામ? (એટલે)

**મનસુખરામ**—હાજી ખરૂં કહો છો. વળી તમારે એટલી શું હુંડીઓ શીકારવી છે કે જમવામાં ઉતાવળ કરોછો. ઉતાવળ કરશો નહિ. કોઇ તેડવા આવનાર નથી. ચપટ બેસીને ધીમે રહી લેવા કરો.

**નવનિધરાય**—(ધીમેથી) ભાઇ એટલું કેડારાઇથી શા વાસ્તે

બોલો છો. હમારે કંઇ ગળા સૂધી જમવું છે ? અમારૂં પરગામમાં આ ફૂઆના ઘર સિવાય કે મારા મિત્ર મૂળદેવ સિવાય બાજુ કોઇ પોતીકું નથી. જો જો ઘણી તાણ્યુ હોત તો મુછમાં કોળીઓ ભરી જાત ? (આવું સાંભળી જમવા બેઠેલાં સઘળાં માણસ ખડખડ હશી પડયાં. લાચાર, જ્યાં સૂધી અંદરનો પડદો મનસુખરામે દાબી રાખ્યો છે, ત્યાં સૂધી નવનિધરાય ને જોર છે. વળી નવનિધરાય મનસુખને) ભાઇ તમારૂં શું સુંદર બોલવું કે સઘળાંને ખુશ ખુશ કીધાં. આજે હું તમારાપર ખુરબાન છું. તમે માગો તે આપું, કંઇ કહો છો ? તમારા કરતાં હું કોઇ વસ્તૂ વધારે ધારતો નથી.

**મનસુખરામ**—મારે કંઇ જોઇતું નથી. પરમેશ્વરે મને મારા ગરીબના ગજા માફક આપેલું છે, જેથી હું સંતોષછું. તમે સો વરસના ઘરડા ડોસા થાઓ, પરંતુ હું એક માગુંછું તે તમારે પાળવું જોઇએ.

**નવનિધરાય**—ફરમાવીએ જી. જલદી ઉચ્ચારો. ભાત દાળ અને આ સુંદર કઢી ઠંડી થઇ જાય છે.

**મનસુખરામ**—હું એટલુંજ કહુંછું કે તમારે કદીએ મારાં ગતકડાં કરવાં નહિ. તેમ કોઇ ચાર સારા આદમીમાં મારી સાથે વિવેકથી બોલવું.

**નવનિધરાય**—એજ ની ? ખુશીથી માથે ચઢાવુંછું.

**મનસુખરામ**—બહુ સારૂં. વળી એની સાથે એક કહેવાનું સહેજજ છે તે પણ તમારે કરવું પડશે. પછી કંઈ નથી.

**નવનિધરાય**—સો વખત કબૂલ છું, ફરમાવો.

**મનસુખરામ**—(આંખના અણસારામાં) આપણે જમી રહ્યા પછી એકાન્તે.

**નવનિધરાય**—(માથું ધૂણાવીને) ઠીક. (પછી સૌ જમી રહે છે, ને નવનિધરાય તથા મનસુખરામ જમી રહી મેડી પર

ચઢે છે. અંગોટિયું બદલી બિછાનાપર પાનની બીડી કરતાં કરતાં)

**મનસુખરામ**—મારે માટે જે કઝક થઇ છે, તે વાત તમારે રૂપવંતી ને કહેવી નહિ. પણ મને તમારો પૂરો ભરોસો નથી કે તમે કહ્યા વિના રહેશો.

**નવનિધરાય**—તમે નક્કી કર્યું કે નવનિધરાય પડદો ફોડશે.

**મનસુખરામ**—હા નક્કી કર્યું.

**નવનિધરાય**—એ બધો કચરો જવા દો. તમને જે મોઢે કહેવું તે બરાબર પાળવું જોઇએ.

**મનસુખરામ**—સૌ જણાશે.

**નવનિધરાય**—જરા ફિકર ના કરો. પણ મેં આજ રોજ રૂપવંતીને ઘેર બરાબર ચાર વાગે જવાનું કહ્યું છે. અને માએ તો મને ચાર વાગ્યા સૂધી ઘરમાં રહેવાનું ફરમાવ્યું છે, તો ચાર તો અહિંને અહિં વાગી જશે. તેમ થયું તો રૂપવંતી ને શું કહેવું તે મને સૂજતું નથી. તમે કંઇ કહેવાને શોધી કાઢો.

**મનસુખરામ**—તમારે એમજ કહેવું કે મારાં મા બાપ જે કામને સારૂ અત્રે આવેલાં છે, તે કામમાં મારી જરૂર પડવાથી રોકઇ જવાયું માટે મોડું થયું.

**નવનિધરાય**—અરેરે, છેકજ જૂઠું?

**મનસુખરામ**—હસ્તાં. તમારે સારૂ મેં ગુપ્ત રાખ્યું, તો તમે એવી નજીવી વાત પેટમાં નહિ રાખશો?

**નવનિધરાય**—મારે મોઢે જૂઠું બોલવાની પ્રતિજ્ઞા છે.

**મનસુખરામ**—ભાઇ સાહેબ? (ધીમેથી) ત્યારે પોતેજ કહો ને કે, રૂપવંતીને ઘેર જાઓ છો તે વાત પોતીકા મા બાપને નહિ કહેતાં, અવળાં બાનાં સમજાવી તેઓને ઠગો છો એ તે જૂઠું કે સાચૂં?

**નવનિધરાય**—જેવી જેવી વાત. તમે જરા વિચાર કરશો તો સમજાશે.

**મનસુખરામ**—ભાઇ ગમે તેમ બોલો. પણ જે કરવું તે ભોગવવું. તમારી સઘળી વાત ધર્મ રાજાને ત્યાં લખાઇ ચૂકી. માટે હવે તમારે ત્યાંથી ઉગરવાને પ્રયત્ન કરવો. રૂપવંતી મોરો તોલ સહેજ કરશે, તે ક્યારે કે તમે મારી કહેલી વાત ઉઘાડી કરશો ત્યારે, તે સમજુ છે. તમે મને સાથે તેડી ગયા છો, તો તેને તમે એમાંનું કંઈ પણ જણાવ્યું તો તમને કલંક લાગશે એમાં શક નહિ.

**નવનિધરાય**—ફિકર નહિ. આપણે કયાં તેની સાથે વેહેવાર કે ભાણું માડવું છે.

**મનસુખરામ**—મારે ફિકર નથી. પણ મધમાખ આખરે મધમાંજ લપટાશે.

**નવનિધરાય**—શું તમે વેહેમી માણસ છો. શીવ! શીવ!! શીવ!!! તમને તથા મને તેમજ મૂળદેવને જમાડવાને સારૂ રૂપવંતીએ શું ઓછો આગ્રહ કર્યો છે? પરંતુ જેને વાળી વાટ સામું જોવું નહિ તેને શું.

**મનસુખરામ**—એ સૌ મને બતાવવાનું છે. તમારૂં લાગ્યું તમેજ ભોગવજો મારે કંઇ નથી. પણ આ પાનની બીડી લો.

**નવનિધરાય**—તમે જાણો છો કે હું પાનની બીડી ખાઉં છું?

**મનસુખરામ**—વારૂં. પણ મને તમારી આશા પડતી નથી કે તમે રૂપવંતી ને નહિજ કહેશો.

**નવનિધરાય**—તમે ફિકર ના કરો. તમને ઠપકો નહિ મળે તેમજ કહીશ.

**મનસુખરામ**—મને વચન આપો ને?

**નવનિધરાય**—(હાથ ઉંચો કરીને) લો વચન છે.

**મનસુખરામ**—(ખુશી થઇને) જો જો વચન આપ્યું છે, એ કંઇ નાની સૂની વાત નથી.

**નવનિધરાય**—ફિકર ના કરો. હું તેવો છુજ નહિ.

**મનસુખરામ**—ભાઇ, હું તમને સારી પેઠે ઓળખું છું. વળી મુંબાઇ સૂરત, પુના, હિંદુસ્તાન ઇત્યાદિ ઘણી જગોએ તમે દેશાટણ કરેલું છે, જેથી તમે કોઇ વાતમાં કાચા નથી એ નકી છે.

**નવનિધરાય**—વારૂં ભાઇ. પરંતુ એ વિના કંઇ બીજું રહી જતું હોય તો કહોની.

**મનસુખરામ**—જે ઘણો પેહોંચેલા છે તે આખરે ઘણો લપટાય છે. વળી તમે સૂરતની કડકની ટોળીમાં ફર્યાં હશો એમ લાગે છે, નહિ તો સવાલ ઉપર સવાલ કાઢો નહિજ.

**નવનિધરાય**—અરે અધીરા જીવડા? તમને મારી તરફથી ઘણું દુઃખ લાગ્યું હોય તો માફ કરવું, પણ તમારા એવા બોલ છે કે મારા હરદયમાં ભાલોડાની માફક ભોકાય છે, જે કે તેમને વારંવાર યાદ આવે છે.

**મનસુખરામ**—મને તમારા ગુપ્ત બોલોમાં કંઇ સમજ પડતી નથી. ઘણું રખડેલા જેથીજ, અને વળી પેલું ને તેને એ બોલો છો; વાહ? આપને એવુંજ ઘટે. તમારા આગળ અમે આખરની બીસકોલી સાકરનો સ્વાદ શું જાણે? અમે તો બૂહા ભાઇ.

**નવનિધરાય**—તમારી મેળે બૂહા થતા હોને તેની આબરૂ ને લાયક થતા હોતો હું ના નથી કહેતો. જેવી પોતાની ઇચ્છા બૂહા ભાઇ માર આડૂને કર સીધુ.

**મનસુખરામ**—વારૂં ભાઇ એમ તો એમ. (એટલામાં નીચે નજર કરેછે તો નવનિધરાયને પૂછતાં પાછું ફરીને) તમને કોઇ નીચે તેડેછે. (એટલે)

**નવનિધરાય**—(ઝટ ઝટ દાદરો ઉતરી પેલા માણસને) કેમ છોટમ. (એટલે)

**છોટમ**—તમને રૂપવંતી તેડેછે.

**નવનિધરાય**—અહીંઆં વધારે ઉભા રહેશો નહિ. (હાથની ચપટી વગાડી) જલદી જાઓ અને કહો કે આવેછે.

**છોટમ**—ઘણું સારૂં. (છોટમ જાય છે) ને નવનિધરાય ઘરમાં જઇ ધનલક્ષ્મીને) માતુશ્રી મારા વિહવાની વાતનું છેવટ શું થયું.

**ધનલક્ષ્મી**—બેટા સહેજ વાંધો રહયો છે. તે હવેને ફેર રાખીશું.

**નવનિધરાય**—માતુશ્રી કેટલો વાંધો પડયો છે.

**ધનલક્ષ્મી**—રૂપીઆ રૂ ૧૦૦) સોનો વાંધો છે.

**નવનિધરાય**—ફિકર ના કરો સૌ થશે. વધારે ગરજ બતાવવી નહિ હવે હું બહાર જાઊંછું. મારે સાંજરે વાળું કરવી નથી. કદાપિ કલાક મોડું વેહેલું થાય તો ફિકર કરતાં માં.

**ધનલક્ષ્મી**—એ સૌ ખરૂં પણ પરદેશમાં કોઇની સાથે લડવું નહિ. સારૂ નામ કાઢવું એમાં મોટાઇ છે. જયાં જાઓ ત્યાંથી તુરત સીધા સીધા ઘર તરફ વળવું.

**નવનિધરાય**—વારૂં માજી. (એમ કહી મનસુખરામને તાલો પાડી તથા કેટલીક શીખામણ દેઇને ઝપાટા બંધ રૂપવંતીને ઘેર જાયછે.



# પ્રકરણ ૧૦ મું.

**સ્થલ**—રૂપનાથ કામનાથનું ઘર.

**રૂપવંતી**—નવનિધરાય. નંદકોર. (એ ત્રણેનો સંવાદ.)

**નવનિધરાય**—(બારણાનું કડું ઠોકીને) ઉઘાડજો.

(એટલે ઘરમાંથી)

**રૂપવંતી**—જે હોય તે ઉભા રહેજો. (ઘરમાંથી ઝટઝટ આવીને બારણું ઉઘાડે છે તો નવનિધરાય નજરે પડેછે. ને નવનિધરાય ને) વાહ! સાહેબ કેટલી ઢીલ, ચાલો જાઓ અને ગઇ કાલે જ્યાં બેઠયા હતા ત્યાં જઇ બેસો. હું બારણું વાશીને તમારી પાસે આવુંછું.

**નવનિધરાય**—બહું સારૂં. (એમ કહી નવનિધરાય ઘરમાં જઇ ઝોલાપર બેસે છે. એટલે)

**રૂપવંતી**—નવનિધરાયની (સન મૂખ ઉભાં રહીને) બોલી સાહેબ કેમ આવડી ઢીલ કરી.

**નવનિધરાય**—મારે મોડું થયું તેનું કારણ તમને શું માલમ હોય.

**રૂપવંતી**—નહિ સાહેબ જરા પણ મને ખબર નથી.

**નવનિધરાય**—વારૂં. હું તમને સઘળું કહુંછું. પણ છોટમ ઘરમાં છે કે બહાર ગયો છે. વળી તમને મારે ત્યાંથી આવીને તેણે શું કહ્યું.

**રૂપવંતી**—એણે મને ફક્ત એટલુંજ કહ્યું કે, તમે જાઓ હું તમારી પછાડી આવુંછું. વળી છોટમ એટલું કહી બહાર ગયો છે. તે ઘણું કરી હમણાં નહિ આવે.

**નવનિધરાય**—વારૂં ઠીક. એ બિના તમને કહેવા જોગ નથી. પરંતુ જ્યારે તમે મને પૂછ્યું ત્યારે મારે તમને કંઇ પણ

કહેવું જોઇએ તે આ જ્યારે તમારે ત્યાંથી ઉઠીને હું તથા મનસુખરામ ગયા ત્યારે રસ્તામાં મારે અને એઓને સહેજ બોલવું થયું. આજે હું જમીને આવ્યોછું. પણ પેટમાં બળીને ખાખ થઇ ગયું છે." અને પેટમાં મ્હોટો ભોલ પડયોછે.

**રૂપવંતી**—ધીરજ રાખો. તમને શું વીત્યું તે મને કહો.

**નવનિધરાય**—મને મનસુખરામે અમારી થએલી તકરાર તમારા આગળ કહેવાને મને ના પાડયું છે. માટે કહેવાને આચકો ખાઉંછું.

**રૂપવંતી**—વધારે તો નહિ પણ તેમાંથી કંઇક સાર કહો.

**નવનિધરાય**—હું કહીશ, પણ તમારે કોઇને કહેવું નહિં વળી એ વાત જાહેરત થાયતો તમે તથા હું બન્ને જણા ફજેત થઈશું.

**રૂપવંતી**—હું કોઇને કહેનાર નથી. હવે તો વહાલામાં વહાલાને લાડકામાં લાડકા તમેજ છો.

**નવનિધરાય**—(જરા હસીને) વારૂં ત્યારે, તમારે મનને એમ આવ્યું ત્યારે કહું. (નવનિધરાય ગીતિમાં કહેછે.)

## ગીતિ.

"અધવચ્ચ રસ્તે મુજને, કહે મુજને જે વાત કરી છાની,"
"નહિ કહે શોતો થાશો, ફોકટ સાર સહેજ થશે હાણી."
(એ સાંભળી ને)

**રૂપવંતી**—જ્યારે મનસુખરામ એમજ બોલ્યા ત્યારે તમે શું ઉત્તર આપ્યો.

**નવનિધરાય**—આ પ્રમાણે.

## ગીતિ.

"શું કરવા વચ્ચ બોલ્યો, જે બોલ્યો તે મિથ્યા નવ થાશે,"
"અહિં નહિ થાશે કાંઇ, થાશે સઘળું હવે કહાં જાશે." ૧

રૂપવંતી—જરા તમે તેને ધીમેથી કહ્યું હોત તો તમારે તેની સાથે જે બોલવું થયું છે, તે કદી થાત નહિ. તમે રીતિ રીતિને પ્રીતિની વાતો જાણોછો છતાં તમે એ અણ સમજના માણસ સાથે બગાડ કર્યો એ સારૂં કીધું નહિ. પછી તમે સમજુ છો. વળી એટલેથીજ બસ થયું છે કે કંઇ અગાડી વધારે ચાલશે.

નવનિધરાય—એ વિના બીજું ઘણું થયું હશે. પરંતુ, એ તમને મેં ટુંકામાં કહ્યું છે. તે સમજુ છે. તમારી તથા અમારી વાત એ જાણે છે, પણ બીજાને કદી કહે તેવા નથી. વળી તમે એક વાત કરજો.

રૂપવંતી—શું વારૂં.

નવનિધરાય—તમારા તરફ વખતે મનસુખરામ ફરતા ફરતા આવે ને તમને કંઇ મારી તરફની વાતો પૂછે તો તમારે કહેવું કે હું કંઇ જાણતી નથી. વળી તમને એમજ પૂછે કે તમારે ને નવનિધરાયને ક્યારનું ઓળખાણ છે ત્યારે કહેવું કે મારા સાસરા તરફથી પીછાણ છે. તેમાં વળી એમજ કહે કે સાસરે પીછાણ હોય તો સાસરે વાત કરવી પીએરમાં વાત કરવાનું શું પ્રયોજન છે ? ઇત્યાદિ. તેઓ તેમના મિત્ર મૂળદેવ જોડે મારે પીએર આવ્યા હતા. જે વખતે તમે સઘળા આવ્યા હતા ત્યારે સાધારણ વાત કરતાં હતાં જે કે તે તમે જાણો છો. વળી રસોઇની તૈયારી હતી જેથી તમે બહારના આવેલા માટે તમને જમવા કહેવાનો વિવેક કરવો જોઇએ, મગર બીજું કંઇ નથી.

રૂપવંતી—ઘણું સારૂં. તમારા આ બધા બોલવાપર નક્કી ક્યાસ થાયછે કે તમારે અને મનસુખરામને ઘણી ઝપા ઝપી થઇ હશે. પછી તો તમારૂં મન જાણે.

નવનિધરાય—સાધારણ રીતે છે, [illegible] નથી.

**રૂપવંતી**—તમે બન્ને જણા સાથે ગયા હતા તે તમે સાથેજ ઘેર ગયા કે જુદા પડયા?

**નવનિધરાય**—રસ્તામાં બોલવું થયું બાદ તેઓ મારાથી છુટા પડી કોઇ અંબાઇદાસ વાણિઆની દુકાને ઉભા રહ્યા અને તમણે ત્યાં ભારે અક્ષી ઓચ્છવ કર્યા.

**રૂપવંતી**—તમે તો સીધા ઘેરજ ગયા હશો કેમ?

**નવનિધરાય**—હા. હું તો સીધો ઘેરજ ગયો. રસ્તામાં મારા પિતા મળયા અને મનસુખરામના રોવાની વાત મારા જતા અગાઉ કોઇ મારા ફૂઆ ના પાડોશીએ મારા પિતાને કહી. મને પિતાએ સાધારણ રીતે ઠપકો આપ્યો બાદ તેઓ તેમને કામે બજારમાં ગયા. પિતાએ મને કહ્યું હતું કે તમે તેને અંબાઇદાસ નામના ગાંધીની દુકાને રૂએછે ત્યાંથી સમજાવીને તેડી લાવો. પછી હું તેમને નાના પ્રકારનાં લાડ કરી મારી સાથે તેડી લાવ્યો. અને અમે બન્ને જણા તથા ઘરનાં સૌ માણસો સાથે જમવા બેઠયા. જમતાં જમતાં પણ મનસુખરામનું મોઢું ઢાંકયું રહે નહિ, અને તરેહવાર ગતકડાં કર્યા કરે.

**રૂપવંતી**—શાં ગતકડાં કર્યાં તે મને કહો.

**નવનિધરાય**—હશે જવા દો. એ વાત હવે મને સારી લાગતી નથી. જેમ બૈરીઓ પોતાનો વિશ્રામ કૂવે કાંઠે કે, ઝાડે ઝપટે જાય, ત્યારે એક બીજા સાથે પોતાના સુખ દુઃખની વાત કરે, તેમજ એ ભાઇએ તમારી અમારી વાત કરવાને મન ધર્યું મને લાગ્યું કે રખેને કંઇ ભોપાળું ફોડે, પણ તે સમજુ તેથી સહેજ વાત કરી ચૂપ રહ્યા.

**રૂપવંતી**—એ વિના કંઇ મનસુખરામે બીજું તો કહ્યું નથી.

**નવનિધરાય**—ના કંઇ બીજું કહ્યું નથી. હવે જો તે કહેશે તો નહિજ ને કદાપિ કહેશે તો એઓએ જે નજરે જોયું હશે તેજ [illegible] તો મુસલમાનનું પાણી થોડું પીધું તોએ

વટલાયા અને વધારે પીવું તો એ વટલાયા, પીધું તેના પીધું કેમજ થાય માટે હવે તો ફિકર નહિ કરતાં તે વાતને ખાડામાં નાંખી આપણે આપણી વાત કરીએ તો વધારે સારૂં.

રૂપવંતી—છોટમ. મારા ઘરનો ખાસ જાણીતો અને ઘણા દિવસનો રહેવંદો છે. પરંતુ કોઇ પણ વખતે મતિ બગડે માટે ખરા કામ સિવાય બીજાને પોતાની વાતમાં બનતા સુધી વધારે રોકવો નહિ. પછી ગમે તો સગો ભાઇ હોયની? આટલી બધી વાત થઇ ત્યારે તમારેજ એઓને સાથે તેડી લાવવા ન હોતા. વારૂં ફિકર નહિ, આજથી તમારે કાનની બુટ્ટી આમળવી જોઇએ કે જે માણસનો પોતાને ખરો વિશ્વાસ નથી તેની સાથે પોતાની ગુપ્ત વાત આપવી, એ કેવળ મૂર્ખોનું કામ છે.

નવનિધિરાય—તમારી વાત ખરી છે. આજથી હું (બુટ્ટી ઝાલીને) કાન આમળું છું.

રૂપવંતી—તમને મારૂં કહેવું ખોટું તો લાગતું હશે પણ આગળ ઘણું કામનું છે.

નવનિધિરાય—ખરૂં છે. હું માન્ય કરૂં છું.

રૂપવંતી—ખરેખર એ બધી ખટપટમાં તમને ચાર વાગી ગયા હશે.

નવનિધિરાય—હા, પ્રિય.

રૂપવંતી—(જરા હસીને) સાંજનું વાળું કરવાનું છે કે પતાવીને આવ્યા છો.

નવનિધિરાય—એ વખતનું ખાવાનું એકજ વખતે બને ખરૂં?

રૂપવંતી—ના તેમતો નહિ. પણ હમણાં તમે વાળુ કરીને આવ્યા છો, અને તે દરરોજના ધારા પ્રમાણે બીજી વખતનું જમવાને પ્રથમનું પચી કેમ શકશે, તથા ક્ષુધા કેમ કરી લાગશે.

નવનિધરાય—તમને પ્રથમથીજ કહ્યું છે કે મનસુખરામની ખટપટમાં મારાથી બરાબર જમાયું નથી. તથા તમને આપેલા વિશ્વાસ પ્રમાણે તમારે અહીંઆં આવવાનો વખત થઇ ગયો હતો જેથી બે કોળીઆ વધારે લીધા, ત્યાં એ શું! અને નહિ લીધા ત્યાં એ શું? ફિકરમાં સઘળું ખાધેલું બળી જાય છે.

રૂપવંતી—વારૂં ત્યારે, તમારે ફરીથી વાળું કરવા જવું પડશેજ. વળી તમારે ફક્ત આવતો દિવસજ રહેવાનો છે, કેમ!

નવનિધરાય—હા હવે જે થાય તે ખરૂં. વળી તમારાં માત પિતા પણ પરમ દિવસે આવશે. વાહ! તમારે અમારે શું બેસતું આવ્યું છે?

રૂપવંતી—ફિકર નહિ. એટલા વખતમાં તમારે અમારે જે કંઇ વાત થશે તે કરીશું. બાકીની જયારે ફરીથી ઇશ્વર તમને અને મને ભેગાં કરશે ત્યારે થશે. વળી તમારા વીવાહ વિષે કેમ થયું.

નવનિધરાય—એ કામ પૂર્ણ થવાને સહેજ ફેર રહ્યો છે. જેથી મારા માત પિતામાંથી કોઇને ફરીથી આવવું પડશે.

રૂપવંતી—શું ફેર રહ્યો છે, તે તમને ખબર તો હશેજ. માટે મને જણાવો તો વધારે સારૂં.

નવનિધરાય—રૂપીઆ ૧૦૦) સોનો ફેર રહ્યો છે.

રૂપવંતી—(ખુશી થઇને) હશે. હવે આ સઘળી થતી તથાં થએલી સઘળી વાતો તમારા ખાનગી પુસ્તકમાં લખી રાખશો.

નવનિધરાય—તે તમારે મને કહેવું નહિ પડે.

રૂપવંતી—ઘણું સારૂં.

નવનિધરાય—આવતી કાલને વાસ્તે તમારે અહીંઆં મારાથી સો વશા અવાશે નહિ.

રૂપવંતી—કેમ વારૂં?

નવનિધરાય—આવતે રોજ મારાં મા તથા પિતા મારાં કોઇ સગાંને ત્યાં જવાનાં છે, માટે વખતે તેઓ મને ફરમાવે તો મારે પણ જવું પડે.

રૂપવંતી—ફિકર નહિ. પરંતુ તમને તમારી માએ અગર પિતા એ તમને સાથે લેઇ જવાનું કહ્યું છે કે બહાર બહારનું?

નવનિધરાય—તેઓએ મને હજુ સૂધી કહ્યું નથી, પણ ધારૂં છું કે કહ્યા સિવાય ભાગ્યેજ રહેશે.

રૂપવંતી—શા સારૂ ત્યાં જવું પડેછે?

નવનિધરાય—સગાં સહોદરને મળવા માટે, વળી ફરીથી અત્રે નહિ આવતાં બારો બાર કૈલાસપુર જવાનું બનશે. વળી કર્મે મનસુખરામ પણ સાથે છે.

રૂપવંતી—ફિકર ના કરો. તમારે, જો અહીંઆં ખરા અંતસ કરણથી રહેવાની મરજી હશે તો તમારાં માત પિતા તથા મનસુખ ભલે જાય. પણ એક એવો હૂનર શોધી કાઢી શું કે તમને બધી વાતનું સુગમ પડે.

નવનિધરાય—એ વાત સાંભળીને મારા તો કાલના હોસ ઉડી ગયા છે. ખરેખર તમે કોઇ ઇલાજ શોધી કાઢો તો તમને સાબાશી ઘટે છે.

રૂપવંતી—(મનમાં વિચારીને) તમને કદાપિ સાથે લઇ જવાનું કરે તો તમારે આ પ્રમાણે કહેવું. મારો જે ખરો મિત્ર મૂળદેવ કહેવાય છે તેને ત્યાં ઉજરણી છે, અને તેણે મને ગઇ કાલનું જમવાનું કહી મૂક્યું છે. માટે હું તમારી સાથે નહિ આવતાં તમારી પછાડી સાંજનાં આવી પહોંચીશ, ઇત્યાદિ જરા સમજાવીને કહેવું.

નવનિધરાય—જરા પણ વાત સાચી હોય તો કહેવાને દુરસ્ત છે, પણ જેનું મૂળમાં એ ઠેકાણું નથી તો તે કેમ કહેવાયજ?

**રૂપવંતી**—જૂઠું નથી. મૂળદેવ મારે મોઢે ગઇ કાલે બડબડયા હતા કે, એ ભાઇને મારે કાલ સોરા જમવાને તેડવા છે. વાસ્તે હું આશરો બાંધીને કહું છું.

**નવનિધરાય**—જ્યાં સૂધી મને મોઢે ચઢી કહ્યું નથી, તેમજ કોઇની સાથે ભાઇ મૂળદેવે કહેવરાવ્યું નથી, ત્યાં સૂધી કહેવું એ સારૂં નહિ.

**રૂપવંતી**—ખરેખર, શક પડતું કહેવાને ફિકર નથી. વળી તમને તમારા માત પિતા કહેતોજ કહેવું.

**નવનિધરાય**—ઠીક છે. વળી એ વાત નવનિધરાયને મારાથી પણ પૂછાય નહિ.

**રૂપવંતી**—તમે ફિકર ના કરો. હું અગાઉથીજ મૂળદેવને ચેતાવીશ.

**નવનિધરાય**—ઠીક ત્યારે, તમારા ભરોસાપર વાત આવી છે. વળી તેમ કરતાં કદાપિ સાંજનાં મારાથી નહિ જઇ પહોંચાયું તો કેમ થાય?

**રૂપવંતી**—તમે કંઇ રસ્તામાં બેઠયા નથી. આ સઘળું ઘર તમારૂં છે. માટે એકાદ દિવસ અત્રેજ સૈયાનું (સૂવાનું) કરજો.

**નવનિધરાય**—તમારી વાત એક રાહે ગળે ઉતરે છે ખરી; પરંતુ અંદરની વાત જાણનાર પ્રભુ છે. પણ (આંગળી કરીને) આ તમારી બેન નંદકોરને કંઇ બીજો વેહેમ ઉઠી આવે, તેમંજ તમારાં આડોસી પાડોસીને પણ વેહેમ આવે. મનસુખરામ તો નક્કીજ જાણે કે ખરે ખર ભાઇ સાહેબ અચ્છા રંગમાં પડયા હશે. રખેને કંઇ મારાં માત પિતા આગળ લવે તો મોટું અંધેર થાય.

**રૂપવંતી**—ધીરજ રાખો. તમારાં માત પિતા બારોબાર જવાનાં છે, એ વાત તમે મને અમાડી જણાવીછે. પરંતુ તેઓનું આવવું આ રાજનગરમાં ક્યારે થશે.

**નવનિધરાય**—ઘણું કરીને તેઓ એક માસ પછી આવશે.

**રૂપવંતી**—ઘણું સારૂં. હવે તમારી મરજી મુજબ કરો.

**નવનિધરાય**—તમારી ને મારી મરજીમાં તો એમજ આવે કે આખું વરસ આ ગામમાં ગાળીએ તો શું ખોટું છે. પણ વિચાર કરો કે તે કેમજ બને.

**રૂપવંતી**—મારો કહેવાનો ભાવાર્થ તમારા બોલવાથી જુદો-જ છે. બીજું મારી બેન નંદકોરનો કોઇ પણ જાતનો વેહેમ નહિ રાખતાં તમારે ખુલાસા સાથે અત્રે જેટલું રહેવાનું છે, તેટલું ખરા સુખ સાથે ગાળવું.

**નવનિધરાય**—તમારી વાત ખરી છે. પરંતુ મારા ધાર્યા, પ્રમાણે મારાં માત પિતા ભેગાં નહિ થવાયું તો શું કમબખ્તી?

**રૂપવંતી**—હું નથી ધારતી કે તમારાં મા બાપ જોવા જાય તેવાંજ તુરંત કૈલાસપુર જાય.

**નવનિધરાય**—ના તેમ તો નહિ પણ ત્યાં એકાદ બે દિવસ રહેશે ખરાં.

**રૂપવંતી**—બસ ત્યારે, પેટમાં હતું તેજ થયું.

**નવનિધરાય**—શું આજે તમે ખુશમાં છો?

**રૂપવંતી**—મને જોઇને તમને દુઃખ પેદા થાય છે?

**નવનિધરાય**—ના પ્રિય. ઉલટો વધારે ખુશી થાઉંછું.

**રૂપવંતી**—ઠીક ત્યારે. હવે કોઇ પણ જાતની અત્રે શંકા ન ધરો?

**નવનિધરાય**—એમ તો કેમજ ધરાય? હજુ સૂધી કોઇ જાતનું તમારે અમારે એવું કામ નથી થયું કે તેમાં કોઇને શક જાય. પણ ઘરમાં તમે એકલાં તથા હું પરગામી, જેથી કશા કામમાં નથી તો પણ દુનિઆદો રંગી છે; સહેજ માથે આળ મૂકે.

રૂપવંતી—કંઇ ફિકર નહિ. જરા ન ડરો. જ્યાં સૂધી તમારૂં ને મારૂં હૈઊં સાફ છે, ત્યાં સૂધી જખ મારે છે. વળી સારા કામનો ઇશ્વર બેલી છે. કોઇને આપણે દગો કરતાં નથી, તેમજ મારાં ઘરનાં માત પિતા નથી એમ જાણી તમારી દયા ખાતર ઘરમાંથી કંઇ છાનું આપી દેતી નથી. પરંતુ જે તે મોઢેથી વાતચિત કરૂંછું એમાં ઇશ્વર સાક્ષી છે.

નવનિધરાય—એ ખરૂં છે. તમે હિમ્મત રાખોછો તેથી હું તમોને શાબાશી આપુંછું. અને હજુ તમે વધારે હિમ્મતવાન થાઓ, અને તમારા ધારેલા આકિનથી દિવસ ગુજારો, જેથી પ્રભુ તમારૂં સારૂંજ કરશે.

રૂપવંતી—જે થતાં થતાં થશે તે ખરૂં. હવે મને વધારે વિવેકના ખાડામાં નહિ નાંખો.

નવનિધરાય—વિવેકના ખાડામાંથી હજારો મનનાં ધાર્યાં ફળ મેળે છે. જે કહેવાનું છે તેજ કહુંછું. વળી તમારા ઘરમાં ડોસા તથા છોટમ વગરે જે કોઇ છે ને તેઓ ને કદાપિ એકાદ દિવસ રહી જાઉં અને જાણે તો શીવલે ?

રૂપવંતી—તમે નંદંકોરની તો ફિકર કરશોજ નહિ. સૌ સૌનાં બિછાનાં જુદાં જુદાં છે; એટલે કંઇ ફિકર જેવું નથી.

નવનિધરાય—વારૂં.

રૂપવંતી—મેડાપર મારા પિતાનો છત્ર પલંગ છે ત્યાં તમારૂં બિછાનું થશે.

નવનિધરાય—ઠીક છે, જે વખતે બની આવ્યું તે સંતોષ રાખી માની લેવૂં.

રૂપવંતી—કેમ ત્યારે હવે શું વિચાર છે.

નવનિધરાય—હું અત્રે ઘણી વારનો આવ્યો છું. હવે મારે મુકામે જવૂં જોઇએ.

રૂપવંતી—તમે ધીરજ રાખો જવાય છે. બારણે હજુ છ વાગ્યા છે.

નવનિધરાય—હું મારાં માતપિતા પાસે જલદી જાઉં તો ઝટઝટ મારાથી પરવારીને આવલે રોજ તમારે આહિં આવાય.

રૂપવંતી—જવાય છે. તમે જવાનું નામ દોછો કે મને મરવા જેવું લાગે છે.

નવનિધરાય—તમે સમજુ થઇને એવું ન બોલો, વધારે પ્રીતિમાં આખરે બગાડ થાય છે.

રૂપવંતી—હશે! જેને થવાનો હશે તેને થશે. આપણને શું?

નવનિધરાય—મૂળદેવ આવે તો તમને જે પેહેલાં વાત કહેલી છે તે તેને ખરાબર કહી મૂકજો. વળી મૂળદેવ રાતના મારે ત્યાં ધાણું કરી આવશે માટે તેને પણ બધી વાત કાને પડવી જોઇએ.

રૂપવંતી—ફિકર ના કરો. તમારી વાત તે જાણશે કે તુરતજ તમને તે જમાડવાનો આગ્રહ કરશે.

નવનિધરાય—કેટલાં ચરિત્ર ભેગાં થયાં છે વારૂં?

રૂપવંતી—(મલકતે મોઢે) કંઇ નહિ સાહેબ. (આડુ અવળું જોઇ) એતો એમજ હોય.

નવનિધરાય—પાણીના ભરેલા ખાડામાં પથ્થર નાંખીએ તો કોણ છંટાય?

રૂપવંતી—તમારૂં કહેવું ખરૂં છે. પરંતુ તમે જવાની ઉતાવળ નહિ કરતાં કોઇ બીજી વાત કરો.

નવનિધરાય—હા હા ખરી વાત. પેલી ડુંગરા દૂર થકી રળિઆમણા સારા. એ વાત પાછળ કહી ગએલા છીએ ને તે અધુરી છે, માટે તમારી તેમજ ખુશી છે તો તેજ વાત માંડીએ.

રૂપવંતી—હાજી વધારે સારૂં.

**નવનિધરાય**—તમે વધારે સારૂં કહો છો એ તો ઠીકજ. પણ તે વાત ક્યાં સૂધી કરી હતી તથા તે કેવી રીતથી તે સઘળું યાદ છે કે અમસ્તાં ભરડયા કરોછો.

**રૂપવંતી**—પ્રથમ અપવાસની ચાલેલી છે. બીજી તે સાથે તમારે પાનની બાધા છે તે તથા તેની સાથે ડુંગરા દૂર થકી રળિઆમણા સારા એ વાતથી રહેલું છે.

**નવનિધરાય**—ઘણું સારૂં. તમને બરાબર યાદ છે. (પછી નંદકોર સામું જોઇને) કેમ નંદકોર ઉદાસી થયેલાં લાગો છો.

**નંદકોર**—નહિજી તમને એમ લાગે છે.

**નવનિધરાય**—તમે ડાહ્યાં છો. વળી તમે પણ કેટલીક વાતે દુખીયાં છો, આ તમારાં મોટાં બેન રૂપવંતી ના બોલ્યા સામું જોવું નહિ. એઓ તમારા સારા ને વાસ્તે કહે છે. તે તમારાં મોટાં બેન છે, માટે વખતે સલાહની વાત આપે તેમાં રીસાવવું ન જોઇએ.

**નંદકોર**—ખરૂં છે. પણ જયાં તાં વખતે મને સહેજ વાતમાં ઉતારી નાખેછે. પોતે શાણાંને શાણાં જેની તેની સાથે જરા વાતમાં આગળ થઇ તૈયાર ને તૈયારજ.

**નવનિધરાય**—હોય, વધારે ન બોલીએ. મોટાંનું માન રાખવું; હવે તમને તેઓ વધારે નહિ કહે.

**નંદકોર**—તમારો ઉપકાર. હવે તમે મારી તરફથી બેફિકર રહેજો, અને અત્રે તમે ખુશીની સાથે ફરો હરો.

**નવનિધરાય**—(રૂપવંતીના સામું જોઇને) કેમ નંદકોર ઘણાં શાણાં દેખાય છે, તમારે આજ પછી એઓની સાથે વધારે જીકરથી કામ લેવું નહિ. (ત્યારે)

**રૂપવંતી**—બહુ સારૂં સાહેબ.

**નવનિધરાય**—હવે આમથી આમ ને આમથી આમ વાત ચાલે છે, તે કરતાં એકજ જે તે વાત પૂરી કરીએ તો વધારે સારૂં.

**રૂપવંતી**—મારી પણ તેવીજ ઇચ્છા છે.

**નવનિધરાય**—હવે ગમે તો મને મારે મુકામે જવાને રજા આપો કારણ બારણે પા) વાગી ગયા છે.

**રૂપવંતી**—તમારે એટલી શું ઉતાવળ આવી ગઇ છે, અત્યારે તો તમારે તમારા માત પિતા સાથે નથી જવું?

**નવનિધરાય**—ના તેમ નહિ. પણ જો તે એક ખુલાસો કર્યો હોય તો સૂજ પડે.

**રૂપવંતી**—ખુલાસો કરેલોજ છે સ્તાં? હવે શું કરવાનો છે? તમારાં માત પિતા જ્યાં જવાનાં છે ત્યાં જશે અને તમારે અત્રે આવવાનું છે.

**નવનિધરાય**—હા, હું વીસરી ગયો નથી. પણ જવાનું જલદી થાય તો વધારે સારૂં.

**રૂપવંતી**—ઠીક છે. તમે અત્રેથી તમારે ઘેર જાઓ ને તમારાં માત પિતા તમને સાથે લેઇ જવાને ફરમાવે તો આપણે આગળ કહ્યું છે તેમ કહેજો.

**નવનિધરાય**—હા, પેલું મૂળદેવ તરફથી ઉજરણીનું કહીશ.

**રૂપવંતી**—તેમજ કહેવું. અગર કંઇ ના બોલે તો મુગાં રહેવું.

**નવનિધરાય**—વારૂં.

**રૂપવંતી**—તમ સરખા શાણા આદમીને કંઇ કહેવું પડે એમ નથી.

**નવનિધરાય**—મને એક વિચાર આવ્યો. તે એકે જ્યાં ત્યાં હવે મારે અત્રે રહેવાનો એકજ દિવસ છે. એટલામાં સઘળી વાતો કેમ પૂરી થશે?

**રૂપવંતી**—ઇશ્વર કરશે તો સઘળી પરીપૂર્ણ થશે. ને તેમ

કરતાં જો કોઇ અધુરીજ રહી તો શું પરમેશ્વર આવો વખત ફરીને નહિ દેખાડવે?

નવનિધરાય—ખરૂં છે. પણ આપણે તો આજ મોટા રાજા બનીએ પણ તે કેમજ બને; એ વિષે આપણા પ્રખ્યાત કવિશ્વર દલપતરામ ગૂજરાતી છઠ્ઠી ચોપડીમાં કહી ગયાછે કે—

## દોહરો.

વેષ વિષેષ નરેશનો, એષ કર્યા શિર કેશ;
દેશ નહિ લવ લેશ તો, વેષ ન નમે હમ્મેશ. ૧

માટે એતો સઘળું ખાલી છે. આપણે આપણા ગજા માફક સચ્ચાઇ તરીકે આ ચાલતા સમાને અનુંસરીને વર્તવું એ વધારે ઉત્તમ છે.

રૂપવંતી—વારૂ સાહેબ. મેં અગાડી કહ્યું છે કે ઇશ્વરનો બનાવ હશે તો કોઇ દિવસ પણ ભેગાં કરશે. પણ તમને પૂછુંછું કે હમણાં કોઇ તેવો વખત આવવાનો છે વારૂં?

નવનિધરાય—જેવો જોઇએ તેવો વખત છે. અને જે ઠાઠ રચીએ તે બરાબર બની શકે એવો છે. તે એકે આવ્યુંકા વર્ષમાં મોટામાં મોટી તવરાની જાત્રા આવનાર છે. વળી એ જાત્રાનું મહાત્તમ અધિક શ્રેષ્ટ છે. વળી એ જાત્રા દર વર્ષે નહિ પણ ઓગણીસ વર્ષે આવે છે. હજારો કોસ દૂરના લોકો એ જાત્રા કરવાને આવશે. વળી અત્રેથી કંઇ વધારે દૂર નથી. વધારેમાં વધારે ૫૦ ગાઉ દૂર છે, અને તે સુખ આપનારી નર્મદા (રેવા) કાંઠે છે, તે ભ્રગુપુર (ભરૂચ) શેહેરથી આઠ અગર સાત ગાઉ દૂર છે, જ્યાં કે તે કાંઠે તવરા ગામ પણ છે. હજારો લોકોને હજારો તરેહવાર ચીજો નજરે પડશે. તેમજ આપણને લોકોની મૂખ્ય જાત્રા પણ થશે. અને નવિન તરેહનો દેખાવ નજરે પડશે. જે કે આપણી આખી ઉમ્મરનું એક મોટું સંભારણું છે. જોણે

ધન્ય ભાગ્ય કર્યાં હોય તે એ જાત્રાએ જાય. નર્મદા નદીનું મહાત્તમ મોટું છે, એ જગાએ જઇ બે પૈસા ગરીબ ગરબાને આપ્યા હોય તો તે ઉગી નીકળે એવા છે, ત્યાં મહાદેવનું પવિત્ર સ્થાન છે. મહાદેવને નર્મદાના પવિત્ર અને નિર્મળ જળથી હરરોજ સ્નાન કરાવેછે; ઇત્યાદી. ત્યાંની હવા અને દેખાવ ખરેખર આ વાત કહેતાં જેટલો હર્ષ ઉત્પન થાય છે, તે કરતાં ત્યાં જઇને જોઇએ તો કેટલો હર્ષ પેદા થાય તે કહી શકાતું નથી. આવા રમણિય દેખાવમાં તમારે જરૂર આવવું જોઇએ, જેથી આપણી રહેલી વાત તથા તમારી અમારી જે કંઇ મનકામના હશે તે ખરે ખર ત્યાં નર્મદા મા પૂરી પાડશે.

**રૂપવંતી**—ઠીક છો, મારાથી બનશેતો હું જરૂર આવીશ. પણ અત્રે તમે ઢાંક્યા નથી રહેતા તો એવા સુંદર પવિત્ર સ્થાનમાં કેમ ઢાંક્યા રહેશો?

**નવનિધરાય**—તમે પણ મારં મુખ્ય ને કર મુખ્ય તેવું ધાર્યું કે?

**રૂપવંતી**—તેમ તો નહિ પણ સહેજ સાધારણ કહું છું.

**નવનિધરાય**—તેવી બધી વાત છોડી દો. સીધી વાત કરો હું સૌ સમજુછું, તમારા કરતાં હું મારી પોતાની લાજ વધારે રાખવા ચાહુંછું.

**રૂપવંતી**—વારૂં સાહેબ. તેમ તો તેમ, પણ પવિત્રનું કે કાણું તેથી કહુંછું.

**નવનિધરાય**—તેમાં શું ફિકર છે. આપણે પોતાના ખરા આકિન ભેર જવું છે, તેમજ ખરા આકિનથી પાક મોહોબતમાં રહી દિવસ ગુજારવો છે તો શું ફિકર છે? જ્યારે કુકર્મ કરીએ ત્યારે અઘટીત અઘોર પાપ છે. પણ તેમ તો નથી.

**રૂપવંતી**—બરાબર મને હવે પક્કું ભાસ્યું.

**નવનિધરાય**—હું પ્રથમથીજ જાણતો હતો કે તમે ગમે તેટલી મારી સાથે હિમ્મત ધરાવી બાથ ભીડો પણ અંતે સ્ત્રી તે સ્ત્રીજ.

**રૂપવંતી**—અરે એમ શું કહો છો. સ્ત્રીઓ તો મર્દને કોરે મૂકે એવી હોય છે. તમે જોઇ નથી તો ?

**નવનિધરાય**—(જરા કાલું કાલું બોલી હાથ જોડીને) નહિ સાહેબ. એટલી બધી હિમ્મત તમારાથી નહિ ધરાવી શકાય. તે સ્ત્રીઓ જુદી હોય છે.

**રૂપવંતી**—હવે બસ કરો. તેને તો ચાર માથાં હશે કેમ ?

**નવનિધરાય**—નહિ ચાર માથાં કહેવાનાં પણ ચાર માણસ જેટલી હિમ્મત ધરાવી શકે.

**રૂપવંતી**—તે પણ સ્ત્રી, અને હું પણ સ્ત્રી છું. મગર મારામાં એટલી શક્તિ ન હોય તો સુના ઘરમાં તમારી સાથે વાદ વિવાદ થાય નહિ. હું તેના કરતાં વધારે હિમ્મત ધરાવું છું.

**નવનિધરાય**—ભલે બાઇ.

**રૂપવંતી**—વખત પડતે વખતનાં ગીત ગવાય છે.

**નવનિધરાય**—સૌ જણાશે. પણ હવે મને રજા આપો હું મારાં માત પિતા ભેગો થાઉં.

**રૂપવંતી**—ઘેર જવાને કેટલી બધી ઉતાવળ આવી રહી છે ? જવાય છે.

**નવનિધરાય**—ત્યારે જે તે કંઇ વાત કરો. વળી તમે હવે વાત કરો તો કોઇ ગીતમાં કરો તો વધારે સારૂં પણ મને સાંભરી આવ્યું કે તમે તમારાજ સુખ દુઃખની વાત કરો. હું સાંભળું.

**રૂપવંતી**—આપની એવી ઇચ્છા છે તો ચાલો તેમ કરીએ.

(પછી રૂપવંતી કોઇ સારા કરૂણા રસમાં પોતાનું દુઃખ નવનિધરાય આગળ બંધાણથી કહે છે.)

## પદ ૨૭ હું ધોળ

ચાલ—બેડો બાઈ બુડતો તારો રે, અંબે આઇ પાર ઉતારો રે.

અરે દુઃખ શું કહું મારૂં રે, નહિ દુનિઆ મહિં સારૂં રે-ટેક

જ્યારથી જનમીછું માતને પેટ, ત્યારથી છે દુઃખ જાણ;
પર દુઃખ ભંજન કોઇ નહિ મારે, સંસાર દૂખનો લાણ.
અરે દુઃખ—૧

નાન પણામાં હું નવ સમજી, દૂર થશે ભરથાર;
જો સમજણ સઘળી હોત મુજને, (તો) વહેતન આંસુ ધાર.
અરે દુઃખ—૨

પણ—માત પિતાનું નહિ કંઇ કાચૂ, કાચૂ સઘળું કર્મ,
ડુંગર દૂર થકી શું? કહો છો; કહો છો રહેલો મર્મ;
અરે દુઃખ—૩

દસ વર્ષે મુજને પરણાવી, સાસરીયું સુખકાર;
તે સઘળું બળી ખાખ થયું, હવે પાછળ *પડીયો માર;
અરે દુઃખ—૪

મુજ કાયા છે અબળા નારી, સઘળા જાણે જંન;
ભર જોબન સૌ દેખી કહે છે, આહા!! શું નારી વદન.
અરે દુઃખ—૫

ભર જુવાની આવી ખરેખર, ખીલ્યાં અવયવ સૌ અંગ.
ચાલ ગઇ અને નેણ ગયાં કંઇ, કંથ ગયે થયે ભંગ.
અરે દુઃખ—૬

જોબન બાગ ખીલ્યો કંઇ ઝાડી, ઝાડી ઝુકયો રે વિચિત્ર.
હાય કરો આપ આગળ કહું છું, કંથ ગયે ગયું ચિત્ત.
અરે દુઃખ—૭

* પડયો.

સાસરીએ નહિ દુઃખ હતું કાંઇ, તેમ પીયેર મુજવાસ
કંઇ નહિ માત પિતા મુજને કહે, આતો પડયો †શલ ચાસ.
અરે દુઃખ—૮

કૂપ તલાવ નદી તીર જાઊં, લાગે મુજને વાર,
તો ન લહે મુજ માત પિતા, આ તવ જાયે વિચાર.
અરે દુઃખ—૯

સોળ થઇ વય ભરપૂર મારી, જવા સાસરીએ જેહ,
સુંદીર આભુષણ મુજ અંગે, નવીન તરેહનાં તેહ.
અરે દુઃખ—૧૦

આણું કરાવો આણું કરાવો, એમ વદે સૌ લોક,
મારે જવા સાસરીએ બહુ મન, તેમન *પડાયો શોક.
અરે દુઃખ—૧૧

છાતી તણી મુજ કંચુકી જોતાં, ધીરજ નવ રહે મન,
કોમળ હસ્ત ફરે તેહ ઉપર, કંથ શું તન મન ધન.
અરે દુઃખ—૧૨

છાતી અને ગાલ લાલી બની, ભરપૂર ખરે તે વિચિત્ર,
રક્ષા કરે કુંભ છાતી તણે જ્યાં, સંપ વધારી બે મિત્ર.
અરે દુઃખ—૧૩

પાન સોપારી લવંગ, ઇલાયચી, જાવંત્રી, જાયફળ,
એથી અધિક હતું મૂખવાસનું, તે સૌ લીધાં જળ.
અરે દુઃખ—૧૪

બંગડીકાર હતાં મુજ કંકણ, રત્ન જડીત હજાર,
મોતી લટેર તણો હાર જોતાં, અધિક ઉઠે મન કાળ.
અરે દુઃખ—૧૫

† પથ્થર. * પડયો.

સૌ સહિયો સંગાથે જઇએ, ભણવા તથા કૂપ જળ.
રૂપ જોઈ ત્યાં આવે ઠગારા, બડબડતા તે ખળ.
અરે દુઃખ--૧૬

કુમતિ લાવી જરા નહિ બોલું, તે બાળની સનમૂખ,
કારણ સ્તબ્ધ હતું મન મારૂં, મિથ્યા વદે થાય દુઃખ.
અરે દુઃખ—૧૭

કૂપ તણું જળ લાવતાં રસ્તે, પાછળ આવે તેહ,
એવા એ લૂચ્ચા ઠગારા અને ખળ, જંપ્યા સોદા એહ.
અરે દુઃખ—૧૮

ચાંદલો બીનકી સાળું અને કાંઇ, શીર તણો કેશ બેષ,
તે સૌ કંથ સંગાથે ગયાં રે, જેમાંનું નવ રહ્યું લેશ.
અરે દુઃખ—૧૯

સ્વર્ગ વાસી મુંજ કંથને સારી, નોકરી *હુતી સાર;
તે સૌ ફીટિ ગયું હવે તેમાં, માંકણ ચાંચડ ધાર.
અરે દુઃખ—૨૦

પાણી કહેતામાં લાવી આપુ પય, કંથ તણે શુદ્ધ સંગ,
જન મન રંજન કરવા નહિ મારે, ચંગ તથા †મરદંગ.
અરે દુઃખ—૨૧

રામ સીતા જેવું જોડું કહેવાએ, દુનિઆં માંહિં રે,
લોક હજારની હું વચ્ચ પરણી, કંથ કર સાહીરે.
અરે દુઃખ—૨૨

પરણી હતી તે જાણું નહિ બરે, નાનકડી ઘણી વય,
જો પરણી મરી હોત, લઘુ વયે, તો નિશ્ચે ન આટલો ભય.
અરે દુઃખ—૨૩

---

* હતી. † મ્રદંગ.

હવે–બોડું રોડું મને પેટું બનાવ્યું, જઇ જોઉં ભૂલે ધૂપેલ,
ફેરવું હસ્ત શીરે કંઇ મારે. અદ્દભૂત દુઃખની રેલ.
અરે દુઃખ—૨૪

જ્યાં સૂધી વાઘેન ચાખ્યું રૂધીર જન, ત્યાં સૂધી નહિ કંઇ ફિકર,
પણ મુજ ભોગવી મૂકી અંધુરી, રહી પછવાડે જીકર.
અરે દુઃખ—૨૫

આકાશમાં કંઇ વિજ ઝબુકે, જેથી ધ્રુજાવે અંગ,
લોહ ચુંબકને લોહ અરસ પરસ, તેવી ગતિ અંગ રંગ.
અરે દુઃખ—૨૬

આ ભુષણ વસ્ત્ર તે ન જોવાએ, ક્યારે થાયે બળી ખાખ,
પેટી પટારા બાજૂ અને બંધ, તેમ છલા થયા રાખ.
અરે દુઃખ—૨૬

ઉપર ચીજો કહી મેં જે જે, તે તેના શા હવાલ,
તે દેખી હૈઉં મારૂં રહે નહિ. ઓ ઇશ, આશી ઝાળ.
અરે દુઃખ—૨૭

જોબનમાં સૌ મારી સહિયો, આવી રહી ભરપૂર,
તેમ અખંડ હું ભાગ્ય રહી હોત, ફરત હું એ ચકચૂર.
અરે દુઃખ—૨૮

શાણા સમજુ આપ કહેવાઓ, કાઢો કોઇ ઉપાય,
સમજાવો માત પિતા વિધવાનાં, ત્યારે તો સુખ થાય.
અરે દુઃખ—૨૯

હું આગળ પડીને આ કહું છું, સઘળું વિધવા દુઃખ,
સાંભળો નવનિધરાય રાજે શ્રી. તો તો ભાગે ભૂખ.
અરે દુઃખ—૩૦

દહાડો નિશા તેનું કામ કરેછે, (હવે) અસ્ત થયો રવિ દિન,
શ્રવણ કરો મુજ પ્રાણ અમારા, હું કર જોડું દીન.
અરે દુઃખ—૩૧

રૂપવંતી સુખ દુઃખમાં સામેલ, જ્યાં સૂધી મારો જીવ,
ત્યાં સૂધી વાત વિસ્તારી કહું રે, છાપે છપાવું હે? શીવ.
અરે દુઃખ—૩૨

જગ મંગળ સૌરે ગયાં દરસન, ને મણિ ધર શિર કેશ,
જો રહ્યો હોત મને શિર ઉપર, મૂખ દીપત શું એશ?
અરે દુઃખ—૩૩

વાત કરી પ્રિય આપની આગળ, સુમતિ રાખી અંગ,
ઉભી બળું હું ધીકી બળું રે, ક્યે થયાં સૌભંગ.
અરે દુઃખ—૩૪
(એ સાંભળી)

**નવનિધિરાય**—(મનમાં) અરે રે જગત કર્ત્તા પરમેશ્વર??? આ કૂમળી નાજુક દેહની સ્ત્રીને તેની લઘુ અવસ્થામાં શું દુઃખ પડે છે? (પેનસિલ તથા નોટબૂક ગજવામાંથી કાઢીને લખેછે, ને પછી વાંચે છે) હે શીવ? હે માતા. હે પિતા? હે દયાનિધિ તું અમારા અફસ હિણ દુર ભાગ્ય દેશમાં રહેનારા મારા પોતાના માણસો અને જે દેશમાં જેની ગ્નાતમાં ઉપલાં દુખો પડે છે તેઓ જનને તું કેમ સુ મતિ આપતો નથી. હે ઇશ્વરા? ખરેખર બિચારી વિધવા સ્ત્રી ઓનું દુઃખ કોટી કોટી અધિક અઘોર છે. ખરેખર આ રૂપવંતીનું તેનું દુઃખ ભરેલું ભાષણ સાંભળી ગમે તેવો કઠણ કાળજાનો નર હશે પણ તે આ દુઃખ સાંભળી પોતાની આંખમાં આંસુ આણ્યા સિવાય રહેશે નહિ. આ બિચારી અબળા વિધવાની સુનીતિ તથા તેનું રૂપ જોઇને હે વિશ્વંભર તને કેમ દયા નથી આવતી. તેં તેને કરેલાં બખ્સીસ અંગ કે જેનું વર્ણન કરવા બેસીએ તો એક મોટું પુસ્તક બને તે શામ રંગમાં બની ગયાં છે. હું મારી પૂરી ખાતરીથી કહુંછું કે તેં માણસ માત્રને તર્ક શક્તિ આપેલી છે, જેથી વિચાર કરી શકાય છે કે,

આ દુનિઆમાં માણસ એ ઉત્તમ પ્રાણીછે, અને તેમાં નર અને નારીનું એક ઉમદા જોડું કીધેલું છે, જે કે તે એક બીજા વિના ચાલે નહિ. આ દુનિઆમાં જેટલી વસ્તી માણસ જાતની દીઠામાં આવે છે, એ સઘળી નર અને નારીના સહવાસ સંજોગ ગમથી થયેલી છે; નર કરતાં સ્ત્રી નો હક કંઇ ઉતરતો નથી. પરંતુ સ્ત્રી અને નર હે પ્રભુ? તેંજ ઉત્પન કીધેલાં છે. અને તે તેઓના તેં નિર્ધાર કરેલા યોગ પ્રમાણે એક બીજાને સુખ લેવાનું છે. અને એ સુખ અને દુઃખ વિચાર શક્તિથી ધારી શકાય છે. હવે ખરેખર નક્કી થાય છે કે જેમ પુરૂષ સુખ ભોગવે તેમ સ્ત્રીને પણ ભોગવવાનું છે. તો હે ઇશ્વર! તર્ક કરવાથી નક્કી થાયછે કે, તેં માણસ જાતને જે કોઇ અવયવો આપેલાં છે, તે સર્વ કામાર્થે છે. હવે જો માણસ વિચાર શક્તિ છતાં જાણી જોઇ ને દુઃખ વેઠે એ ખરેખર તારા કાયદાથી ઉલટું છે. દુનિઆ કરતાં તારીલાજ જે વધારે જાણે છે અને ખરા ખોટાની બૂજ જાણી વર્તે છે તેને તો ખરેખર એક સીધેજ રસ્તે જવાનું છે, પણ આ અમારા પાપી દેશના અઘોર પાપ કરનારા માણસો વિચાર નથી કરતા કે છોકરીનાં માત પિતા થઇ પોતે એશારામ ભોગવે તે એટલે સૂધી કે તે આ વખતે લખવાને શ્રમ ભરેલું લાગે છે. તો તેઓ પોતાની કુમળી દીકરીઓને સખત જેલમાં નાંખી પોતે તેને જાણી બૂજીને સોયા ઘોચે છે, જે કે તેના જેવું બીજું જગતમાં શું પાપ હશે? અરે રે એવા "પાપી માણસો તારા મનમાં પોતાની વાત કેમ નથી આવતી? દીકરીનાં મા બાપ ઝાહેરાત સજોડ થઇ એક વાડીમાં ફરે તથા બાગ બગીચે એશારામ કરે તથા નાતવરે અને દેશદેશાવર ઇત્યાદિ તરેહવાર સુખ ભોગવે અને જે પોતાનું એક કુમળું પેટ જેને વાસ્તે કેટલાં દુઃખો સહન કરી ઉછેરેલું તેને ખરેખર અગ્નિ ઝાળમાં હોમે; અરે દુષ્ટ જન તને પોતાની દીકરીપર કેમ દયા નથી આવતી? તુંજ માણસ છે શું અને તે પથ્થરછે? તું વિચાર કરે તો તું જાણ્યા

છતાં જે તું દુઃખ દેછે અને દેવરાવેછે એનો જબાપ તું એમ નહિ સમજતો કે ઇશ્વર નહિ પૂછે. ખરેખર એ સવાલ તો પ્રથમજ પૂછશે. માટે હું અણસમજુ જનો જેની જ્ઞાતમાં બાળવિધવાનું અત્યંત દુઃખ કહેવાય છે, ત્યાં તમે આગળ થઇ દૂર કરો જેથી હજારો લાખો વિધવા આશિષ દેશે, અને તમારૂં નામ આ પૃથ્વીમાં સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી અમર રહેશે. હે ઇશ્વર! તે સ્ત્રીને શરમ એ ચીજ પુરૂષ કરતાં વધારે બખસેલી છે જેથી સ્ત્રીના અંતરમાં તો ઘણુંએ થયા કરે પણ લાચાર મૂઢ મા બાપ આગળ તેના મારથી અને લાજથી કંઇજ બોલી શકાતું નથી, અને તે આ કેટલી મુદ્દતથી એવાં મહા દુઃખ વેઠી મર્ણ પામે છે. અને તેણે દુનિઆનો લ્હાવો કંઇજ નહિ લેતાં અંતે દેશને તથા મા બાપને નિસાસો આપી આ અમુલ્ય દેહ આખરે કાળને સ્વાધિન થાય છે. વળી એક બીજું એછે કે ગમે તો કોઇ રાજા હોય ઇયા મોટો શેઠ હોય અગર ગરીબ હોય પણ વિધવાને વિધવા દુઃખ સરખુંજ છે. ઉપલી ૩ વાત બતાવી તેમાં હું એમ ધારતો નથી કે આ હિંદુસ્થાનમાં હિંદુ રાજા ઇયા શેઠ કે ગરીબના ઘરમાં વિધવા નહિ હોય, અલબત આ કાળમાં ખરૂં જોતાં ઘેરે ઘેર માટીના ચૂલા છે. આ સમામાં કોઇ કોઇ બાળવિધવા સ્ત્રીનાથી એ દુઃખ સહન નથી થતું ત્યારે તેની ભરજુવાની તેના હાથમાં નહિ રહેતાં કુકર્મમાં ફસાય છે, જે આ. આપણી શાણી સરકારના રાજમાં દેખીતું છે. કોઇ છાનું કર્મ કરેછે. કોઇ છાનું કર્મ કરતાં ઝલાય છે. કોઇને ગર્ભ રહે છે અને તે સરકાર દરબાર ચડે છે. કોઇ ગામ મૂકીને પરમૂલકમાં નહાસી જાય છે. કોઇ શરમની મારી હોય છે, તે તેના મા બાપના મારથી સોમલ કે ઝેર ખાઇ મરી જાય છે. અરે રે! આવાં દુષ્ટ કર્મોની વાત આ વખતે લખતાં મારી કલમ મારા હાથમાંથી છુટી પડવાનું કરે છે. લાચાર પણ મૂઢ જનો પોતાના

મનમાં પોતાની લાજ અને નાક અને કૂળ વિચાર કરતા નથી. ખરેખર એ મહા પાપી માણસના જેવું બીજું કોઇ પાપી નથી. હિમ્મત રાખો. તમારાં પ્રાચીન પુસ્તકો બળી નથી ગયાં. મોટા મોટા રૂષીઓની સ્મ્રતીયો અને મંત્રાદિક બાળવિધવાને તેના દુઃખમાંથી છૂટવાને તેના રચેલાં કાયદાનાં સુત્રો તૈયાર છે માટે તેને અનુસરીને કરવાનું છે, કંઇ નવું નથી માટે ફરીથી હે મૂઢ જનો બાળવિધવાને પુનર લગ્ન કરવાનો ચાલ કાઢો. છેવટ હે જગ કર્તા! તું બાળવિધવાનું દુઃખ જાણ અને તેનું દુઃખ દૂર કરવા તેનાં મા બાપને એકદમ સુમતિ આપ. (એટલે પછી)

રૂપવંતી—આહા! તમારી વાત સાંભળીને મારૂં હૈઉં આ ચાલતા વખતને અટકાવ કરનારા જે પાપી દુષ્ટ હિણ ભાગી મનુષ્યને ધિક્કારૂછું, અને એવા પાપીનો મોક્ષ કોઇ કાળે થવાનો નથી તેમ બાળલગ્ન કરી દીકરીનાં મા બાપ પોતાના સ્વાર્થ સાધી લેવા જેઓ ફાવેછે, તેઓનો કોટી કોટી કાળે પણ મોક્ષ થવાનો નથી અને તેઓ અઘોરાદિક નર્કની ખાણમાં ચોરાશી લક્ષ વર્ષ સુધી ગુંથાશે. અરે રે, પ્રિય નવનિધરાય! તમારૂં કહેવું ખરેખર સોનાની મોહોર જેવું છે. પણ કેને? આ દૂર ભાગ્ય વખતના દેશિઓના કાન ઉઘડતા નથી. સુધરેલા થઇ પોતેજ પાછા અસલ પંક્તિમાં પડવાને ચાહેછે. હજારો ધર્મદાન કરે પણ બાળવિધવાને તેના દુઃખમાંથી જે છોડશે તેને ઘણામાં ઘણું પૂણ્ય થશે અને તેઓ સ્વર્ગમાં મોટું માન પામશે તથા તેનું આ લોકમાં અને પરલોકમાં નામ રહી જશે. ઇશ્વર તેને જ્યાં જશે ત્યાં સુખ આપશે; હજારો વિધવાઓ તેને પોતાની ખરી આંતરડીથી આશિષ દેશે. આપણીજ ન્યાતમાં (બ્રાહ્મણમાં) વણિકમાં ઇત્યાદિ. જેની ન્યાતમાં બાળવિધવાનું દુઃખ છે અને જેઓ વિધવા અબળાઓ ખરેખર શાક્ષાત દુઃખ સહન કરેછે, અને આખી ઉમ્મર વ્યર્થ કાઢેછે. તેમજ પુત્ર પુત્રીથી બિચારાં મનમાં બળી બળીને મરી જાય છે, જેણે જગતનો કંઇ પણ લ્હાવો

લીધો નથી, તેઓનું દુઃખ જોઇ ઉપરના માણુસો કેમ બેસી રહે છે? ધીક્કાર છે, તેવા જનોને કે પોતાની લાજ ઢાંકતા નથી અને તેઓનું નાક કપાય છે તો પણ સમજમાં આવતું નથી. બિચારા પરણ્યા વગર મરી જાય છે અને વસ્તી દિવસે દિવસે ઘટતી જાય છે વગરે (નવનિધરાય સામું જોઇને) ખરેખર તમારા મૂખ્ય મતને હું ટેકો આપું છું.

**નવનિધરાય**—વાહ રૂપવંતી તમને હું સાબાશી આપું છું કે તમે મારી વાત પોતાના ધ્યાનમાં ઉતારી બાળવિધવાનું દુઃખ કાઢવાને મને ટેકો આપ્યો. હવે મને આશાછે કે તમે મને એક વચન આપશો.

**રૂપવંતી**—(હશીને) શું વચન જોઇએ છીએ, તથા શી વાતનું તે પ્રથમ મારે જાણવું જોઇએ.

**નવનિધરાય**—જ્યાં તાં બાળવિધવા વિશેજ છે.

**રૂપવંતી**—તે ખરૂં. પણ તમારા મનનો મને ભાવાર્થ કહો તો.

**નવનિધરાય**—હું તમને જ્યારે ત્યારે કહેવાનો તો ખરોજ. પરંતુ જ્યારે તમે મારૂં વચન લોપો ત્યારે મારા જીવતરને તથા અત્યાર સુધીમાં જે તમે અમે મેલાપ કરી જે પ્રીતિ સંપાદન કરી છે તેને બટ્ટો લાગે.

**રૂપવંતી**—ફિકર નહિ, તેમ નહિજ થાય.

**નવનિધરાય**—(મનમાં કહું કે ના કહું પણ) તમે સમજુ છો. સઘળી વાતનો સાર સમજી લીધેલા છે, તો હવે તમેજ મને વચન આપો કે મારેજ બાળવિધવાના દુઃખમાંથી છૂટા થવા પુનર લગ્ન કરૂં.

**રૂપવંતી**—(ધીમેથી) વારૂં સાહેબ. હું પેહેલથી સમજીજ હતી. પણ જોઉં તો ખરૂં કે શાણા નવનિધરાય શું કહે છે. હવે હું તે વાતને ના કહેતી નથી. પણ તે હમણાં કેમજ બને.

**નવનિધરાય**—ઠીક, તેનો ઉપાય થશે. પણ મને હવે જવાની રજા આપો.

**રૂપવંતી**—(દલગીર થઇને) વાહ! પોતાની ગરજ સરી એટલે વૈદ મુઓ. તમે મારૂં દુઃખ જરા જરામાં જાણ્યાં છતાં જલદી જવાનું કેમ કરો છો. જ્યાં સૂધી મેં કોઇ પુરૂષની સાથે આવા પ્રકારની વાત કરી ન હોતી ત્યાં સૂધી મારા જીવને એકજ દુઃખ હતું. પરંતુ આ પ્રીતિ સમાગમનું દુઃખ કૂવામાં વરત મૂકીને જવાનું કરો છો તેથી મને હવે કંઇજ સૂજતું નથી. (આમ તેમ જોઇ) હાય હાય!! અરે રે! દુરભાગ્ય નસીબ! તને આટલું કેમ દુઃખ પડેછે. જેઓ પોતાના થઇ આવેછે તેઓજ પોતાનો સ્વાર્થ સાથ જાય છે, તે ઔાન નસીબ તને કેમ સૂજતું નથી. અરે જીવ! તું કેમ આ નવનિધરાયની વાતમાં ફસાઇ પડયો (મનમાં) હશે, ફિકર નહિ. દુઃખ સહન કરવુંજ જોઇએ. (એટલે)

**નવનિધરાય**—હાં હાં!! એમ શું દલગીર થાઓછો. હિમ્મત રાખો અગાડી આપણે ઘણી ઘણી વાતો કરી ગયા છીએ. તમે મારા કરતાં ચતુર થઈ આવાં કેમ પોચાં થાઓછો.

**રૂપવંતી**—(નવનિધરાયના સામું જોઇ) શું નહિ? જ્યારે ત્યારે તમે જવાની વાત કરો છો.

**નવનિધરાય**—ઠીક મારે શું. સઘળી ફિકર તમને છે. જરા સમજ રાખો.

**રૂપવંતી**—નથી હમણાં વરસાદ આવતો કે નથી બહાર ઓઝા કે ભીજાશો. અઇતર વૈશાખની ઉંણ અગ્નિ પડવાથી બારણે ધૂળ પણ ધીકી રહી હશે; જવાય છે. તમારે જે જોઇએ તે સઘળું તૈયાર છે.

**નવનિધરાય**—હું મારા મનમાં તમારા વિષે કોઇ પણ બાબત જુદી ગણુતો નથી. પણ આપણી આબરૂ રાખીને, કામ કરવું એ સારૂં છે.

**રૂપવંતી**—ઠીક સાહેબ, આપની મરજી. હવે તમે તમારે મુકામે જશો તેની ફિકર તો છેજ, પણ તમે વાળુ કરીને જાઓ તો વધારે સારૂં. આવો વખત ફરી ફરીને નહિ આવે.

**નવનિધરાય**—હા હું નક્કી જાણું છું કે ફરી ફરીને ધારેલો વખત આવતો નથી. પણ આપણે સારૂં કામ લેઇ બેસીશું તો નક્કી સમજવું કે તેની ફિકર ઇશ્વરને વધારે છે, માટે આપણે તેને હર ઘડી યાદ કરવો જોઇએ.

**રૂપવંતી**—ઇશ્વર સર્વનો રક્ષક પિતા છે, અને તેનું સ્મરણ જેટલું વધારે થાય તેમ કરવું જોઇએ.

**નવનિધરાય**—તથા સ્તુ.

**રૂપવંતી**—હવે આપની શું મરજી છે.

**નવનિધરાય**—તમારી મરજીએ મરજી. હું બોલું છું તેમાં તમને દુઃખ લાગે છે?

**રૂપવંતી**—નહિ સાહેબ. એતો હોય, આખરે હું નાદાન અબળા.

**નવનિધરાય**—જેવી પોતાની ઇચ્છા સંધ્યાકાળ થઇ છે.

**રૂપવંતી**—તમે જાઓ પણ જમી કરી પરવારી પાછા રાતના અત્રે પધારો તો વધારે સારૂં.

**નવનિધરાય**—અમસ્થુ હાલુ આવવું ને જવું ને વળી આં ને આ જીકર. પરંતુ તેનું કંઇ સાર્થક થતું હોયને આવીએ તે કામનું.

**રૂપવંતી**—વાહ! શું ચરિત્ર!! ઘણા ડાહ્યા ને ઘણા પોહોંચેલા માટે કે?

**નવનિધરાય**—(માથું ધુણાવીને) ના, ના, તેમતો નહિ પણ તમે તપાસ કરો તો મારૂં કહેવું ખરૂં છે કે ખોટું તે જણાશે.

**રૂપવંતી**—તમારૂં કહેવું ખરૂં છે કે ખોટું તે એક એકના પેટની વાત કેમ સમજાય માટે તમારા પેટમાં જે કાંઇ હોય તે મને જણાવો.

**નવનિધરાય**—(હોઠમાં હશીને) ઠીક, જણાવું તો ખરો. પણ મને નથી લાગતું કે તમે પણ તમારા પેટની વાત સાચે સાચી કહો.

**રૂપવંતી**—વારૂં. જેની આંખમાં કમળો હોય તેજ બીજાને કમળો દેખે. પરંતુ પાધરે પાધરૂં હોય તે સૌ સારૂં છે.

**નવનિધરાય**—તમને ખોટું લાગ્યું કેમ?

**રૂપવંતી**—હાસ્તાં જ્યારે પોતાને મોઢે ખરે ખરી વાત કહેવાને લાજો છો, ત્યારે શું હું ના કહું? તમે કોણ, હું કોણ, કેવી રીતથી તમારે અમારે મળવું થયું છે. સૌ ઉપકાર ઇશ્વરનો માનવાનો છે.

**નવનિધરાય**—(ખુશી થઇને) હું પણ કબૂલ કરૂંછું. વળી જ્યારે તમે મને ખરે ખરૂં કરવા માગો છો ત્યારે હું તમારા બોલવા પરથી તથા તમારી કેટલીક હિમ્મત પરથી ખાતરી કરી શકુંછું કે તમે પુનર લગ્ન કરવાને વધારે ચાહો છો.

**રૂપવંતી**—(નીચું જોઇને) અરે! હું અબળા જાત, મારૂં શું ગજું? તમારી છાતી ને સ્ત્રીની છાતી સરખી કેમ ગણાય? તો પણ તમે જો કંઇ હિમ્મત પકડો અને મારા વિચારને મળતા• આવો તો વળી હું કંઇ હિમ્મત ધરૂં.

**નવનિધરાય**—(મનમાં જરા હશીને) ઠીક ઠીક, બોલો ને? તમારી શું ઇચ્છા છે?

**રૂપવંતી**—તમે આવા સુધરેલા થઇ તથા બાળવિધવાને ફરીથી પુનર લગ્ન કરાવવા માટે જે પ્રયત્ન કરો છો, તથા દૂર દેશાવર ઇત્યાદિ, લોકોમાં સારાં સારાં એજ વિષે ભાષણો કરતા

હશો. વગરે તમે વિદ્વાન અને મોટા ગુણવાળા થઇ પોતેજ કંઇ અગાડી પડો તો વધારે સારૂં અને તમારાં મા બાપ જે તમારો વીવાહ કરવાને દૂર દેશાવર ફરે છે, તે કરતાં તમેજ આ આપણી ચાલતી વાતને અનુસરી કોઇ એવી દુખિઆરી સ્ત્રીની સાથે પુનર લગ્ન કરો તો કેવું સારૂં ? વળી એથી ઘણું ખરચ પણ નહિ થાય; અને જેવી તૈયાર રસોઇમાં કેટલું સૂખ રહ્યું છે, તેટલુંજ તેમાં રહ્યું છે. મારી તો એવી સલાહ છે, અને એમ થાય તો વધારે સારૂં. લોકમાં જસ પામશો, અને કેટલીક મારા જેવી રખડતી રઝળતી બાળ લગ્નથી થયેલી દુઃખની મારી વિધવાઓ તમને સંભારશે. એટલુંજ નહિ પણ તે કોઇ આશા ધારશે, અને તમારી સાથે પુનઃ થયેલી બાળવિધવા તેની પેટની ખરી આંતરડીથી પૂર્ણ આશિર્વાદ દેશે.

**નવનિધરાય**—(મોં મકલાવીને) વાહ! વાહ!! રૂપવંતી તમે મારાપર ઠીક ગૂરછળું નાંખ્યું. તમારી વાતને હું માન્ય કરૂંછું, અને તમારા મતને પૂરો ટેકો આપુંછું. પરંતુ જો મને કોઇ તમારા સરખી ભણેલી, શાણી, પુર્ષનું પૂર્ણ દુઃખ જાણનારી તથા મધૂર વાકયની અને એકાકીનવાળી સ્ત્રી મળે તો અલબત હું તેમ કરવા તેની સાથે બાથ ભીડું.

**રૂપવંતી**—વારૂં. તમારી જુવાની દીર્ધાયુષ રહે.

**નવનિધરાય**—હવે કંઇ વિચાર?

**રૂપવંતી**—વિચાર શેનો? તમે તેમ કરવાને બાથ ભીડો છો એ ખરૂં. પણ તમારાં અણસમજુ મા બાપ બિચારાં એ વાત જો તેને કાને પડે તો ખરેખર કહુંછું કે મૂર્છા ગત થાય અને એક જગતમાં મોટો આહાકાર થઇ રહે.

**નવનિધરાય**—ફિકર નહિ. સારા કામમાં જસજ છે. અણસમજુ માણસો છો ને કૂતરાની માફક ભસ્યા કરે ? લોકોના કહ્યાથી કંઇ શરીરને ચોંટી જતું નથી. આપણી શાણી સરકાર

(અંગ્રેજ) ના રાજમાં જેઓએ એ પગલું કાઢયું છે તેને તે ડાહી સરકાર આશરો આપે છે. ઇત્યાદિ, તેઓ બધી વાતનું સુખ કરી આપેછે. વગરે હું અત્રે કાલે આવીશ ત્યારે વધારે કહીશ. હમણાં એટલેથીજ વાત બંધ રાખી મને મારે મુકામે જવાની રજા આપો.

રૂપવંતી—તમારી જેવી ઇચ્છા હવે ઘણી વાર થઇ છે. મેં તમોને વધારે રખાય નહિ. પણ સાંજના અત્રે આવશો કે કેમ?

નવનિધરાય—સાંજનાં મારાથી કેમ અવાશે. તમેજ વિચાર કરો કે હજુ મારાં માત પિતા અત્રે છે. તેઓ આવતે રોજ મોટા પરોઢમાં ઉઠી જશે.

રૂપવંતી—વારૂં આપની જેવી મરજી, પણ તમે યાદ રાખજો કે તમે પેલી (મૂળદેવને ત્યાં ઉજરણી છે, એવું તમારાં માત પિતા તમને સાથે લેઇ જવાનું કહેતો કહેવું કે હું આવતે રોજ કે સાંજનાં જરૂર તમારા ભેગો થઇશ ઇત્યાદિ, ઇશ્વર કરશે તો મૂળદેવ તમારે ત્યાં જરૂર કહેવા ગયા હશે કે જશે.) વાત વીસરી જતા નહિ, અને તે પ્રમાણે તમોને કશી હરકત નથી તો તમારે જેમ બને તેમ તેઓને ખુશી કરી વળાવી તાબડતોબ અત્રે પધારવું.

નવનિધરાય—ઘણું સારૂં. ઇશ્વર કરશે તો તેમજ થશે. વળી મૂળદેવ મારે ત્યાં ઉપલી (જમવાની) વાત કહેવાને ગયા હોય તો ઘણુંજ સારૂં. તેમ કરતાં તે ભાઇ મારા ગયા પછી અત્રે આવી પહોંચે અને તમોને મારા નામથી એ વિષે સૂચવે તો તમારે તમારી ગોઠવણ પ્રમાણે તેઓને મારે મુકામે મોકલવા.

રૂપવંતી—બહુ સારૂં. તે વાતની તમે જરા ફિકર ના કરો. તમે તમારી વાતમાં કોઇ પણ રીતથી ચૂકતા કે ખોટી થતા નહિ.

નવનિધરાય—નચિંત રહો. હવે રજા છે!

રૂપવંતી—મેં કેમ ના કહેવાય. (જરા દલગીરથી) જઇને વેહેલા વેહેલા આવશો?

**નવનિધરાય**—ઠીક ઠીક, કશી સોચના કરવી નહિ. (આવી રીતે રૂપવંતી તથા નવનિધરાય વાદ વિવાદ કરી રૂપવંતીની રજા લેઇ નવનિધરાય પોતાના ફૂઆને ઘેર જાયછે, ને રૂપવંતી પોતાના ઘરનું બારણું વાશી નંદકોર તથા રૂપવંતી સાંજની વાળુ કરવામાં રોકાય છે.)

---

# પ્રકરણ ૧૧ મું.

**સ્થલ**—નવનિધરાયના ફૂઆ રઘુરામ નું ઘર.

**ધનલક્ષ્મી......** } નવનિધરાયનાં માત પિતા.
**કાશીવિશ્વનાથ.** }

**નવનિધરાય**—

**મૂળદેવ**— (નવનિધરાયને જોઇને)

**ધનલક્ષ્મી**—(ચીરડાઇને) ભાઇ નવનિધરાય? તમે તો ઠીક ઠાઠ રચવા માંડયો છે. નહિ ઘરના ને નહિ ઘાટના, નહિ ખાધાના કે નહિ પીધાના, તેમજ નહિ માત પિતાના કે નહિ કોઇ સગાના. આહા! શું મારા મોટીઆર દીકરા? જેવા પથારીમાંથી ઉઠો તેવાજ બહાર રખડવાને જાઓ તે છેક બે ચાર ઘડી રાત જાય ત્યારેજ મોં દેખડાવો. ઠીક કીધું અત્રે તો કંઈ પરગામમાં વધારે નથી કહેતાં, તેમજ તમે હવે તમારા પિતાની ખાંધે આવી પહોંચ્યા છો. પણ જરા કાળજી નથી રાખતા કે જેવા ઘેર તેવાજ બારણે. કોણ જાણે શું એ મોટા ધંધામાં પડયા છો. પેલા તમારા મિત્ર મૂળદેવને ફરીથી આવવા દો ત્યારે તમારી વાત.

**નવનિધરાય**—(નીચું જોઇ) માજી. તમારૂં કહેવું ખરૂં છે. પણ હું એક મારા મિત્રના કામમાં અને મારા એક ખાનગી કામમાં ગુંથાઇ ગયો છું.

**ધનલક્ષ્મી**—તે સારૂં શું આખો દિવસ બહાર ભટકવું ? આવતે રોજે આપણુને અત્રેથી જવાનું છે. વગરે તમને હવે વધારે કહેવું ઘટતું નથી. અમારે શું, સૌ તમારે વેઠવું પડશે.

**નવનિધરાય**—માજી હું સૌ સમજુંછું, ફિકર ના કરો.

(એટલામાં મૂળદેવ નવનિધરાય પાસે આવેછે તે જોઇ.)

**ધનલક્ષ્મી**—(મૂળદેવના સામુ જોઇને) વાહ! ભાઇ, મૂળદેવ ? તમે તથા તમારા મિત્ર બન્ને જણા ઘણા ડાહ્યા માટેજ તમારે આખો દિવસ બહાર ભમ્યા કરવું કેમ ? (એટલે)

**મૂળદેવ**—માજી આપનું કહેવું હું મારે માથે ચડાવુંછું. પરંતુ આપ અમારા બન્ને જણનો આ વખતનો ગુનો ક્ષમા કરશો. અમારી કસૂર ઘણી થઇ છે, અને તેથી માત પિતાને ઘણું લાગ્યું છે. હું તથા ભાઇ નવનિધરાય ઘણે દિવસે ભેગા થયા છીએ, ઇત્યાદિ. મારે ત્યાં કંઇ તેમનું કામ પડવાથી તથા એ તો જાણોછો કે ગામ ગયા સૂતુ જાગે માટે એક નહિ પણ અનેક લફરાં વળગે, માટે માફ કરશો અને મારાપર દયા કરી તમારા દિન શેવકનું એક મૂખ્ય વચન સાંભળશો, અને મને આશાછે કે તમે માત પિતા ખરેખર ધ્યાનમાં લેશો.

**ધનલક્ષ્મી**—(જરા હસીને) શું બેટા ?

**મૂળદેવ**—(હાથ જોડીને) તમે અત્રે બે ચાર દિવસથી આવ્યાં છો. પરંતુ તમારી મારાથી કંઇ પણ સેવના થઇ નથી. માટે આવતે રોજ તમે માત પિતા તથા ભાઇ નવનિધરાય અને મનસુખરામ સૌ મારે ત્યાં જમવાને પધારશો. મારા ગરીબને ત્યાં જે કંઇ મળશે તે તમારો દિન સેવક હાજર કરશે.

**ધનલક્ષ્મી**—(ધીમેથી) ભાઇ તમને કંઈ કહેવું પડે એવું નથી. અત્રે અમે અમારા ઘરનું કેટલુંક કામ મૂકી આવ્યાં છીએ. વળી જેટલા દિવસ રહેવું જોઇએ, તે કરતાં જાદે દિવસ

નીકળી ગયા છે. હવે અમારા કોઇથી વધારે રહેવાય એવું નથી, અને અમે સૌ આવતે રોજ અહીંથી રવાના થઇ શું.

**મૂળદેવ**—(નવનિધરાયના સામું જોઇ ધનલક્ષ્મીને) વારૂં મા, ત્યારે આ ભાઇ નવનિધરાયને તો મોકલવા જોઇશુંજ. તેમના વિના જરા પણ ચાલે તેમ નથી. એ ભાઇ મારા નિશાળમાંના બાળમિત્ર છે. એઓનું અને મારૂં મળવું ઘણે દિવસે થયું છે, માટે તમે જો તમારા ગરીબ સેવકનું શુભ ઇચ્છતાં હો તો એઓ ભાઇને જરૂર મારે ત્યાં જમવાનું આમંત્રણ કરૂંછું, તે કબૂલ કરશો.

**ધનલક્ષ્મી**—હા ભાઇ, તમારા કહ્યા પ્રમાણે હું ખુશીછું. પણ (નવનિધરાયના સામું જોઇને) એ ભાઇ મારી સાથેજ આવવાના છે, એટલે લાચાર.

**મૂળદેવ**—(ફરીથી હાથ જોડી પોતાની પાઘડી ધનલક્ષ્મીના ખોળામાં મૂકીને) માજી તમને હું કસમ આપું તો ખરો. પણ તેથી તમને દુઃખ લાગે. માટે ઓ! મારી મા, આવતે રોજ પોતે જવાનાં હો તો જાઓ. પણ નવનિધરાયને મેહેરબાની કરી ફક્ત કાલનો દિવસ મેં તમને કહેલા આમંત્રણ સારૂં રહેવાને રજા આપશો ?

**ધનલક્ષ્મી**—ભાઇ તેમ બને તેવું નથી તો. (એટલામાં કાશીવિશ્વનાથ બહાર ઝાડે ઝપટે ગયેલા ત્યાંથી હાથ, પગ, મોં, ધોઇ ઉતાવળા આવીને ધનલક્ષ્મીના સામું જોઇને) કેમ કેમ, વળી તમે શું જીકર કર્યા કરો છો?

**ધનલક્ષ્મી**—આતો સહેજજ.

**કાશીવિશ્વનાથ**—તે જણાય તો ખરૂં ?

**ધનલક્ષ્મી**—(મૂળદેવના ભણી આંગળી કરીને) આ ભાઇ આપણા નવનિધરાયના બાળમિત્ર થાય છે. અને અત્રે આપણા

આવ્યા પછી ભાઇ નવનિધરાય વારે ઘડીએ બહાર જાય છે, અને જે કજીઓ થાય છે તે એ આ ભાઇનું મૂળ છે. નવનિધરાય ખાઇ પીને એમને ત્યાં જઈ બેશી રહે છે. તેમજ કોઇ ખાનગી કામમાં રોકાઇ રહે છે. હવે તમને તથા મને તેમજ નવનિધરાય અને ભાઇ મનસુખરામને આ ભાઇ મૂળદેવ પોતાને ઘેર આવતે રોજ જમવાનું આમંત્રણ કહેવા આવ્યા છે. એ ભાઇને મેં ઘણી રીતથી સમજાવ્યા. પરંતુ એઓ પોતાની હઠ નહિ છોડતાં, ઘણીજ નમનતાઇથી આગ્રહ કરે છે.

**કાશીવિશ્વનાથ**—(ધનલક્ષ્મીના સામું જોઇને) તમે એ ભાઇને આપણી ખરે ખરી બીના જણાવો.

**ધનલક્ષ્મી**—મેં એ ભાઇને પ્રથમથી તે છેવટ સુધીની વાત જણાવી છે. વળી તમારે મારે અને નવનિધરાય તથા મનસુખરામને અત્રેથી આવતે રોજ રવાના થવાના છીએ, તે પણ હું એઓને જણાવી ચૂકીશું. આટલું જણાવતાં છતાં એઓ પોતાની જીકર છોડતા નથી, અને કયારના એ હાથ જોડી કાલાવાલા કરેછે ને કહેછે કે તમે કદી માત પિતા તમારા કામની જરૂર હોય ને જાઓ તો મેં કંઇ તમોને ખળાશે નહિ પણ (આંગળી કરીને) આ ભાઇ નવનિધરાયને તો જરૂર આવતે રોજ મારે ત્યાં જમવા આવવાને ફકત એક દિવસ રજા આપશો. (એટલામાં વચ્ચેથી મૂળદેવ બોલી ઉઠે છે ને ધનલક્ષ્મીના સામું જોઇને કહેછે.) માજી મારે ત્યાં ભાઇ નવનિધરાય જમી પરવારી બપોર વીત્યાં, જો સાંજના તેઓ તમારા તરફ આવવાને હિમ્મત ધરશે તો બેલાશક મારા વરતની આ ચાકર (સરકારી સિપાઇ) જોડે ઘોડે બેસારી મોકલી દઇશ. ફકત તમે જ્યાં જવાનાં છો તે ગામનું નામ ઠામ જણાવશો.

(એટલું કહેતામાં મૂળદેવને)

**ધનલક્ષ્મી**—ભાઈ, એ ભાઇને તમારે ત્યાં જ્યારે ફરી વારનાં આવીશું ત્યારે તમારા કહેતા પેહેલાં માન્ય કરીશું. પણ

આ વખતે વધારે આગ્રહ કરો એ સારૂં નથી. વળી ઉભા રહો હું નવનિધિરાયના પિતાને સમજાવું, અને તે જો માને તો હું ખુશીની સાથે ફક્ત તમારા કહેલા વચન પ્રમાણે રજા આપીશ. (એટલું કહી કાશીવિશ્વનાથ બહાર ચોકમાં જઈ સ્નાન કરવાની તૈયારી કરે છે, ત્યાં જઈ તેઓને) કેમ આ પેલા મૂળદેવ જે નવનિધિરાયના મિત્ર છે. તેઓ તો ઘણોજ આગ્રહ કરે છે. અને તે પોતાની જીકર નહિ છોડતા ઘણા કાલાવાલા કરે છે. માટે ભાઈ નવનિધિરાયને રાખીશું કે કેમ ?

(એટલે ધનલક્ષ્મીને)

**કાશીવિશ્વનાથ**—તમારી જેવી મરજી. એ ભાઈની ચાલ, રીત, અને બીજી વર્તણુંક તમે સારી રીતે જાણો છો. તેમ છતાં તમે તેના ભરોસાપર રહો અને રાખો તો મારે કંઈ ના નથી.

**ધનલક્ષ્મી**—હું તેઓનો પક્કો બંદોબસ્ત કરીનેજ મૂળદેવને ત્યાં જવાની રજા આપીશ.

**કાશીવિશ્વનાથ**—ઠીક છે, ત્યારે. (પછી)

**ધનલક્ષ્મી**—(મૂળદેવ પાસે જાયછે ને મૂળદેવને) ભાઈ હું જે રીતે કહું તે પ્રમાણે પાળો તો નવનિધિરાયને જેમ તેમ કરી આવતા રોજ સૂધી તમારે ત્યાં જમવા આવવાને રાખું.

**મૂળદેવ**—(ખુશી થઈ હાથ જોડીને) માજી આપની જેવી આજ્ઞા તે પ્રમાણે તમારો સેવક વર્તવાને કબૂલ છે.

**ધનલક્ષ્મી**—ઠીક છે. એઓને ફક્ત આવતા રોજનાજ સાંજ સૂધી રાખવા અને જલદી બને તો તુરત રવાના કરી દેવા.

**મૂળદેવ**—તમે જ્યારે મારાપર મોટા ઉપકાર સાથે કબૂલ થાઓ છો, ત્યારે મારે ફક્ત તમોને એટલુંજ જણાવવાનું છે કે કદાપિ મારે ત્યાં જલદી નહિ બની શક્યું તથા આ ખરો ઉનાળો જાય છે, જેથી સાંજના પાંચ વાગ્યા સૂધી ગરમી શાન્ત

થતી નથી. માણસો પણ પાંચ વાગ્યા પછી જ્યાં જવું હોય ત્યાં પોતાનું કામ કરવા જાયછે, તો ભાઇ નવનિધરાયને કેમ કરી મોકલાય. વળી તેમ કરતાં પાંચ વાગ્યા પછી અમે સઘળા પરવારીએ અને તમે જ્યાં જવાનાં છો ત્યાં એમનાથી વેળાસર પહોંચી શકાય તેટલો અવકાશ હશે તો હું ખુશીની સાથે ભાઇ નવનિધરાયને મોકલાવીશ. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે વખત નહિ મળે તો રાતની વખતે મોકલવા કરતાં તેઓને બડી ફજરમાં મારે અહીંથી મોકલાવું તો તમને કંઇ હરકત છે?

**ધનલક્ષ્મી**—વારૂં ભાઇ. તમે જેટલું હાલમાં મારી રૂબરૂં બોલો છો તેજ પ્રમાણે તમારે વર્તવું અને બરાબર નવનિધરાય અમારે ત્યાં એકાદ બે ઘડી દિવસ ચડયો નહિ ચડયો ને અમારા ભેગા થઇ શકે, તેમ તમારે એઓને મોકલી દેવા.

**મૂળદેવ**—(ખુશી થઇને) વારૂ માજી, તમારા કહેલા વચનને હું સદા આધિનછું.

**ધનલક્ષ્મી**—ફિકર નહિ. મારૂં કહેલું બધું ધ્યાનમાં રાખજો. (એટલું કહી ધનલક્ષ્મી રસોઇ ખાનામાં જમવાને સારૂં જાય છે ને)

**નવનિધરાય**—(મૂળદેવને આંખના અણસારામાં) જરા બહાર આવો. (એટલે મૂળદેવ બહાર નવનિધરાય પાસે જાય છે,

(ત્રે)

**મૂળદેવ**—(નવનિધરાયનો હાથ પકડીને) કેમ ભાઇ તમારે આવતે રોજ મારે ત્યાં જરૂર તમારાં માત પિતા જ્યાં જવાનાં છે, ત્યાં તેઓ જાયકે તમારે મારે ત્યાં આવવું.

**નવનિધરાય**—ભાઇ તમે તો ઠીક ચરિત્ર લડાવ્યાં. પણ એક મારી વાત તમને કહું, તે ધ્યાનમાં ઉતારશો.

**મૂળદેવ**—ફરમાવો.

**નવનિધરાય**—તમે મને જમવાનું કહો છો તે ઠીક. પણ પેલી બાઇ રૂપવંતીએ મને પ્રથમનું આમંત્રણ કર્યું છે. માટે તમે જેમ કહો તેમ કરૂં.

**મૂળદેવ**—હું તે ના કહેતો નથી. પણ તમારાં માત પિતા જે કે બિચારા ખરેખર ભલાં છે, તેની આગળ મેં તમને મારે ત્યાં જમવાનું આમંત્રણ કરેલું છે અને તે તમારી રૂબરૂ કેટલા કાલાવાલા કર્યા ત્યારે તેઓ કબૂલ થયાં છે. માટે તમારે પ્રથમ મારે ત્યાં આવવું જોઇએ. હું કોઇ બીજી ત્રીજી વાત જાણતો નથી.

**નવનિધરાય**—વારૂં ભાઇ ઠીક છે. તમારી જેવી ઇચ્છા.

**મૂળદેવ**—નક્કી વીસરતા નહિ.

**નવનિધરાય**—વારૂ ભાઇ, વારૂં. (એટલે બન્ને જણા હાથમાં હાથ મેળવી જુદા પડે છે ને નવનિધરાય ઘરમાં જઇ અબોટીઉં બદલી જમવાના રસોઇ ખાનામાં જાયછે ને આસનપર બેસે છે. એટલામાં)

**ધનલક્ષ્મી**—(નવનિધરાયના સામું જોઇને) ભાઇ અમે સૌ આવતે રોજ મોટી માસીને (દેવપુર) ગામ જઇશું. માટે તમારી પેલી સઘળી ઉછાંછળી છોડી દઇને મૂળદેવને ત્યાંથી જમી પરવારી તાબડતોબ દેવપુર ભણી વળજો.

**નવનિધરાય**—માજી તમે કહ્યું તે તો ખરૂં. પણ (કાશીવિશ્વનાથના ભણી જોઇને) કેમ, બાપા તમારી શું મરજી છે. (એટલે)

**કાશીવિશ્વનાથ**—(નવનિધરાયને) ભાઇ જેવી તમારી માની મરજી તેવી મારી. જ્યાં તો હરેક રીતે પારકાનું મન રાજી કરી પોતાનું કામ કરવું એ ડાહ્યા માણસનું કામ છે.

**નવનિધરાય**—વારૂ પિતાજી.

**કાશીવિશ્વનાથ**—જે કોઈ પોતાનો અમુલ્ય અને પાછો નહિ આવે એવો વખત નકામો જેવા કે લુચ્ચાઈ, ઠઠ્ઠા મશ્કરીમાં અને આળસમાં ગુમાવેછે, તે અંતે દુનિઆમાં દુખી થાય છે. તેમજ તે આબરૂ ઘેરઆબરૂવાન થાય છે. લોકમાં અપકીર્ત્તિ મેળવે છે, એટલું નહિ પણ ઇશ્વરને ત્યાં દુરાચર્ણિ ઠરે છે, અને તે પોતાના કરેલાં કર્મોનો જવાબ દેવાને તેના સખત પાંજરામાં આધિન થાય છે, ઇત્યાદિ. તમને અમારે હવે કંઇ પણ વધારે કહેવાનું નથી.

**નવનિધરાય**—(નીચું જોઇને) બાપા, ક્ષમા કરો. તમે મારાપર ગઈ કાલના ભારે ગૂસ્સામાં છો.

**કાશીવિશ્વનાથ**—કંઇ નહિ ભાઇ. તમને એમ લાગે છે. જલદી જમી ઉઠો, અને ઝટઝટ તમારી માતાને આવતી કાલે જવું છે, માટે ગાંસડી વગરે બાંધવા લાગો. સવારના મોટા પરોઢમાં જવાનું છે, કે જો અત્યારે પરવારી સૂક્યાં હોઇએ તો સવારમાં ખોટી ન થતાં પાધરાં રસ્તે પડાય..

**નવનિધરાય**—વારૂ બાપા. (એટલે નવનિધરાય જમી ઉઠી પોતાના પિતાના ફરમાવ્યા મુજબ ગાંસડી પોટલી બાંધે છે. સઘળું તૈયાર કર્યા પછી સૌ પોતપોતાની પથારીએ સૂઈ રહેછે. રાતના ૪ વાગ્યા (મરઘો બોલ્યો) નહિ તેટલામાં ધનલક્ષ્મી નવનિધરાયને મનસુખરામને અને કાશીવિશ્વનાથને ઉંઘમાંથી જગાડે છે. (પછી સઘળાઓ પોતાની પથારીએથી ઉઠી ખીલીએથી ગાંસડી પોટલી ઉતારી જવાની તૈયારી કરેછે, એટલામાં ધનલક્ષ્મીને)

**નવનિધરાય**—(મોટેથી) માતુશ્રી અત્રે મારી સાથે રહેવાને મનસુખરામને રજા આપશો ?

**ધનલક્ષ્મી**—તો હજુ કંઇ બાકી રહ્યું હશે કેમ? તે કદી બનનાર નથી, મુગા મુગા તમને જેમ મેં ગઇ રાતનાં કહ્યું છે

તે પ્રમાણે પોતાના કામથી પરવારી તુરત અમારી ભણી આવજો.

**નવનિધરાય**—વારૂ મા. (એટલે સૌ જવાને વાસતે તત્પર થાય છે. ઘરમાંથી રઘુરામ તથા સુભદ્રા તથા ફોઇ વગરે વળાવવાને વાસ્તે ઘરમાંથી નિકળે છે. સઘળાંઓ એક બીજાં કોટ કરી નમસ્કાર કરી જાય છે. ને નવનિધરાય પોતાનાં માત પિતા તથા મનસુખરામને વળાવી રઘુરામ સાથે ઘેર આવે છે. નવનિધરાય રઘુરામની રજા લેઇ મૂળદેવને ત્યાં જાયછે.)

# પ્રકરણ ૧૨ મું.

**સ્થલ**—નવનિધરાયના મિત્ર. મૂળદેવ કૃષ્ણનંદનું ઘર.

મૂળદેવ—તથા (નવનિધરાયનો સંવાદ.)

(દાતણ કરતી વખતે નવનિધરાયને ઉતાવળા આવતા દેખીને)

**મૂળદેવ**—(દાતણ મોઢામાં રાખી એક હાથે સલામ કરીને) ભાઇ આવો ભલે પધાર્યા, તમે સાચા તો ખરા; તમને તમારી માતાએ તથા પિતાએ મારે ત્યાં આવવાને રજા આપી તેથી તેનો મોટો ઉપકાર માનું છું.

**નવનિધરાય**—(બેસીને) ભાઇ, એતો એક બીજાને અરસપરસ વ્યવહાર છે; તમારૂં હેત જોઇએ.

**મૂળદેવ**—તમારા આવવાથી ખરેખર તમને વેગળેથી જોઇ મને અતિ આનંદ થયો છે. હવે આપણે ઘરમાં ચાલો (એટલે મૂળદેવ મોઢું ધોઇ નવનિધરાયની આંગળી ઝાળીને પોતાની ખાનગી મેડીપર લેઇ જઇ એક સુંદર ગાલીચા પર બેસારે છે)

**નવનિધરાય**—ભાઇ, આપના ધાર્યા પ્રમાણે થયું છે. માટે આપતો આજે ઘણા ખુશી હશો એમાં શક નહિ.

મૂળદેવ—ભાઇ તેમતો ખરૂંજ ને તે ઇશ્વરે કર્યું છે.

નવનિધરાય—તમને હું એક વાત કહું છું તે ધ્યાનમાં લેશો.

મૂળદેવ—ફરમાવો.

નવનિધરાય—(ધીમેથી) તસદી માફ કરશો. ફક્ત હું એટલું જણાવું છું કે તમારે અહીંઆં તમે મને જમવાને તેડયો છે, તો તેની ના નહિ પણ જમવાનું થવાને ઘણો વખત લાગશે. માટે મેહેરબાની કરીને (આંખના અણસારામાં) મને પણે જવાની રજા આપશો.

મૂળદેવ—ભાઇ આજ રોજ મારી વરસગાંઠ છે, અને મારા સગાં સહોદર (પાસેનાં કુટુંબી) જમવા આવવાનાં છે, માટે ધારૂંછું કે દસ વાગતે રસોઇ તૈયાર થશે. હું ધારૂંછું કે ત્યાર પેહેલાં તમને ક્ષુધા લાગશે ખરી, માટે તેને વાસ્તે હાજરી (નાસ્તો) દાખલ જે કંઇ ઘરમાં તૈયાર હશે તે તમોને આપવામાં આવશે.

નવનિધરાય—એટલી જલદી ભૂખ લાગે તેમ આજે છેજ નહિ. કારણ ગઇ રાતનાં અમે સઘળાંએ મોડુ વાળું કર્યું હતું. માટે મારી તરફથી બે ફિકર રહો.

મૂળદેવ—એમ તે કેમ થાય. આજ રોજ તમે અમારા પરોણા છો અને તમારા સરખા ઇસ્ટ મિત્રની જેટલી બરદાશ થાય તેટલી ઓછી છે.

નવનિધરાય—હું તમારો પરોણો નથી. પરંતુ તમારો ભાઇ છું. તમારા અને મારામાં હું કોઇ પણ જાતનો ફેર ધારતો નથી. માટે તમે તથા ઘરમાંથી કોઇ પણ માણસને હાજરી કરવા તરફની તસદી નહિ આપશો.

મૂળદેવ—વારૂ ભાઇ, આપની જેવી ઇચ્છા. પણ હવે શું મરજી છે. રસોઇ તો બરાબર બાર વાગ્યાને સુમારે થઇ રહશે

અને પંગત પટતાં ધારૂં છું કે બરાબર ત્રણ વાગશે. માટે ત્યાં સુધી તમારાથી ભૂખ્યાં નહિજ રહેવાય. અત્રે તમારે સારૂં કંઇ નવીન આણવાનું નથી, ઘરમાં સૌ તૈયાર છે. માટે તમારા મનની રૂચી પ્રમાણે હાજરી કરી લો.

નવનિધરાય—કાચી ભૂખે બહાર ગામમાં હું કદી મોં ભાગ્ણી કરતો નથી.

મૂળદેવ—ઠીક ત્યારે. અત્રે આ કબાટમાં સારાં સારાં પુસ્તકો છે તેમાંથી જે કોઇ મનને ગમે તે વાંચો.

નવનિધરાય—સૌ અવકાશનું છે. પણ જવું આધું ને રાત ટૂંકી તેનું કેમ?

મૂળદેવ—હું સમજ્યો. સુથારનું મન બાવળીએજ હોય.

નવનિધરાય—(હશીને) તમારાથી કંઇ છાનું નથી. તમે મારી મરજી ઘણી રાખીછે ને રાખશો. તમારો ઉપકાર ઘણો છે. પણ એક વાત કહું તે ધ્યાનમાં લેશો.

મૂળદેવ—ફરમાવો.

નવનિધરાય—તમે જાણોછો કે આજની સાંજ ઇયા આજની રાત અત્રે રહેવાશે ને ગમે તેમ થાઓ પણ આવતી કાલના સવારના છ કે સાત વાગ્યાના સુમારમાં મારાં માત પિતા ભેગું થવું જોઇએ વગરે મારે સઘળી તરફથી એટલા ટૂંકાં ..તમાં પરવારવું જોઇએ.

મૂળદેવ—હાનો, હવે નચિંતથી રહો. તમારા ધાર્યા પ્રમાણે જરૂર જવાશેજ. વળી ગમે તે થાય પણ તમારાં માત પિતાને મેં તમોને સાંજના કે બહુ ત્યારે સવારના છ કે સાત વાગ્યામા ભેગા થવાનું મેં વચન આપ્યું છે. માટે તે તો છેજ અને એ વિષે તમારા કરતાં મને બહુ કાળજી છે.

નવનિધરાય—જ્યાં તો તમે તમારી વાત કરો છો. પણ પેલી જગાએ જવાનું છે, અને ત્યાં જેમનું તેમજ (ચાલતી વાત)

અધુરૂ રાખી આવ્યોછું, માટે તે પણ ખોટું. તેઓની અને મારી એવી કબુલાત છે કે તમારે મુકામેથી તમારાં માત પિતા જોવાં જાય કે તુરત અત્રે આવવું માટે તે વાત તો ક્યાં રહી ને ઉલટા તમે તમારે ઘેર તેડી લાવ્યા. ફિકર નહિ, પણ હવે તેને વિશ્વાસ આપ્યો છે, માટે મને ત્યાં જવાની રજા આપો. જમવાની તૈયારી સોરો હું હરેક રીતે અત્રે આવી પહોંચીશ.

મૂળદેવ—(હાથની આંગળી બેવડ કરીને) વાહ! ભાઇ વાહ!! મધમાં લપટાયલી માખ કદી નીસરવા પામે ખરી!

નવનિધરાય—(હસ્તે મૂખે) કંઇ નહિ, તેમ કદી છેજ નહિ. તમે ભોમિયા છો, તમારાથી કશું છાનું નથી. ફરી ફરીને આવો વખત કોઇ દુખિઆરા આદમીને દુઃખમાંથી છોડાવવાનો આવવો દોયલો છે. આપણું કામ બગડે તો બળઝાલમ પણ જે કામ ઝાલ્યું તે ફતે થયા સૂધી છોડવું નહિ.

મૂળદેવ—તથા સ્તુ. તમારી મનકામના સિદ્ધ કરો. હવે તમે જે પ્રમાણે અત્રે જમવા આવવાને બંધાઓછો તેમાં ફેર પડે નહિ. તમે વધારે વખત લગાડશો તેમાં તમોને નુંકશાન છે એટલુંજ નહિ પણ તમારા વિના મારાથી પણ જમવા બેસાશે નહિ તેમ તમે મારે ઘેર આવ્યાછો તે વાત મારા ઘરનાં સઘળાં આદમી જાણે છે અને જયારે તમે સઘળી સોઇ વખતે નહિ આવ્યા ત્યારે તેઓ તમોને કેમજ સંભાર્યા સિવાય રહેશે. માટે તમે જે જે ઠેકાણે જાઓ તે તે ઠેકાણેથી છેવટ પરવારી રજા લેઇને આવવું કે ફરીથી જમવાનું બાકી રહે નહિ.

નવનિધરાય—મારો પણ તેવોજ વિચાર છે, પણ મારા કામથી ફારેગ નહિ થયો તો તમારે અહીંઆં આવ્યા પછી જમી પરવારીને મને (આંખના અણસારામા) પેલી જગાએ જવાને રજા આપશો કે નહિ.

મૂળદેવ—જેવો વખત અને જેવી તમારી બિના તે તપાસી જોયા પછી ધ્યાન અપાશે.

**નવનિધરાય**—ઠીક ત્યારે, કબૂલ છું મને રજા આપો.

**મૂળદેવ**—હમણાં આવ્યાને હમણાંજ રજા માગો છો, જરા બેસો પાન સોપારી ખાઓ પછી જવાય છે.

**નવનિધરાય**—(હશીને) અહ! હું પાન તથા સોપારી ખાતો નથી, તે તમે સારી પેઠે જાણો છો. ફક્ત તમારૂં હેત છે એ ઘણું છે. તમારા જેવા ઇસ્ટ મિત્ર આ જગતમાં દીર્ઘાયુષ રહે.

**મૂળદેવ**—તમને રજા આપું છું અને તમારી મનકામના સિદ્ધ કરો.

**નવનિધરાય**—મિત્રનું મૂખ વચન તત્કાળ ફળો.

**મૂળદેવ**—તથા સ્તુ, તમને રજા છે.

**નવનિધરાય**—(ખુશી થઇને) વારૂ પ્રિય મિત્ર. (એટલે બન્ને જણાઓ નમસ્કાર કરી નવનિધરાય પોતાની અસલ ધારેલી જગોએ જાય છે.)

---

# પ્રકરણ ૧૩ મું.

**સ્થલ**—રૂપવંતીનું પીયેર, (રૂપનાથ કામનાથનું ઘર.)

**રૂપવંતી**—નવનિધરાય, નંદકોર અને છોટમનો સંવાદ.

(નવનિધરાય રૂપનાથ કામનાથના ઘરનું દ્વાર ખોલી ઘરમાં જાય છે અને મોઢેથી બોલેછે કેઘરમાં કોણ છે, જે હોય તે બોલજો.) એટલામાં

**રૂપવંતી**—(ઝટ ઝટ મેડી પરથી આવીને પરસાળમાં, નવનિધરાયને જોઇને) વાહ! સાહેબ કેટલો વખત? તમો કહેવા પ્રમાણે આવ્યા નહિ, કેમ એટલો બધો વખત લાગ્યો?

**નવનિધરાય**-(રૂપવંતીના સામું જોઇને) ઘેર ગયે સુતુ જાગે.

**રૂપવંતી**—(હાથના માથાના અને આંખના ચાળામાં ધીમેથી) કેમ સાહેબ શું સૂતુ જાગ્યું? કંઇ હરકત જેવું તો થયું નથી?

**નવનિધરાય**—તમારે અહીંથી મારા ગયા પછી જેવો મારે મુકામે જાઉંછું કે બેઠો નહિ બેઠોને તુરત મૂળદેવ ભાઇએ દેખા દીધી.

**રૂપવંતી**—પછી શું થયું?

**નવનિધરાય**—તમારા કહ્યા પ્રમાણે તેઓ મને નહિ મળતાં પાધરા મારી માતુશ્રી પાસે ગયા અને પોતાના માથાની પાઘડી ઉતારી ઘણીક આજીજી સાથે આગ્રહ કરવા માંડયો એટલે મારી માતુશ્રીએ તેઓને બહાર ગામ જવાનું (મેં તમોને કહ્યું હતું તે) કારણ બતાવ્યું તો પણ મૂળદેવ ઘણી જીકર લેઇ બેઠયા પછી માતુશ્રી મારા પિતા પાસે ગયાં અને મૂળદેવની સઘળી હકિકત કહી સંભળાવી જેથી જેમ તેમ કરી મારા પિતાએ મારી માતુશ્રી ઉપર નાંખ્યું. આખરે મને મૂળદેવને ઘેર જમવા જવાને ફક્ત આજનોજ દિવસ રહેવા ફરમાવ્યું.

**રૂપવંતી**—(ખુશીની સાથે) ઘણી ખુશીની વાત છે. (નવનિધરાયનાં બે હાથે ઓવારણાં લેઇને) તમે આ જગતમાં દીર્ઘાયુષ રહો, અને તમારાં માત પીતા ઘણું જીવો. હવે તે પછી શું થયું તે કહેશો.

**નવનિધરાય**—પછી મૂળદેવ માતુશ્રીની તથા મારી રજા લેઇને તેમને ઘેર ગયા અને અમે સઘળાં રાતરે સુઇ રહ્યાં.

**રૂપવંતી**—તમારાં માત પિતા બહારગામ જવાનાં હતાં તે ગયાં કે કેમ?

**નવનિધરાય**—તેઓ પોતાના ધારેલા વિચાર પ્રમાણે આજ રોજ મ્હોટા પરોઢમાં ઉઠી સીધાર્યાં.

**રૂપવંતી**—જવી વખતે તેઓએ તમને કંઇ કહ્યું કે નહિ?

**નવનિધરાય**—તેઓએ પાકો બંધોબસ્ત કરી લીધો.

**રૂપવંતી**—કેવી રીતે.

**નવનિધરાય**—(વિચાર કરીને) આ પ્રમાણે તમારે ફક્ત મૂળદેવને ત્યાં આજની સાંજ પ્રિયા ફક્ત રાતના ૪ વાગતા સૂધી રહેવું પછી તાબડતોબ વેહેલા ઉઠી રાજનગર છોડી સવારના સાત આઠ વાગ્યાની અંદર અમારી રૂબરૂ થવું.

**રૂપવંતી**—(હસતે મુખે) ફિકર નહિ. પછી (રૂપવંતી બે હાથ જોડી આકાશ સામી દ્રષ્ટી કરીને ઇશ્વરની પ્રાર્થના કરેછે.)

## ઉપગીતિ.

"હરી હે? હરી દેવા, જગ દેવા દીન પાળક પરમેશ;"
"ભૂતળ દળ વાદળમાં, તું છે સઘળે વ્યાપક ધરમેશ." ૧
"તું છે કરૂણા નિધાન, જાન લાણુ જનને છે ભરપૂર;"
"ભૂલે પાપી પ્રાણીઆ, એ ઉપકારજ કદી કોઇ કૂર. ૨

(મનમાં જરા વધારે સ્મરણ કરી રહી નવનિધરાયના સામું જુએછે એટલામાં)

**નવનિધરાય**—(રૂપવંતીને) તમારૂં મન તમારો પ્યાર અને તમારી વાણી મને એક ક્ષણ વાર પણ વીસરવાની નથી. હવે જો તે આપણી અધુરી રહેલી વાતનો નિકાલ થાય તો વધારે સારૂં.

**રૂપવંતી**—થાય છે; ધીરજ રાખો. એવડી શી ઉતાવળ છે.

(એટલામાં નંદકોર પાણીનો લોટો લાવી નવનિધરાયની આગળ મૂકે છે ને પછી)

**નવનિધરાય**—(નંદકોરના સામું જોઇને) શાણાં નંદકોર તમે ખુશી તો છો? તમારો રોષ ઉતર્યો નહિ?

**નંદકોર**—(પોતાના પેહેરેલા સાળુનો છેડો હાથમાં ઝાલી

હસતી આંખે ઊંચું નીચું જોઇને) મારો શું રોષ ઉતરવાનો છે. મેં કંઇ કોઇનું ભૂંડું કીધું નથી. હું તો સદા રાજી છું.

**નવનિધરાય**—(રૂપવંતીના સામી નજર કરીને) વાહ ! તમારાં બેન ઘણાં મળતાવડાં ને શાણાં દેખાયછે. એઓને તમારે રાજી રાખવાં તથા તમારા જીવથી જરા પણ દૂર રાખવાં નહિ.

**રૂપવંતી**—હાજી, કબૂલ કરૂંછું. એ ડાહી અને શાણી છે તથા મારી ગમે તેવી વાત હોય પણ જરા મોઢું ચઢાવે પણ પેટની વાત જરા કોઇને કહે નહિ એવી છે.

**નવનિધરાય**—ઇશ્વર એનું સારૂં કરે. (પછી નંદકોરના સામું જોઇને) નંદકોર આ તમારી બેનની અને મારી વાત જે કે તમારી રૂબરૂ થાય છે, તે તમારા ઘરના કોઇ આદમીને કે બીજાને કાને તમારે મુખેથી જશે તો નહિ ?

**નંદકોર**—એ વાતથી બેફિકર રહો. કદી મારૂં બગડે તો ફિકર નહિ. પણ બીજાની વાત બહાર કોઇને કરૂં નહિજ એ નક્કી જાણવું.

**નવનિધરાય**—ઘણું સારૂં. ઇશ્વર તમારૂં ભલું કરે. તમે તમારી એવીજ નેકી પ્રમાણે ચાલો અને આ તમારી (આંગળી કરીને) બેન રૂપવંતીના હૂકમમાં રહો.

**નંદકોર**—વારૂજી. (એટલે નંદકોર ઘરમાં જઇ રસોઇની તૈયારી કરેછે. એટલે પછી)

**રૂપવંતી**—(નવનિધરાયની નજીક આવી) કેમ સાહેબ, ખુશમાં તો ખરા. (લોટામાંથી એક પ્યાલો ભરી) જરા પાણી પીશો.

**નવનિધરાય**—તમારી મેહેરબાની જોઇએ. (માથું ધૂણાવીને) પાણી નથી પીવું. પરંતુ પાણી પીધા બરાબર ગણુંછું.

**રૂપવંતી**—વારૂ સાહેબ, તમારી ખૂશી.

**નવનિધરાય**—હવે જેતે આપણી અધુરી રહેલી વાત

ચલાવો. તમે જાણોછો કે ફકત મારે આજનો દિવસ રહેવાનું છે, આવતે રોજ તમારાં માત પિતા બહાર ગામથી આવશે. માટે જેમ બને તેમ વખત નહિ ગુમાવતાં વાતનો નિવેડો કરો.

રૂપવંતી—આપની એમજ મરજી છે તો તેમ પણ આજ રોજ જમવાનું અત્રે કરો તો વધારે સારૂં.

નવનિધરાય—તે વાતથી તમે બેફિકર રહો. જ્યાં સૂધી આપણે સર્વ વાતે અળગાં છીએ ત્યાં સૂધી સર્વત્ર રીતે પડદો રાખ્યો હોય તો વધારે સારૂ. જમવું એ વધારે નથી. જમવા કરતાં માણસનો ગુણ પેહેલ ધરાવેછે. વળી મૂળદેવને મેં જમવાનું વચન આપ્યું છે. મારી મા તથા પિતાની રૂબરૂ એ ભાઇએ મને તેમને ઘેર જમવા તેડવાને ગઇ કાલની રાતનું નક્કી કરી ચૂક્યા છે અને તેજ કારણ સારૂ આજે રહેવાનું બન્યું છે. તેમ નહિ થતે તો તમારી મારી વાત ક્યાંયે રહેત ને મારે મારાં માત પિતા સાથે જવું પડત. હવે વિચાર કરવો કે કયો રસ્તો ઝાલવો, અલબત નક્કી થાય છે કે કોઇએ આપેલા વિશ્વાસને દૂર કરી મનનું ધાર્યું. કરીએ તો ફરીથી કોઇ ભરોસો ન કરે તેમ ફરીથી કોઇ આંગણે પણ ચડાવે નહિ.

રૂપવંતી—(વિચાર કરીને) વારૂ. તમારૂં કહેવું માન્ય કરૂંછું. આપની જેવી ઇચ્છા.

નવનિધરાય—તમે બેફિકરથી રહો અને મને યાદ કરાવો કે આપણે ક્યાં સૂધી વાત કરી છે.

રૂપવંતી—(જરા ઉંચું જોઇ વિચાર કરી સંભારીને) મને યાદ આવ્યું તે એકે ગઈ કાલનાં તમે મને કહ્યું હતું કે તમે પુનર લગ્ન કરવાને વધારે ચાહો છો. ત્યારે મેં આપને કહ્યું કે હું અબળા જાત મારૂં શું ગજું, એ કામ નાનું સુનું નથી, અને એવા કામમાં સ્ત્રીની છાતી કેમ ચાલે, પુરૂષ સર્વ વાતમાં હિમ્મત ધરાવે છે. માટે પોતેજ ઘણા શાણા થઇ કોઇ મારા સરખી બા-

ળવિધવા સાથે પુનર લગ્ન કરો તો મોટું પૂણ્ય થશે અને તે પૂર્ણ આશિશ દેશે. પછી એટલેથી વાત અધૂરી રાખી પોતે તમારે મુકામે ગયા.

નવનિધરાય—હા હા! (આંખના અણુસારામાં માથું હલાવીને) તમે બરાબર યાદ રાખ્યું છે.

રૂપવંતી—ત્યારે હવે તમારો શું વિચાર છે.

નવનિધરાય—તમારા વિચારે વિચાર.

રૂપવંતી—જો આપની ધ્યાનમાં આવે અને હું કહુ તેમ થાયતો વધારે સારૂં.

નવનિધરાય—ફરમાવો.

રૂપવંતી—તે એ કે પ્રથમ તો તમે મારા હાથનું પાન સરખું પણ ખાધું નથી તેમ મારી આટલી ઘણી આજીજી સાથે જમવા સરખું એ કબૂલ થયા નથી. આ રીતે તમે કોઈ પણ કબૂલ નહિ થતાં પોતાનું ધાર્યું કર્યું છે ત્યારે હું ધારૂં છું કે કદી તમારા મનની વાતને મળતી આવી તો આજ પ્રમાણે પોતાની જીકર છોડશો નહિજ એમ નક્કી લાગે છે.

નવનિધરાય—તમે મારી વાતને મળતાં આવ્યાં તો ખરેખર કહું છું કે તમારૂં વાજબી વાક્ય ઉથાપીશ નહિ.

રૂપવંતી—બોલો ત્યારે પોતાની શું ઇચ્છા છે?

નવનિધરાય—તમે પ્રથમ કહી ગયાંછો કે હું જે તમને કહેવાનીછું તે તમે ધ્યાનમાં લેશો ને તેમ કરો તો વધારે સારૂં, માટે તે શું કહેવા ધારોછો તે કહો.

રૂપવંતી—ખરે ખર ફરી તો નહિ જાઓ?

નવનિધરાય—હું કદી ફરી જઇશ નહિ.

રૂપવંતી—ત્યારે તો ઘણું સારૂં.

નવનિધરાય—પોતે શું કહેવાનાં છો તે કહો.

રૂપવંતી—તે એક ગઇ કાલના મારી આગળથી જ્યારથી ગયા છો ત્યારથી મને બરાબર ચેન નહિ પડતાં એક મને તરેહવાર વિચાર આવ્યો છે અને તે તદન આપણી વાતને વધારે ઉત્તેજન આપે તેમ છે.

નવનિધરાય—(જરા માથું હલાવીને) હા ? તે મને બરાબર જણાવો.

રૂપવંતી—મેં તમને આગળ કહ્યું હતું કે ફરી ફરીને તમારી ને મારી વાત પૂરી કરવાનો આવો વખત મળશે નહિ, ત્યારે તમે મને કહ્યું હતું કે અધુરી રહેશે તો થોડા દિવસ પછી તવરાની યાત્રા આવનાર છે ત્યાં ઘણા દૂર દેશાવરના લોકો આવશે. માટે તમારે ત્યાં આવવું અને હું પણ ત્યાં ધારેલ વખતે આવીશ ને સઘળી વાત ત્યાં સંપૂર્ણ કરીશું ત્યારે મેં તમને હા પાડી હતી. પણ ખરેખર તેમ બને કે ના પણ બને.

નવનિધરાય—શા વાસ્તે ના બને ?

રૂપવંતી—આ ક્ષણ ભંગુર દેહ છે. તેનો કોઇને ઘડીનો એ વિશ્વાસ નથી. વળી હું અબળા જાત, વખતે મને મારાં મા બાપ ત્યાં આવવાને રજા આપે યા ના પણ આપે અને ઉલટી તમને વિશ્વાસ આપી ગૂનેહગાર થાઉં તે કરતાં આજની સાંજ યા થોડી રાત જતા સૂધીમાં આપણી વાત પૂરી થાય ને બન્નેની મનકામના સિદ્ધ થાય.

નવનિધરાય—તમારૂં કહેવું માન્ય કરૂં છું. પણ છેવટ તમારા મનમાં શું હશે અને મારા મનમાં શું હશે ?

રૂપવંતી—તમે ખરૂં કહો છો. તમારી વાતને ટેકો આપું છું. હવે જે તે તમે અને હું નક્કી કરીએ.

નવનિધરાય—મેહેરબાની કરી તમે પોતે પોતાના મનનો વિચાર જણાવો.

રૂપવંતી—દુઃખ તો નહિ લાગે ?

**નવનિધરાય**—એમાં મને કોઇ વાતનું દુઃખ નથી.

**રૂપવંતી**—તમારા પાછળના કહેવા પરથી સાફ માલમ પડેછે કે તમે પુનર લગ્ન કરવાને ખુશી છો. હવે તમારે ફક્ત સ્ત્રી શોધ-વીજ બાકી છે, મને તો તેમ ભાસેછે પછી આપના મનનો જે હેતુ હોય તે બેલાશક જણાવો.

**નવનિધરાય**—મેં ઉપર કહ્યું છે કે તમારા જેવી કોઇ શાણી ગુણ રૂપવંતી મધૂર વચની અને એકાગ્રીન વાળી વિધવા સ્ત્રી મળે તો હું તેની સાથે પુનર લગ્ન કરવાને બાથ ભીડું પણ મને નથી લાગતું કે તમારા જેવા બીજી સ્ત્રીનામાં સંપૂર્ણ ગુણ હોય.

**રૂપવંતી**—એતો તમે ભૂલો છો. દુનીઆમાં સર્વે વસ્તુઓ ઇશ્વરે બનાવી છે અને જ્યારે તે એક બીજા સાથે કામ પડેછે ત્યારે જણાઇ આવેછે.

**નવનિધરાય**—વાહ! વાહ!! ઠીક થયું. તમે શાણાં છો વળી તમે પણ પુનર લગ્ન કરવાને વધારે ચાહો છો. તમારામાં જેવા જોઇએ તેવા ગુણ છે ઇત્યાદિ, મને તો તમે બરાબર મારી ખરી ખાતરીથી કહુંછું કે મારી મનકામનાને મળતાં છો.

**રૂપવંતી**—(ખુશી થઇને) આહા!! એમ તો મોઢામાંજ આવી ગયુંની ?

**નવનિધરાય**—જે કામ થાયછે તે બન્નેની ખુશીથી થાય છે. હું ફક્ત તમારે સાસરે રૂડીબાઇનો સંદેસો કહેવા આવ્યો હતો તથા તેમની માને અને તમને ઓળખવાને પણ તે કામ તો તેઓ બહારગામ ગયાથી ક્યાંએ રહ્યું અને ઉલટું આ તમારૂં ને મારૂં આગળ થયું. વિચાર કરો કે જો તમે મને પોતાના સુખ દુઃખની વાત મને નહિ ઓળખતાં છતાં સ્ત્રી પોતાની અદબ ભરેલી વાત પોતાની સહીપણીને ન જણાવે તો શું પર પુરૂષને જણાવે એ કહેવું કેવળ ખોટું છે, પરંતુ તમે તો મને ગમે તેવા

ગણ્યો પણ તમે પોતાની વાત જણાવી. હવે હું એમ નથી કહેતો કે કેમ જણાવી એથી હું તમારો મોટો ઉપકાર માનુંછું. હવે મારે જવાને ફક્ત સહેજ વખત છે, માટે સઘળી લાંબી ટૂંકી વાત મૂકી જે તે આપણી વાતનો નિકાલ થાય તો વધારે સારૂં. સઘળી ફીકર છોડી તમે તમારા મનનો ખરો વિચાર જણાવો.

**રૂપવંતી**—(વિચાર કરીને) ઠીક, તમે તમારા મનની વાત જણાવો યા નહિ જણાવો પણ તમારા મનનો પાડ જણાઇ આવ્યો છે.

**નવનિધરાય**—(હસીને) શું જણાઇ આવ્યો છે?

**રૂપવંતી**—નક્કી જણાઈ ચૂક્યું કે તમે મારી સાથે પુનર લગ્ન કરવા ચાહો છો.

**નવનિધરાય**—એતો ખરૂં. પણ તમે કબૂલ ક્યાં થાઓ છો? હું તેમ કરવાને કબૂલછું તો તમે પોતે તેમ કરવાને ખુશી છો કે નહિ તે જણાવો?

**રૂપવંતી**—(વિચાર કરીને) અરે પ્રિય? તમે તેમજ ખુશી છો તો હું પણ તેમજ ખુશીછું.

**નવનિધરાય**—ઘણું સારૂં.

**રૂપવંતી**—પ્રથમ મારે એક તમને કહેવાનું છે તે તમે સાંભળશો.

**નવનિધરાય**—શું કહેવા ઇચ્છો છો?

**રૂપવંતી**—જુઓ, આ દુનિઆમાં આપણી એકલીજ ન્યાતમાં નહિ પણ ઘણીજ ન્યાતમાં બાળલગ્ન કરવાનો ચાલ પડી ગયો છે તેમ સઘળી વરણમાં તડ પણ ઘણાં દેખાવામાં આવે છે. જેથી તેજ પ્રથમ બંધ થાય તો વધારે સારૂં.

**નવનિધરાય**—હું તમને તે વિષે સવિસ્તર જણાવીશ, પણ જરા ઘડીઆળમાં નજર કરોને કે હમણાં કેટલા વાગ્યાં છે.

**રૂપવંતી**—જોઊં (એમ કહી રૂપવંતી પોતાના પિતાના ખાનગી મેડાપર જઇ ઘડીઆળમાં જોઇ ઝટઝટ આવેછે.)

એટલામાં

**નવનિધરાય**—(રૂપવંતીના સામું જોઇને) કેમ કેટલા વાગ્યા છે ?

**રૂપવંતી**—હમણાં બરાબર સાડાઆઠ વાગ્યા છે, કેમ એવડી ઉતાવળ આવી છે ? કહિં બીજો મનસુબો છે કે શું ?

**નવનિધરાય**—નહિ. એતો સહેજજ પૂછ્યું. આપણે તપાસવું જોઇએ કે કેટલા વાગ્યા છે, વગરે નહિ તપાસીએ તો વાતમાં ને વાતમાં સાંજ પડી જાય અને ઉલટું દુઃખ થાય.

**રૂપવંતી**—નહિ નહિ મને લાગે છે કે તમે કંઇ કારણ સિવાય કહોજ નહિ માટે મને તે પણ કહો.

**નવનિધરાય**—હું હાલમાં મૂળદેવને ત્યાંથી આવ્યોછું. વળી તેઓને ઘેર તેમણે મને તેઓની વરસગાંઠ છે તેથી જમવાનું નોતરૂં દીધું છે. માટે તેમના કહ્યા મુજબ મારે જવું જોઇએ.

**રૂપવંતી**—(જરા મોઢું ચડાવીને) તમારા મૂળદેવ ખરા અને બીજાં અમારા જેવાં અળખામણાં કેમ ?

**નવનિધરાય**—એમ તમે કદી ના ધારો. હું તમારૂં પણ વચન પાળીશ નિશ્ચે રાખ જો ? પણ જેનાથી આજ રોજ અત્રે મારે રહેવું થયું છે તે તમે જાણો છો તે છતાં જ્યારે તમે આ પ્રમાણે બોલો ત્યારે લાચાર ; આપણે તો તેનો ઉપકાર માનવો જોઇએ. વળી તમારી સાથે મારે સહેજ ત્રણ ચાર દિવસનો સમાગમ છે. અને તેઓને અને મારે તો બાળપણની મિત્રાઇ છે, ઘણે દિવસે અને ઘણે દહાડે જ્યારે મિત્રનું ભેગુ થવું થયું છે અને જ્યારે તે આપણને ખરા હેતથી તેમજ વળી આપણા કારણને અનુસરી ઘણીજ આજીજી સાથે મારાં માત પિતાની

રૂબરૂ થઇ આમત્રંણ દીધું, તે એવી રીતે કે આજ રોજ મારે મારાં માત પિતા સાથે જવાનું હતું. તે એ ભાઇ મૂળદેવના આગ્રહ ઉપર તેમને ઘેર જમવા મને રાખ્યો અને તેઓ એકલાં ગયાં, ઇત્યાદિ. તમને મેં આગળ કહ્યું છે કે ફક્ત આજનોજ દિવસ મારે રહેવું બની શકશે અને આવતે રોજ આ વખત પેહેલાં મારાં માત પિતાની રૂબરૂ થવું પડશેજ. માટે બીજી બધી જીકર છોડી આપણી વાતનો નિકાલ કરીએ.

**રૂપવંતી**—(ઘણા વિચારમાં પડીને) વારૂ અત્રેથી નંદકોર ઉઠીને ગઇછે ત્યારની રસોઇની તૈયારીમાં છે, દસ વાગ્યાના સુમારમાં રસોઇ તૈયાર થશે. વળી મૂળદેવને ત્યાં જમવાનું ઘણું મોડું થશે અને તમને દર રોજના ધારા પ્રમાણે ક્ષુધા લાગશે, માટે આપની ઇચ્છા પ્રમાણે જે ફાવે તે જમી લેજો. અને પછી તમારી મરજી આવે ત્યારે ત્યાં જમવા જજો.

**નવનિધરાય**—એમ કેમ બને? મૂળદેવની વરસગાંઠ છે, તેઓ મને અત્યારમાં અત્રે આવવા દેતા ન હોતા પણ તેમને જેમ તેમ સમજાવી બપોરના બે ત્રણ વાગ્યા સૂધીની રજા લેઇ આવ્યોછું. હવે વિચાર કરવો કે મારે અત્રે જમવું જોઇએ?

**રૂપવંતી**—તમારી ઇચ્છા. આવો વખત ફરી ફરીને તમને જમાડવાને મને મળવો મુશ્કેલ છે.

**નવનિધરાય**—કંઇ નહિ. તમારા ને મારા ધારેલા પ્રમાણે થયું તો પછી ગમે તો દિવસમાં દસ વખત જમાડજો ને? પણ હાલમાં તો સમજી જાઓ તો વધારે સારૂં છે.

**રૂપવંતી**—(દલગીર થઇ) ઠીક ત્યારે?

**નવનિધરાય**—હવે બેફિકર રહો. તમે મને થોડા વખત પર કહ્યું હતું કે ઘણી ન્યાતમાં બાળલગ્ન થાય છે. અને તરેહવાર અગણિત ફૂળ બંધાઇ તડપડે છે માટે તે બંધ થાય તો વધારે સારૂં. ત્યારે મેં તમને કહ્યું હતું કે હું તમને જણાવીશ માટે તે સાંભળો.

**રૂપવંતી**—પ્રથમ તે વાત સાંભળવાને વધારે ખુશી છું.

**નવનિધરાય**—(રૂપવંતીના સામું જોઇને) આપણો દેશ ભર્તખંડ કહેવાય છે અને આપણે એજ દેશના નામપરથી બીજું નામ આર્યવ્રત માટે આપણે આર્ય લોક કહેવાઇયે છીએ, થોડા વર્ષ ઉપર હિંદુસ્તાનની કીર્ત્તિ સાંભળી ને દૂર દેશાવરના લોકો મોહ પામી સિંધુ નદી ઉતરી લુંટ ફાટ કરી બિચારા ગરીબ આર્ય જનોને વટલાવી તથા તેમના ધર્મની પવિત્ર જગાઓનો નાશ કરી તથા તેને આગ લગાડી વગરે અધિક નુકસાન કરી ઘણા કાળના દોલતના ભરેલા ભંડારો ફાડી તોડી અસંખ્ય ધન લેઇ ગયા અને તેની સાથે કેટલા એકને પોતાની સાથે લેઇ જઇ ગુલામની માફક વેચ્યા જો કે તેઓ અસલ આર્યજન પણ જ્યારે તેઓને વટલાવ્યા ત્યારથી મુસલમાનમાં ગણાવવા લાગ્યા. ઇત્યાદિ. આખા ભર્ત ખંડમાં જાથુ વસ્યા અને ઉપર પ્રમાણે બિચારા ગરીબ લોકોને વટલાવ્યા જો કે તેઓ આજ પણ આ ખા હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે છે, અને તેઓની અટક હાલના બ્રાહ્મણ, વૈશ, લવાણા, રજપૂત, પરમાર, ત્રવાડી, દવે વગરેની જોવામાં આવે છે, લાચાર તેઓ કહેછે કે અમને ફલાણા મુસલમાન રાજાએ વટલાવ્યા જેથી અમે મુસલમાન થયા છીએ. ઘણા ખરા વોરા કહેવાયછે, તે અસલ હિંદુ પણ ઉપરના કારણથી તેઓ મુસલ થયા છે. આ પ્રમાણે આપણા ભર્ત ખંડ ઉપર મુસલમાનોનો અધિક કોપ થયો. ભાષા બદલાવા લાગી. રાજાઓ તેઓજ ગણાવા લાગ્યા તે છેક ઇસવીસન સોળસેની સાલ સૂધી રહ્યા વગરે તેઓએ સાતસો આઠસો વર્ષ સૂધી રાજ કર્યું. હિંદુઓ પૈસે ટકેથી ખરાબ થયા. પરભાષાથી પોતાની ગીરવાણી (સંસ્કૃત) છોડવા લાગ્યા કુસંગ અને કલેશ થવા લાગ્યો, દુરાચરણ અને કુકર્માદિક પેસવા લાગ્યાં ઇત્યાદિ. એવા પ્રકારથી જેમ જેમ જુલમ થતો ગયો તેમ તેમ ગ્નાતમાં એક બીજાને બઢાઇઓ થવા લાગી અને તડ પડવા લાગ્યાં તડ પડવા લાગ્યાં

કે તુરત કૂળ ગણાવવા લાગ્યાં. આવી રીતે બિચારા ગરીબ આર્યજનો પોતાની અસલ પંક્તિથી વેરમ છેર થઇ ગયા, તે છેક એટલે સૂધી થયા કે તે વાત કહેવાને આપણા સહેજ ટૂંકા વખતમાં બની શકે તેમ નથી. ટૂંકામાં અસલ આર્યજનોની રીત ભાત માનું હાલ સદરહુ કારણથી કંઇ પણ એક આખું જોવામાં આવતું નથી. ઉપલાજ કારણથી આપણા લોકોમાં તરેહેવાર જોવામાં આવે છે, એમ નહિ પણ અનેક જાતના બ્રાહ્મણ અનેક જાતના વાણિઆ અનેક જાતના શુદ્ર અને અનેક જાતના રજપૂત દેખવામાં આવે છે. અસલ ભરત ખંડમાં ઉપલી ચાર વરણના લોકો હતા પણ તે તો સઘળું કયાં ગયું. અને ઉલટી એકની અનેક ને અનેક ની અનેક શાખાઓ થઇ તે આજ દેખીતું છે. હિંદુઓ પૈસે ટકેથી દુઃખી થયા તેમ કુસંપથી અને દુરાચરણથી પોતાના અસલ રીવાજને બટ્ટો લગાડી પૈસેથી શરીરેથી ધર્મથી અને દેશથી ખરાબ થયા. રજપૂતોનું શુરાતન ગયું અને તેઓ કાળીઆને* આધિન થઇ પોતાનાં હથિઆર મૂકી પરરાજ ને તાબે થયા બ્રાહ્મણ જે કે અસલ વિદ્યાથી કુશળ હતા અને તેઓ પોતાના પરાક્રમથી વતનદાર થઇ જાગીરો ઉપર ગુજરાન ચલાવતા તે દૂર કરી બળદનાં પૂછડાં આમળવા લાગ્યા જે કે તમને તેના શાસ્ત્રનું દરરોજ ખટકર્મ કરવાનું પૂછીએ તો એક બ્રહ્માનો બેટો એ શેનો હોયજ? વાણિઆ વેપાર કરતા તેઓ પણ ભ્રષ્ટ થઇ ઉપલીજ પંક્તિમાં બેઠયા ને શુદ્ર પણ નીચ કર્મને આધિન થયા. આ પ્રમાણે જ્યારે આર્યજનો પૈસે ટકેથી તથા શૂરા તનથી તેમજ વિદ્યા અને આબરૂથી હીણ થયા ત્યારે બાળ લગ્ન કરવા લાગ્યા અને છોકરીઓને વેચવા લાગ્યા ઇત્યાદિ. તે કહેવાને વખત નથી. ટૂંકામાં બાળલગ્નથી શાંશાં દુઃખ થાય છે તે આ તમારા પોતાના ઉપરથી

---

* અફીણ.

અને આખા દેશના મૂળ લોકોની રીત ભાત જોવાથી જણાઇ જાય છે. (એટલામાં)

**રૂપવંતી**—(વિસ્મ પામીને) અરે રે!! આપણા આર્યજનોને અગણિત દુઃખો પડયાં છે? શીવ શીવ!! હવે એવો ક્યારે વખત આવે કે પોતાની અસલ પંક્તિમાં આવે (એટલે તુરત.)

**નવનિધરાય**—ઘણા કાળનો ચાલતો આવેલો વખત એકદમ સુધરે નહિ. સઘળાં કામ ધીરજથી સંતોષથી અને એક દ્રઢતાથી ફતે થાય છે.

**રૂપવંતી**—ઠીક ત્યારે આપણે સંતોષ રાખીને બેશી રહો, જોઇએ બેશી રહેવાય છે?

**નવનિધરાય**—તમેજ વિચાર કરો કે કદી ચાકરી વિના ભાખરી મળે ખરી?

**રૂપવંતી**—ના પ્રિય.

**નવનિધરાય**—એમ ત્યારે મેહેનત વિના કશું થતું નથી. અત્યાર પછી તમારી ને મારી મનકામના. પૂરી પાડનાર શ્રી ઇશ્વર છે પણ હાથ પગ જોડીને બેશી રહીયે તો તેમાંથી કંઇ સાર્થક થાય ખરૂં? દેવ અને ગાડીવાનની વાતમાં તેણે પણ મેહેનત કરી હતી તોજ કાદવમાં પડેલું ગાડાનું પૈડું નીસરવા પામ્યું હતું ઇત્યાદિ. મેહેનત કરીએ તોજ સઘળાં સૂખ મળે છે. આ તમારાં નંદકોર બેન રસોઇ કરે છે ત્યારેજ જમાશે નહિ તો વાતોમાંને વાતોમાં લલુભાઇએ ભરૂચ (ભ્રગુપુર) ગુમાવ્યું. રાવણે લંકાંખોઇ વગરે મેહેનત વગર કંઇ થતું નથી.

**રૂપવંતી**—વારૂ જાણે તમેને હું બન્ને જણાં પુનર લગ્ન કરી બહાર પડીએ તે સારૂં શું બાળલગ્ન બંધ થયાં ને સુધારો થયો?

**નવનિધરાય**—તમે ભૂલો છો? કદી એક હાથે તાળી પડે ખરી?

**રૂપવંતી**—ના તેમ તો નહિ ત્યારે કેમ કરેથી એ સઘળાં દુઃખો દૂર થાય?

**નવનિધરાય**—તે કરવાનો વખત તમારી ને મારી નજીક છે. પણ તમે મારા કહેલા વચનને બંધાઓ તો?

**રૂપવંતી**—ઠીક હું વિચાર કરૂં. (પછી રૂપવંતી નવનિધરાય આગળથી ઉઠી જઇ ઘડીઆળ જોવા જાય છે, ઘડીઆળ જોઇ રહ્યા પછી પોતાની ખાનગી પેટીમાંથી એક સુંદર પ્યાલો (ગ્લાસ) રકાબી, ચમચો ઇત્યાદિ, કાઢયાં ને એક વાંસનો દાબડો ઉઘાડી તેમાંથી બરફી, કોપરાપાક, પેંડા થોડી જલેબી ઇત્યાદિ, તરેહવાર રંગની મિઠાઇ પેલી રકાબીમાં મૂકી પછી તે લેઇ ઝટ ઝટ રૂપવંતી નવનિધરાયની પાસે આવેછે ને નવનિધરાયને કંઇ કાગળમાં લખતાં દેખી (મલકતે મુખે મીઠાઇની ભરેલી રકાબી જમણા હાથમાં રાખી તથા ડાબો હાથ છૂટો રાખી જરા માથું હલાવી આંખના લટકામાં) વળી એ તે શું ચિત્રામણ કાઢો છો?

**નવનિધરાય**—(રૂપવંતીનો વેષ જોઇ ધીમાશથી) વાહ!! શું તમારૂં મારી પાસેથી સટકવું (હાથના ચાળામાં) આવું કરવું? જરા બેસો હું કહું તે સાંભળો. (એટલે રૂપવંતી તેવાજ વેષથી નીચે બેસે છે ને નવનિધરાય પેલો લખેલો કાગળ વાંચી સંભળાવે છે,)

## રાગ વણજારાનો.

"ધન ધન આજનો દાહડે, રૂડો સુંદરી રે,"
"તમે આશો માંડયો ઢંગ, ફેરા ફેર ફુંદડીરે." ટેક
"મૂખ તમારૂં જોઇને, રૂડો સુંદરી રે,"
"મારૂં પેટ ભરાયું અપાર, ફેરા ફેર ફુંદડીરે." ૧
"મૂખતણું નૂર તમતણું રૂડો સુંદરીરે,"
"જાણે સૂર્યોદય આકાશ, ફેરા ફેર ફુંદડીરે." ૨
"એ થકી હેતકે બહુ ઘણું, રૂડો સુંદરીરે,"

"નવ તેમાં ફેર લગાર, ફેરા ફેર ફુંદડીરે." ૩
"અધિકમાં અધિક બતાવીયું* રૂડો સુંદરીરે,"
"હેત તેં મુજપર આવાર, ફેરા ફેર ફુંદડીરે." ૪
"તમ શાણાં થઇ ચૂકશો? રૂડો સુંદરીરે,"
"એવો નહિ કોઇ દેખું બનાવ, ફેરા ફેર ફુંદડીરે." ૫
"આશી બધી ચીજ લાવીયાં † રૂડો સુંદરીરે,"
"શાને કાજે કર્યો આવો ખર્ચ, ફેરા ફેર ફુંદડીરે." ૬
"વિવેક સાગર તમતણું, રૂડો સુંદરીરે,"
"મન મોટું બેશ વિશાળ, ફેરા ફેર ફુંદડીરે." ૭
"જમ્યા થકી પ્રીત જો વધે, રૂડો સુંદરીરે,"
"એવો લખ્યન છે કોઇ ગ્રંથ ફેરા ફેર ફુંદડીરે." ૮
"સઘળું છે મન કારણુ, રૂડો સુંદરીરે,"
"નહિ તેમાં ફેર લગાર, ફેરા ફેર ફુંદડીરે." ૯
"મારે જવું મૂળદેવ ગૃહે, રૂડો સુંદરીરે,"
"કર્યું આમંત્રણ મને તેહ, ફેરા ફેર ફુંદરીરે." ૧૦
"માટે ફિકર કંઇ ના કરો, રૂડો સુંદરીરે,"
"લેઇ જાઓ ઘરમાં એહ, ફેરા ફેર ફુંદરીરે." ૧૧
"મારૂં તમારૂં જો મન છે, રૂડો સુંદરીરે,"
"એક આકિનથી થશે કામ, ફેરા ફેર ફુંદરીરે." ૧૨
"સમજુ થઇ તમે બોલશો, રૂડો સુંદરીરે,"
"કહ્યું જે મેં તે સાચૂ કે જૂઠ, ફેરા ફેર ફુંદડીરે." ૧૩

(એટલે)

**રૂપવંતી**—(પેલી મિઠાઇની રકાબી નીચે મૂકીને) ઠીક સાહેબ! અમે તે કંઇ માણુસ છીએ? મૂળદેવ તમારા વાલા મિત્ર, માટે તેનું તમે ગાઓ?

**નવનિધરાય**—અરે વાહ! એમ તે કેમ કહેવાય?

---

* બતાવ્યું. † લાવ્યાં.

**રૂપવંતી**—રસોઇની વખતે રસોઇ છે, પણ હમણાં દસ વાગશે, તમે નોકરી ચાકરીદાર માણસ બરાબર વખતના ખાનારા માટે હાલમાં આજે તમ સરખું જોઇએ તેવું તો નથીજ પણ મારી ગરીબથી જે હાજરી દાખલ આણાયું છે તેને માન આપો તો વધારે સારૂં. દરવખતે તમે આનાકાની કરીછે. હવે તમારે જવાનું છે. તમે મને પ્રીતિની જાળમાં ફસાવી ચાલી જવાના તે ઈશ્વર જ્યારે મેળાપ કરાવશે ત્યારે થશે. કદી તમે જમવા બેસશો નહિ તો હું તમારા ખરા કારણને લીધે લાચારછું. પરંતુ તમે આ જે છે તે હાજરી દાખલ કરી લો.

**નવનિધરાય**—સવારના વખતમાં નરણે કોઠે મિઠાઇ ખાધાથી શીરીરને નુકસાન થશે. હું હાજરી કરીશ ફિકર ના રાખો પણ મને પેહેલું પેલું વચન આપો તો?

**રૂપવંતી**—હું હવે તમારે તાબેજછું. જે મોઢે પાન ચાવ્યાં તે મોઢે કદી કોયલા ચવાતા નથી, નિશ્ચે રાખજો, પણ તમે હાજરી કરો છો કે નહિ?

**નવનિધરાય**—(જરા વિચાર કરીને) તમારો ગુમાસ્તો તથા ડોસા શું કરે છે ને તે હમણાં ક્યાં છે?

**રૂપવંતી**—ડોસા વાડામાં દાતંણ પાણી કરી તડકાની રસણ ખાવા બેઠયા છે, છોટમ મારા પિતાની ઉઘરાણી સારૂ બહાર ગામ ગયો છે. ઘરમાં ફક્ત નંદકોર ને હું બન્ને જણ છીએ પણ તમે એ શા વાસ્તે પછ્યું?

**નવનિધરાય**—મેં સાધારણ પછ્યું છે. વળી તમારાં માત પિતા દીએર નણાંદ સૌ આજ સાંજરે કે કાલે આવશે?

**રૂપવંતી**—તમે રાજનગરથી સીધાવવાના ને તેઓ આવવાનાં?

**નવનિધરાય**—વાહ! એતો તમને એક લાભ કારક છે.

**રૂપવંતી**—કંઇ નહિ ઉલટું દુઃખ સાંભરી આવવાનું.

**નવનિધરાય**—તમે ભૂલ્યા છો ? તમારી ને મારી આ થતી પ્રિતના વિયોગમાં જો તમે છૂટાં પડો તો બેશક દુઃખ સાંભરી આવે પણ તમારાં માત પિતા આવશે કે ઘરની ખટપટમાં પડવાનાં.

**રૂપવંતી**—ગમે તેમ થાઓ પણ પ્રીતિ વિયોગ મહા દુઃખ કારક છે.

**નવનિધરાય**—હમણાં આ ટૂંકા વખતમાં કંઇ બનતું નથી સૌ અવકાશે થઇ રહેશે પણ તમે મને વચન આપો છો કે નહિ ?

**રૂપવંતી**—શી વાતનું વચન માગો છો તે પ્રથમ જાણવું જોઇએ ?

**નવનિધરાય**—શું મારો અણુવિશ્વાસ છે ? શું હું તમારાં ખરાબ વિચારમાં છું ?

**રૂપવંતી**—(દાંતમાં જીભ રાખીને) ના ના ના ? પણ મને જણાવો તો મોટી મેહેરબાની હું અબળા જાત આશક મહાશકની હરકોઇ દોસ્તીમાં મહાશક પોતાના કોમળ અને દિલ મનથી આશકની જાળમાં જલદી સપડાય છે, એ એક ઇશ્વરી ખુદરત છે.

**નવનિધરાય**—હજુ તમે કોઇ પણ વાતમાં સપડાયાં નથી.

**રૂપવંતી**—શું તેને શિંગડાં ઉગે છે ? હવે કંઈ નહિ ? આરે આવ્યું છે ? તમે જે ફરમાવશો તે મારે કબૂલ થવુંજ પડશે. તમે શું વચન માગો છો ?

**નવનિધરાય**—(જરા ઉધ્વું જોઇ વિચાર કરી હસ્તે મુખે રૂપવંતી સામું જોઇ ને) હવે તમારાથી મારે છૂટાં પડવાનો સહેજ વખત છે. એટલામાં ફકત આપણી વાત પૂરી કરવી જોઇએ ? રસોઇની તૈયારી કોઈ બીજે પ્રસંગે જ્યાં તમને મેં અગાડી મળવાનું કહ્યું છે ત્યાં થશે ? તેને હજુ ઘણા દિવસ છે ? માટે તેની ફિકર નહિ કરતાં આપણી વાત પૂરી કરવા માટે તમે પુનર લગ્ન કરવાને ખુશિ છો કે નહિ ? ને ખુશી હો તો (હાથ ધરીને) તમે વચન આપો ?

**રૂપવંતી**—હું વચન આપુંછું પણ જરા મેહેરબાની કરીને મારી એક વાત સાંભળશો.

**નવનિધરાય**—શું શું તે કહો?

**રૂપવંતી**—હું વચન આપીશ તો પણ તમારા વચનને બંધાયેલીછું ને નહિ આપું તો પણ બંધાએલીછું પણ હું તમને શી વાતનું વચન આપું તે મારે જાણવું જોઇએ માટે તે કહેશો.

**નવનિધરાય**—હું તમને જે જે વાત કહેવાને ધારૂંછું તે તે સઘળી તમારાજ કામની છે.

**રૂપવંતી**—વારૂ કહો. (એટલે)

**નવનિધરાય**—પ્રથમ તમારે ને મારે કોઈ પણ રીતથી ઓળખાણ ન હોતું ફક્ત મણીપુરના રહેવાશી બળભદ્ર તે મારા પ્રિય મિત્ર છે અને તેની સ્ત્રી જે રૂડીબાઈ તે તમારી નંણદની દીકરી લાગે માટે તેના પીછાણથી જ્યારે મારે અત્રે કાંઇ કામ સારૂ આવવું પડયું ત્યારે તેઓએ મને કહ્યું હતું કે તમે કોઇ દિવસ મારે પીએર જાઓ ત્યારે મારી માને કહેજો કે રૂડીબાઇ સારી છે ઇત્યાદિ. એક મારી મામી ઘણી હોંશીઆર ને ભણેલી છે. પરંતુ તે બાળવિધવા સ્ત્રી છે, માટે તમે જ્યારે જસો ત્યારે મારી માને તથા તેને ઓળખશો ભોગ જોગે મારે અત્રે રાજ નગર આવવું પડયું ત્યારે મારે રૂડીબાઇનો સંદેસો તેમની માને કહેવા હિમ્મતરાવ પાઠકનું ઘર ખોળતાં આવવું પડયું. તેઓનું નામ પૂછતા વારમાં તમે બોલી ઉઠયાં કે કેનું કામછે, ઇત્યાદિ તેઓ બહારગામ ગયાં છે એવું તમે કહ્યું. વાતમાંથી વાત ચાલતાં તમે મને કહ્યું કે મારી દુઃખીઆરીને આટલું બધું તમને તાણીને કહેવું ઘટે છે, એટલે તો તે વાત કયાં રહી ને તમારીને મારી વાત ઉલટપાલટ થયાથી તમે બાળવિધવા રૂપવંતી જણાયાં પછી તો તમે મને પોતા પર પડતું મહાભારત દુઃખ કહેવા લાગ્યાં; તે સાંભળી હું ઘણો દલગીર થયો, થોડો વાર તમારે સાસરે બેઠયા પછી તમારાં સાસુ, સસરો, નણંદ, દીએર એ સૌ આવ્યાથી તમે મને તેની નજર

ચૂકાવી તે ઘરના પાછલીવાડેથી નીકળી જવાનું ફરમાવ્યું તે એવી રીતે કે તમારે પીયેર મારે આવવું પડયું વગરે આ ટુંકા વખતમાં એ સૌ કહેવું માંડી વાળી આખરે મને પણ તમારી વાત સાંભળવાને તથા તમારા સારા ગુણ જોઇને મોહ થયો. હવે વિચાર કરો કે તમે પ્રથમ પોતાની વાત કરવાને તથા તમે વિધવા છોકે નહિ તેમજ મારા ગુણ જોવાને કેટલાં ચરિત્ર કર્યાં! આખરે મારા કામથી તથા મા બાપથી દૂર થઇ તમારી વાતમાં મેં ત્રણ દિવસ ગુમાવ્યા. સારાંશ એ વાતમાં બાળલગ્ન થવાથી દુનિઆમાં બચારી વિધવાઓને શાંશાં દુઃખ ખમવાં પડેછે તથા લઘુ વયમાં સ્ત્રી પુરૂષની મરજી વગરે પરણાવ્યાથી શરીરને આબરૂને વિદયાને ઇત્યાદિ કેટલાં નુકસાન ખમવાં પડે છે. તે તમે મને વિધવા સ્ત્રીના દુઃખનું આપે હુબ વર્ણન કહી બતાવ્યું, છેવટ તે વાતનો હું ખુલાસો કરતો ગયો તેમ આપણે કેટલામાં છીએ અને મારૂં કહેવું ખરૂં છેકે ખોટું તેનો તોલ કરી આખરે તમે પુનર લગન કરવાને હિમત ધરીછે. તમે મને અગાડી કહ્યું હતુ કે તમે અત્રે શા સારૂં આવ્યાછો; ત્યારે મેં સાચે સાચૂ કહ્યુ કે મારા વીહવાની કોઇ ઠેકાણે વાતછે તેથી, ત્યારે તમે મને પરણ્યા વગરનો જાણ્યો. તમારા મનમાં તો ગમે તેમ હોય પણ જયારે તમે પુનર લગ્ન કરવાને હિમ્મત કરી ત્યારે હુ નક્કી કહું છું કે તમે મારી સાથે પુનર લગ્ન કરવા ખુશી છો. વળી તમે પણ મને કહ્યું હતું કે પ્રથમ તમેજ કોઇ મારા જેવી દુખિઆરીની સાથે પુનર લગ્ન કરો ત્યારે મેં કહ્યું હતું કે તમારા જેવી કોઇ હોશિયાર ભણેલી સદ્ગુણવાળી અને મધુર વચની બાળ વિધવા મળે તો હું બાથ ભીડયું. હવે સારાંશ તો જણાઇ ચૂકયો છે કે તમારે અમારે પુનર લગ્ન કરવું, માટે હું કહુંછુ કે જો તમે મારીજ સાથે પુનર લગ્ન કરવાને ખુશી હો તો તમે મને આ મારા હાથમાં વચન આપો; ફકત તમે જે વાતનું વચન આપવા તમે મને કહો છો તે એજ છે. (એટલામાં)

રૂપવંતી—(વિચાર કરીને) હું ખુશીની સાથે વચન આપુંછું. પણ (ધીમેથી) તમે મને એક વચન આપો તો ઘણું સારૂં ?

નવનિધરાય—બેલાશક કહો, તમારી શું ઇચ્છા છે ?

રૂપવંતી—જો જો કહીશ, વચનતો આપવું પડશેજ ? અને તે પ્રમાણે કરવું પડશેજ. તમે જ્યારે સ્ત્રી કરવા ધારો છો ત્યારે કેટલીક રીતથી તમારે મારી સાથે બંધાવવું પણ પડશે, એટલુંજ નહિ પણ તે પ્રમાણે વર્તવું પડશે.

નવનિધરાય—હા હા, તમે જે રીતથી કહેશો તે પ્રમાણે હું કબૂલ છું.

રૂપવંતી—કેમ ત્યારે હું કહું ?

નવનિધરાય—ખુશીની સાથે કહો ? (એટલે)

રૂપવંતી—જ્યારે આપણે સંસારી થવાને ઇચ્છીએ છીએ ત્યારે તમારે મારા હાથનું સર્વે લેવું પડશે એટલુંજ નહિ પણ તમારૂં મારે પણ લેવું પડશે.

નવનિધરાય—અહ ! એજ કની ? એમાં શું મોટી વાત છે?

રૂપવંતી—જો તમે એમજ કહો છો તો તમે મારી પાસે જે વચન માગો છો તેની કંઇજ વાર નથી.

નવનિધરાય—ખરૂં છે, ત્યારે કેમ હવે પુનર લગ્ન કરવાને વચન આપો છો કે નહિ ?

રૂપવંતી—આપુંછું, પણ તમે જે ઘણા દિવસથી કોઇના હાથનું પાન ખાતા નથી તે તમારે આજ રોજ મારા હાથનું ખાવું પડશે. વળી તમારે મારી સાથે પુનર લગ્ન કરવા સંબંધીનો લેખ તમારી સહીં સાથેનો કરી આપવો પડશે. કેમ એટલું કબૂલ થાઓ છો ?

નવનિધરાય—વારૂં ત્યારે તો પણ હું તૈયાર છું.

રૂપવંતી—લો ત્યારે હું પણ (હાથ ઉંચો કરી નવનિધરાય

ના હાથમાં તાળી મારીને) તૈયાર છું. (ધીમેથી) કેમ હવે તો ખુશી થયા કની?

**નવનિધરાય**—(મલકતે મુખે) સદા તમારી ને મારી મનકામના ઇશ્વર પૂરી પાડે.

**રૂપવંતી**—ત્યારે તમે પણ મને વચન આપો કે હું તમારા હાથનું આજે પાન ખાઇશ તથા આવાત વધારે ચોકશી કરવાને હું શક્તિવાન છું. પણ તમારે જવાનો વખત થોડો છે તેમજ આવતે રોજ મારા માત પિતા આવશે માટે મારા મનની વાત હજુ ઘણી કહેવાની છે, પણ શું કરીએ વખત નથી. કદાપિ સહેજ તમને મારા પેટનો ખુલાસો કરવા ધારૂં તો તે કરશો કે નહી? વારૂ પછી? પણ મને વચન આપો (એટલે રૂપવંતી હાથ ધરેછે ને)

**નવનિધરાય**—(જરા જોરથી) લો વચન છે. (એટલે)

**રૂપવંતી**—વાહ સાહેબ!! કેટલું બધું તાણીને? મારોતો હાથ સુજી આવ્યો?

**નવનિધરાય**—કંઇ નહિ પણ જોઊં જોઊં (એટલે જુએછે) એતો ખરા હેતની નિશાની બાઇ, સમજ્યાં.

**રૂપવંતી**—અહં! વારૂ હવે આ રકાબી અહિંને અહિંજ રાખવી છે કે તેનો કંઇ નિકાલ કરવો છે?

**નવનિધરાય**—તમારી જેવી ઇચ્છા.

**રૂપવંતી**—મારી નજરમાં તો એવું આવેછે કે એ બધી ખાઇ જાઓ તો વધારે સારૂં.

**નવનિધરાય**—(હશીને) વળી રકાબી તે ખવાઇ જતી હશે?

**રૂપવંતી**—ત્યારે તમે જેમ સમજો તેમ ખરા (એટલે રૂપવંતી રકાબીમાંથી જમણે હાથે એક કોપરા પાકનો કડકો તથા એક બરફીનો, ઇત્યાદી, નવનિધરાયને) લો સાહેબ.

**નવનિધરાય**—મારા મોંમાંજ મૂકોને.

**રૂપવંતી**—મોંમાં મૂકવાની વખતે મોંમાં પણ મૂકાશે પણ હમણાં આતો લો (એટલે)

**નવનિધરાય**—(હાથ ધરીને) લાવો. (રૂપવંતી આપેછે ને)

**રૂપવંતી**—મૂળદેવને ત્યાં જમવાની હજુ ઘણી વાર છે મા-ટે એમાંથી જેટલું ખવાય તેટલું મોં ભણી કરી લો.

**નવનિધરાય**—હું એકલોજ ખાઊં તે સારૂં દેખાય નહિ માટે તમને આ એક આપું છું તે તમે પણ લો. (એટલે)

**રૂપવંતી**—(હસતે મુખે) વારૂ સાહેબ, લાવો. (એટલે નવ-નિધરાય લે છે ને)

**નવનિધરાય**—ચાલો ખાવા માંડો ને?

**રૂપવંતી**—(ધીમેથી) આપણા લોકોમાં ધારોછો કે કોઇ પણ વસ્તુ એટલે જમવાની નિશાની તરીકની હોય તો તે વેળાએ પ્ર-થમ પુરૂષ ખાય ત્યાર બાદ સ્ત્રીએ ખાવું માટે જો મારૂં કહેવું ખરૂંજ હોય તો અમસ્થી વાર ન કરો. (સાંભળતાંજ)

**નવનિધરાય**—(ડાવકુ મોં રાખીને) ઠીક ત્યારે (એટલે ન-વનિધરાય હાથમાંનું ગટક કરી જાય છે, તે જોઇ રૂપવંતી પણ ખાઇ જાયછે ને)

**રૂપવંતી**—હવે મને એ બાતથી વધારે આગ્રહ ના કરો. તમે લેયા કરો.

**નવનિધરાય**—વારૂં કંઇ બધું તો મારાથી ખવાવાનું નથી.

**રૂપવંતી**—આપની મરજી મુજબ. (પછી નવનિધરાય ખા-ય છે ને રૂપવંતી નવનિધરાયની રજા લેઇ ઘરમાં જઇ પાનની તૈયાર કરેલી બડીઓ લાવેછે, એટલામાં)

**નવનિધરાય**—કેમ શું લાવ્યાં?

**રૂપવંતી**—આજે છે તે જમ્યા પછી કંઇ પણ મુખ વાસ

કરવું જોઇએ માટે આ પાનની બીડી લો. (રૂપવંતી પોતાના સુંદર કોમળ જમણા હાથની પાંચ આંગળીથી આપે છે ને તે નવનિધરાય પોતાના બંધાયલા વચનને તાબે થઇ હાથમાં લેછે પછી)

**નવનિધરાય**—(સહેજ દલગીર થઇ પાનની બીડી આમ તેમ જોઇ) હશે, કેમ કરીએ (એટલે પાન ખાય છે ને રૂપવંતીને) એક બીડી જરા મને આપો. (એટલે)

**રૂપવંતી**—હા લો. (નવનિધરાય પોતાના હાથમાં લેછે.)

**નવનિધરાય**—ધારા પ્રમાણે આ તમે પણ લો. (રૂપવંતી લેછે પછી)

**રૂપવંતી**—તમે ખાઓ તો ખાઉં. (પછી નવનિધરાય ખાયછે, એટલે પેલી બીડી રૂપવંતી પણ ખાય છે. રૂપવંતી હજુ સૂધી કોઇ પણ વિવેકમાં ફસાઇ હોય એમ સાંભરતું નથી. પછી રૂપવંતીને)

**નવનિધરાય**—બીડી આધી પ્રમાણ ક્યારે કહેવાય કે આપણી મનકામના સિદ્ધ થાય અને હજાર મનુષ્યના દેખતાં ભરેભાણે ચોરીમાં એક એકને કંસારના કોળિઆ ભરાવીએ ઇત્યાદિ ત્યારે તો ખરૂં.

**રૂપવંતી**—ફિકર ના કરો, હવે તેમજ થવાનું ?

**નવનિધરાય**—હે મધૂર લચની પ્રિયા!! તમારૂં વચન સદાકાળ અમ્રત ચોઘડીઆમાં સફળ થાઓ.

**રૂપવંતી**—(ધીમેથી) મારા હૈયાના હાર, મારે કંઇ તમને સલાહ પૂછવી છે તેનો ખુલાસો કરશો.

**નવનિધરાય**—(મિઠા વચનથી) હોવે પ્રિય, તમે શું ખુલાસો કરવા માગો છો?

**રૂપવંતી**—હું જે કહેવાને ધારૂંછું, તેટલાનો ખુલાસો થાય તો પછી મારા મનમાં કોઇ શંકા રહે નહિ.

નવનિધરાય—મારાથી બનશે તેટલી વાતનો ખુલાસો ક-રીશ. પણ તમે મારી સાથે પુનર લગ્ન કરવાને બંધાઇ ચૂક્યાં છો જો ?

રૂપવંતી—તેની ફિકર નહિ. અને તે હું આપને આધિન છું, પણ તમે તમારાં માત પિતાને પેટ એકના એક દીકરા છો માટે તમારે તેમ કરવું કેમ પરવડશે? વળી જો તેમ થયું તો આ વાત તમારાં માત પિતાને કહીને કરવાની છે? ના, પણ ત-મારે તમારા માત પિતાથી છાનું નીકળી નાસવું પડશે એટલુંજ નહિ પણ સગાં સહોદર અને બહોળા કુટંબના પ્યારમાંથી નિરાળાં થઇ મારી દુખિઆરી અબળાનો હાથ ઝાલવો પડશે, અને તે એટલે સુધી કે સંસારમાં જે જોઇશું તે પૂરું કરવું પડશે તથા તમે અને હું આ વેહેમી લોકોમાંથી એક જુદોજ રીવાજ કાઢી-એ છીએ જેથી કોઇ કૂતરા આપણી પછાડી ભસ્યાજ કરશે ઇત્યાદિ ઇત્યાદિ. ઘણી તરેહનું તમારે માથે મારે સારૂં અગ-ણિત દુઃખ સહેવું પડશે માટે જો તમે હજુ સુધી એટલેથીજ બંધ રાખી જ્યાં તમે ત્યાં ને હું જ્યાં ત્યાં રહીએ તો વધારે સારૂં. પ્રથમ મારી આ એક સલાહ છે, તે આપ ધ્યાનમાં ઉતા-રશો પછી બીજું.

નવનિધરાય—તે પણ કહીજ નાખોને કે ઝટઝટ બન્ને વાતનો ખુલાસો થાય?

રૂપવંતી—વારૂ તમારી એમજ ઇચ્છા છે તો આપણે પુનર લગ્ન કરવાને તૈયાર થયાં છીએ તેની ના નહિ પણ મારી ગરીબ નું બોલવું કદાપિ અણસમજનું હશે પણ મારે જાણવું જોઇએ માટે શાસ્ત્રમાં કોઇ જગોએ એવું લખ્યું છે કે બાળ વિધવા પુનર લગ્ન કરે, વળી જો તેમ ન હોય તો આપણે કયા આ-ધારથી કરવું જોઇએ, ઇત્યાદિ, નહિતો દુનિઆમાં ઉલટું આં-ગળી દેખામણું થાય, જ્યારે તમે મને બાળ વિધવાનું અત્યંત દુઃખ સાંભળી તથા મારા પોતાના મનના વેહેમ અને મનની

પ્રતિઓ ફેરવી નાંખીને જે મેં આખરે તમારી સાથે પુનર લગ્ન કરવાને બાથ ભીડી એવું જે તમારૂં મારી સાથે ભાસ્ય તેનેહું (નવનિધરાયનાં ઓવારણાં લઇ) વારી જાઉંછું, હવે મને છેવટ એ બેજ વાતના ખુલાસા કરો એટલે આપણે ટૂંકું કરીએ.

**નવનિધરાય**—પ્રથમ વાતનો ખુલાસો એ કે તમે મને જે જે કહ્યું તે તે ખરૂં છે, મારા મા બાપથી હું દૂર થઇશજ તથા વેહેમી લોકોથી અને વેહેમી મિત્રોથી તેમજ સગાં સહોદરથી દૂર થઇ તમારી સાથે મારૂં સર્વ અંગ અર્પણ કરીશ તમે તે તરફથી બેફિકર રહો, તે વખત આવશે ત્યારે તેનો ઘાટ કોઇ જુદોજ ઘડવો પડશે અને જેથી આપણને કંઇ પણ હરકત ન થતાં ઉલટું ઉત્તેજન મળશે. સરકાર દરબારમાં અને બીજા સુધરેલા જનોમાં માન પામીશું. વળી જેમ કોઇ આચાર્ય નવોજ પંથ કાઢે છે, પછી ગમે તો તેની હજારો શાખાઓ નીકળે પણ પ્રથમ એ ચાલ કાઢનારનું નાંમ અમર રહેછે, તેમ જ હે રૂપવંતી તમારૂં મારૂં નામ સદા અખંડ રહેશે, તમે તે વાતથી નચિંત રહો. "જીવતાં પાળીશ અને મુએ બાળીશ" હું એ અક્ષર ભણેલો છું મારે પણ સરકારી ચાકરી છે, પણ "પેલા" કામ સારૂં હાલમાં ૪ મહિનાની રજા લીધીછે, રજા લીધાને એકજ માસ થાયોછે, હજુ ત્રણ માસ રહ્યા છે, તેટલામાં તો આપણું કાંમ ફત્તે થશે, અને તે "પેલી" વાત કયાંની કયાં રહેશે. બીજી વાતનો ખુલાસો એકે તમે કહ્યું કે આપણે પુનર લગ્ન કયા આધારથી કરવું, ત્યારે તેનું એમ છેકે અગાડીનો વખત અને હાલનો વખત ઘણો બારીક આવતો જાય છે, તેનું મૂળ કારણ તમને મેં આગળ કહ્યું છે કે કુસંપ, કલેશ અને બાળ લગ્ન ઇત્યાદિ પેસવાથી અસલના વખતથી ભિન્ય થઇ છેક આ કળી યુગ માં જે પ્રકારની આપણી નજરે ખામીયો દેખાય છે, તે તે ફક્ત ઉપલાજ

કારણથી છે. જ્યારે આપણા દેશમાં કોઇપર રાજાનો પગ ન હોતો એટલે ઓછામાં ઓછું હજાર, પંદરસો વર્ષની વાત પરથી આ દુષ્ટ ચાલનું મૂળ ફુટવા લાગ્યું. ત્યાર પેહેલાં હાલમાં જે જે દેખીયે છીએ તેમાંનું તે વખતે કંઇ ન હોતું. જ્યારે કંઇ ન હોતુ ત્યારે તે કાળના મહા મ્હોટા પંડીતો અને રૂષીઓ સંસાર વહેવાર સંબંધીના કાયદાઓ તે વખતને અનુંસરી બાંધ્યા હશે એટલે સર્વ જગોએ એકજ રીતથી ચાલ ચાલતો હશે એમાં શક નહિ. વળી તે વખતે પુરૂષ અને સ્ત્રીની ઉમર જ્યારે પરણાવાને લાયક થાય ત્યારેજ લગ્ન કરતા પુરૂષની ઉમ્મર વીસ યા પચીસ વર્ષની અને સ્ત્રીની સોળ યા વીસ વર્ષની હશે એટલે સ્ત્રી કરતાં પુરૂષ પાંચ યા દસ વર્ષે મોટો હોવો જોઇએ ઇત્યાદિ, લગ્ન કરવાની રૂઢીમાં મોટા મોટા રૂષીઓ એજ પ્રમાણે લખી ગયાછે. એટલા વખતમાં સ્ત્રી પુરૂષે વિદ્યા સંવાદાન કરવી વગરે ટુંકામાં હરેક જાતના સંસાર સંબંધીના કામમાં આવતા હુન્નરો શીખી લેતાં એટલુંજ નહિ પણ તેઓ ઇચ્છાવર પરણતાં જેથી ફરી પુરૂષ અને સ્ત્રીને સંસારમાં કોઇ જાતનું વધારે દુઃખ પડતું હશે એમ કહેવું અસંભ વિત છે. તે વખતના લોકો દીર્ઘાયુષ્યો અને શૂરાતનવાળા સાચા અને સદગૂણી રોગી નહિ પણ નિરોગી હતા. હાલ તેમાંનું કંઇ પણ જોવામાં આવતું નથી. હવે વિચાર કરવો જોઇએ કે સઘળા વખત કાળને અનુંસરી કહેવાય છે એમાં શક નહિ. જ્યારે તેમજ નજરે પડતું ગયું ત્યારે તે વખતના મહાવિદ્દવાન રૂષીઓ પોતાની અગમ્ય તર્કશકિત વડે પોતાના હસ્ત કૃત ગ્રંથોમાં લખી શકેજ; મને તો ફકત જેટલું યાદ છે ને જાણું છું તેમાંથી તમને સંહેજ ખુલાસો થાય વાસ્તે કહુંછું. આ પ્રમાણે પરાસર રૂષી પોતાની પરાસર સ્મૃતિમાં બાળવિધવા ને ફરીથી લગ્ન કરવા માટે લખી ગયા છે. બીજા રૂષીયો કદાપિ લખી ગયા હોય કે નહિ તે હું ખરી ખાતરીથી કહી શકતો નથી. પણ આ વિદ્વાન રૂષીના ગ્રંથ પરથી કહી શકાય છે.

(એટલે)

**રૂપવંતી**—ઠીક થયું, મારા પેટનો ખુલાસો થયો, પણ બાળવિધવા થઇ હોય અને તે પચીસ કે ત્રીસ વર્ષની થાય તો તેણે પણ ફરીથી પરણવું?

**નવનિધરાય**—ના તેમતો નહિજ હોય. પણ એમછે કે જ્યાં સૂધી બાળવિધવાને રૂતુ આવ્યું નથી ત્યાં સૂધી તથા સંસાર સંબંધીમાં કેવળ અજાણી છે તો તેને કંઇજ હરકત નથી.

**રૂપવંતી**—મેં આગળ કહ્યું છે કે મારી ઉમ્મર ૧૨, ૧૩, ૧૪, વર્ષની આણાને લાયક થઇ ત્યારે મારા સ્વામી નાથ સ્વર્ગ વાસી થયા.

**નવનિધરાય**—વારૂ ઠીક, પણ તમે ઉપલાં બે કારણથી વાકેફ હતાં કે કેમ?

**રૂપવંતી**—પ્રિય. બે કારણોથી કેવળ ભિન્ય હતી.

**નવનિધરાય**—ત્યારે શું. હવે તમને નક્કી થયું કની? વગરે એ વાત મોટી છે. કોઇ વખતે અવકાશ આવશે ત્યારે બરાબર કહીશ.

**રૂપવંતી**—કદાપિ સંસાર સંબંધીથી કેવળ અજાણીછે, પણ રૂતુદાન આવ્યું છે તો તેનું કેમ?

**નવનિધરાય**—ફિકર નહિ તેનાથી પણ પુનર લગ્ન કરી શકાય એટલે રજસ્વળા થાય એતો એક સ્વાભાવિક છે. પરંતુ તેને ખરે ખરો પુરૂષ સંજોગ થયો. નથી તો તે કેવળ તેની માએ જણી તેવીને તેવીજ છે.

**રૂપવંતી**—બરાબર. મને સમજ તો પડી પણ એમ તે કેટલી ઉમ્મર સૂધીની સ્ત્રી પુનર લગ્ન કરી શકે?

**નવનિધરાય**—ઉપલાં કારણોથી તે ખરેખર અજાણી છે, તો તેને શાસ્ત્ર પ્રમાણે ફરીથી પરણવું એવું છે.

**રૂપવંતી**—હું એક ઉંડી નજર પહોંચાડી તમોને કહું છું ને એકે કદાપિ નાની ઉમ્મરમાં સહેજ વખત સાધારણ રીતે સં-

સારમાં વાકેફ થઇ હોય તથા તેને રજસ્વળા થતી હોય અને દૈવ ગતિથી બાળવિધવા એટલે પંદર સોળ વર્ષની ઉમ્મરમાં થઇ હોય તો તે બિચારીને સંસાર સંબંધી સંતોષ ક્યાંથી થયો હોય ! વળી પુત્ર પુત્રાદિકથી કેવળ ભિન્ય છે તો તેનાથી પુનર લગ્ન થાય કે નહિ ?

**નવનિધરાય**—તમે ઘણીજ ઉંડી નજર પહોંચાડી આ સવાલ કાઢયો છે. હું મારી અકલથી એનો એટલોજ જવાબ આપું છું કે તે સ્ત્રીને સંસાર સંબંધીનો સંતોષ કે ઓર્તા પૂરો થયો નથી એ ખરૂં છે. પણ જે બાળવિધવા ઉપલાંજ બે કારણોથી કેવળ ભિન્ય છે તો તેને પુનર લગ્ન કરવાને કંઇજ હરકત નથી. પણ તમે મને જેને વિષે પૂછો છો તેવી બાળવિધવા પુનર લગ્ન કરીજ શકે એતો શક પડતું છે. કદાપિ તેને આ ચાલતા કાળને અનુંસરી એક મુકરર કાયદાસર પુનર લગ્ન કરાવે તો બને ખરૂં પણ તે સૌને સમજનું છે.

**રૂપવંતી**—મેહેરબાની કરીને તે પણ કહો.

**નવનિધરાય**—આ આપણી એકજ વાતના વાંધા છે તો એ વાત જલદી કેમ બને.

**રૂપવંતી**—સહેજ મારે જાણવું જોઇએ માટે પૂછું છું.

**નવનિધરાય**—તે હમણાં કંઇ નહિ, સૌ સારૂં થશે, પ્રથમ આ એક ચાલતી વાતનું થાય, પછી.

**રૂપવંતી**—ફક્ત મારે એટલું જાણવાનું રહી જશે જો ?

**નવનિધરાય**—ફિકર ના કરો. હાલમાં આ ટુંકા વખતમાં એ વાત પૂરી થવી મુશ્કેલ છે. ફરીથી જ્યારે ઇશ્વર તમારે મારે એકઠાં રહેવાનો વખત આણશે ત્યારે તે હું તમને નચિંતથી ખુલાસા વાર કહીશ. હું પણ યાદ રાખીશ અને તમે પણ. યાદ રાખજો.

**રૂપવંતી**—ઠીક ત્યારે, હવે નંદકોર રસોઇ કરી રહી હશે,

જરા રજા આપોતો હું તેની પાસે જઇ આવું પણ હમણા કેટલા વાગ્યા હશે ?

**નવનિધરાય**—આશરે બાર વાગવાની તૈયારી છે. તમે ખુશીની સાથે જાઓ.

**રૂપવંતી**—વારૂ પ્રીય. હું જલદી જઇને આવુંછુ.

**નવનિધરાય**—ઘણું સારૂં (એટલે રૂપવંતી નંદકોર પાસે રસોઇ ખાનામાં જાયછે. રૂપવંતીને રસોઇ ખાનામાં પેસતાં જોઇને.)

**નંદકોર**—વાહ!! બેન, જમવાને ચાલોને, રસોઇ તૈયાર થઇ છે. (એટલે)

**રૂપવંતી**—(આંખના અણસારામાં આંગળી કરીને) પેલા આવ્યા છે અને તે જ્યાં સૂધી અત્રે છે ત્યાં સૂધી મારાથી તમારી સાથે જમવા કેમજ બેસાશે, માટે તમે તથા દાદા બન્ને જણાં જમી લો હું પછી બેશીસ.

**નંદકોર**—(વિચાર કરીને) ઠીક ત્યારે, દાદા સ્નાન કરી તથા પુજા પાતરી કરી પરવારી જમવાની રાહા જોઇ વાડામાં બેઠયા છે તેમને અત્રે તેડી લાવો ને પછી તમે તમારે કામે જાઓ.

**રૂપવંતી**—વારૂ. (એમ કહી રૂપવંતી દાદા પાસે વાડામાં જાય છે ને દાદાની આંગળી ઝાલી રસોઇ ખાનામાં એક કાષ્ટના પાટલા પર બેસારે છે. રૂપવંતી જરા ઉભાં રહે છે. નંદકોર દાદાને સઘળી રસોઇ પીરસે છે, નંદકોર દાદાને જમવાને ફરમાવે છે. દાદા જમેછે, રૂપવંતી ચૂપ ચૂપ જ્યાં નવનિધરાય બેઠેલા છે ત્યાં જાય છે, રૂપવંતીને સાસભર્યાં જોઇને)

**નવનિધરાય**—કેમ કેમ, આવાં હાંફો છો?

**રૂપવંતી**—(ધીમેથી) એતો સહેજ દાદાને તથા નંદકોરને સમજાવી તથા તેઓને જમવાનું ફરમાવી તમારી પાસે આવુંછું.

**નવનિધરાય**—ત્યારે મોય મોયથી તમારે જમી લેવુતું કની?

**રૂપવંતી**—એમ કેમ બને? તમે ભૂખ્યા છો, હું જમું એ સારૂં નહિ. જો મારાપર મેહેરબાની કરી જમવા ઉઠો તો હું જમવા ઉઠું પણ આતો કેવળ ખોટું દેખાય પરોણાને મૂકી ઘરના માણસને જમવા બેસવું એ સારૂં નહિ.

**નવનિધરાય**--હું તો અત્રે સાંજ સૂધી બેશી રહીશ માટે શું તમે તેટલો વખત જમ્યા વગર ના રેહેશો? જાઓ જાઓ જમીને આવો હું બેઠયો છું, હજૂ સૂધી તમારી ચાલ ગઈ નહિ, પણ ઠીક ઠીક મને સાભરી આવ્યું? તે એકે તમે એવી રીતે ઘરમાં ઘણી વખત પેટ બાળતાં હશો તેમજ વળી અપવાસ તો કરોજ છોજ માટે હવે જો તમારે મારો હાથ ઝાલવો હોય તો આજ પછી અપવાસ નહિ કરવાનું તમે મને વચન આપો.

**રૂપવંતી**—એમ કંઈ દરરોજ બને છે? કોઇ વખતજ બને. વળી તમે જ્યારે મારા હાથનું ઘણે દિવસે પાન ખાધું છે ત્યારે લો હું તમને (હાથ ઉંચો કરીને) વચન આપુંછું કે હવેથી હું અપવાસ નહિ કરૂં પણ તેમાં એક કહેવાનું એમ છે કે આપણા હિંદુ લોકોના મુખ્ય તહેવારો ઘણા છે તે કરવા કે નહિ?

**નવનિધરાય**—કોઇ ઠેકાણે એવું તો નથી કહ્યું કે અપવાસ કરીને આતમાને દુઃખ દેવું, અપવાસ કરવાથી ધારેલી ચીજ મળે એ એક કેવળ ખોટું છે, પણ સંસારમાં રહી એક સાચી નિંટાથી ચાલવું એ સર્વોતમ છે. કોઇ હજાર ગાઉ જાત્રાએ જાય અને કહેશે કે હું મોટું તિર્થ કરી આવ્યો જેથી મારૂં પાપ ગયું કોઇ ઉંચે માથે તથા કોઇ આખો દિવસ ને રાત ઉભા રહી તથા કોઇ અનાજ નહિ પણ કંદમૂળ તથા વનસ્પતિ ખાઇ કોઇ દૂધ પી રહે અને જાણે કે મેં મોટું તપ કર્યું જેથી મારાપર ઇશ્વર રાજી રહેશે અને મારા કરેલાં અઘોર કર્મ ધોવાઇ જશે, એ એક ઢોંગ છે એથી કંઇજ થતું નથી જે કર્મ

કરીએ છીએ તે કપાળે ચોંટી રહેછે એટલે જેવું જેવું કામ તેવું તેને આ જગત વિષે ફળ મળેછે કેટલાંક કુકર્મ એવાં છે કે તર્ત કરેને તર્ત ફળને પામે તેમ કેટલાંક સત્ય સુકર્મ છે તેને પણ તેમજ ફળની પ્રાપ્તિ થાયછે. આ વિષે ખરેખર કરવું હોય તો અવણાખ્યાન નામનું પૂસ્તક છે તેમાં જુઓ.

રૂપવંતી—ઠીક છે, હું તે પુસ્તકનું નામ યાદ રાખીશ અને જોઇશ.

નવનિધરાય—સર્વ કામ સચ્ચાઇથી અને એક આફીનથી મેહેનત કરે મળેછે, તે આ તમારી અમારી પ્રીતિથી જણાઇ જાયછે, અપવાસ કરે કંઇ નહિ પણ એક સાચી દાનત હતી તો પોતાના મનનું ધારેલું મળયું અને મળશે. એ ઉપકાર શ્રી ઇશ્વરનો માનવો જોઇએ.

રૂપવંતી—તથા સ્તૂ.

નવનિધરાય—કદાપિ કોઇ વખત મનને એમજ આવ્યું કે આજતો અપવાસ કર્યા સિવાય ચાલે એવું નથીજ તો તેનું એમ કરવું કે તે દિવસે આખો દિન ભૂખ્યાં ન રહેતાં કોઇ ફરાળ કરવી અને આતમાને સંતોષ કરવો.

રૂપવંતી—ઠીક થયું, ખુલાસો સારો કર્યો છે, પણ મને સાંભરી આવ્યું કે તમે આવા સુધરેલા થઇ અગિઆરશનો અપવાસ કેમ કરોછો ?

નવનિધરાય—શું હું તમારી પેઠે કરતો, ના, પણ હું સારી રીતથી ફરાળ કરતો જેથી મારા જીવને કંઇ દુઃખ થતું નહિ. હું સમજતો હતો કે અપવાસ નહિ કરવા પણ એકાદ દિવસ અનાજ નહિ ખાતાં બીજું ખાટા તો તે પણ એકનું એકજ છે અને તેથી શરીરને કંઇ હરકત નહિ થતાં ઉલટો ખુલાસો રહેછે.

રૂપવંતી—વારૂ હું પણ હવે તેમજ કરીશ, તમે જે પોતાને સ્ત્રી મળવા માટે અપવાસ કરતા તથા હું મારા અજાણપણાથી

વિધવા થયા પછી દેહને અપવાસ કરી દુઃખ આપતી એ સૌ ખોટુંજ હશે કેમ?

નવનિધરાય—ભટ ભણેછે કે ટીપણાં ફાડે છે?

રૂપવંતી—જ્યારે તમે સ્ત્રી મેળવવાનેજ અપવાસ કરતા ત્યારે મારે કહેવું પડેછે.

નવનિધરાય—જો હું તેમજ કરૂંછું તો મારી ભૂલ છે. હવે કેમ તમે વચન આપો છો કે નહિ.

રૂપવંતી—(હાથ ઊંચો કરીને) લો વચન છે.

નવનિધરાય—(ખુશી થઇને) ઘણું સારૂં. વળી આપણી જે પ્રથમથી ત્રણ વાત ચાલતી હતી તે પૂરી થઇ.

રૂપવંતી—હાજી પેહેલી અપવાસની, બીજી ડુંગરા દૂર થકી રળિઆમણા સારા તથા તમે પાન નથી ખાતા તે તમે પાન ખાધું.

નવનિધરાય—તમે બરાબર યાદ રાખ્યું છે જેથી હું ઘણો ખુશી થાયું છું.

રૂપવંતી—હવે આપનો શો વિચાર છે.

નવનિધરાય—હાલમાં બીજું તો શું પણ તમારે કંઈ કેહેવાનું હોય તો કહો હું બડી ફજરમાં જવાનો છું.

રૂપવંતી—મેં તમને વચન આપ્યું તમે મને વચન આપ્યું એ ખરૂં છે. પણ પેલો લેખ કરી આપશો?

નવનિધરાય—મને લેખ કરી આપવાને હરકત નથી પરંતુ તેમાં ઘણું ચુંથાણું થશે.

રૂપવંતી—કંઇ નહિ એથી પક્કું થશે. લખાણું તેનું વંચાણું માટે લેખ કર્યો હોય તો કોઇ વખતે ખપનો છે.

નવનિધરાય—લેખ કરતાં વચન એ મોટું છે. આના વચનથી કરોડો રૂપીઆનો રોજગાર ચાલે છે, જ્યાં આણવિશ્વાસું કામ છે ત્યાંજ લેખ કરવો જરૂર છે. વળી લેખ કરીએ

તેમાં પરાયા આદમીની શાક્ષી જોઇએ અને ઉલટું બેથી ત્રીજે ને ત્રીજેથી ચોથે કાને વાત જાય અને છેવટ જાહેર થઇ પસ્તાવવું પડે માટે મારી નજરમાં તો એમ આવે છે, કેમ શું વિચારમાં પડયાં છો? જે હોય તે કહી દો?

રૂપવંતી—ઠીક ત્યારે આપની જેવી ઇચ્છા, પણ આ વાત મૂળદેવ જાણેછે કે નહિ?

નવનિધરાય—મૂળદેવ સહેજ ગનેસને જાણે છે. તે મારો ઇષ્ટ મિત્રછે. તમને તમારી જેટલી નંદકોર વહાલી છે અને તેનો તમને જેટલો વિશ્વાસ છે તે કરતાં હજાર દરજ્જે મને તેનો વિશ્વાસ છે. નંદકોર તો કોઇ દિવસે પણ ફૂટે પણ મૂળદેવ તો પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે તો શું? પરંતુ તે પોતાના પેટની વાત જીવતા સુધી બહાર આપે નહિ. મને તેનો પૂરો ભરોસો છે તમે તેથી બેફિકર રહો.

રૂપવંતી—ઠીક પણ હવે મૂળદેવને કંઇ મારા વિષે કહી જશો કે નહિ?

નવનિધરાય—તમે જે પ્રમાણે કહેવા ધારતા હો તે પ્રમાણે તેઓ ને તમારી સમક્ષ લાવી કહું, પછી?

રૂપવંતી—બસ, એટલુજ.

નવનિધરાય—વળી એ વિના કંઇ છે?

રૂપવંતી—(ઊંચી નજર કરીને) છેતો ખરૂં. પણ ત્યારની વાત ત્યારે છે.

નવનિધરાય—એવું કહેવું શા કામનું? જે હોય તે કહી દો, નહિ તો પછાડી તમને સંતાપશે.

રૂપવંતી—તે એકે તમે અત્રેથી જશો ત્યારે મારે તમને શી રીતે લખી જણાવવું પણ તે કંઇ કામ પડે કે યાદ આવે ત્યારે.

નવનિધરાય—હું તમને મારૂં નામ ઠામ અને ઠેકાણું ખુલાસાવાર લખી આપતો જઈશ. વળી તે કરતાં મૂળદેવ મારી તરફના વધારે વાકેફદાર છે. કદી તમે તેઓને પૂછશો તો બરાબર મદદ થઇ સલાહ આપશે.

રૂપવંતી—ઘણું સારૂં. મારી રૂબરૂ તમે તેઓને ક્યારે કરશો ?

નવનિધરાય—વળી તમે મને બરાબર કૂવામાં ઉતારવાનું કર્યું તે એકે હવે મારે અત્રેથી મૂળદેવને ઘેર ગયા બાદ બારો બાર જાત તે નહિ થતાં રાતનાં મૂળદેવને લેઇ તમારે અહીંઆ આવવું પડશે.

રૂપવંતી—(ખુશી થઇને) અહ ! એમાં શું વધારે છે ? પુરૂષ તો હજાર વખત જાય ને આવે, ફક્ત સ્રીને સંતાપ છે.

નવનિધરાય—સ્રી ને જો કાયદાથી વધારે છૂટ હોય તો ખરે ખર ધરતી પર પગ મુકે નહિ. "કહેવત છે કે ઇશકીન જુએ સાંજ સવાર ? ઇશકીન જુએ તાઢો ભાત ને ઇશકીન જુએ ધોબીનો ઘાટ," માટે એ તો એવું છે.

રૂપવંતી—તે ખરાબ સ્રીને છે સારી ચાલની સ્રીને કંઇ હરકત નથી.

નવનિધરાય—વારૂ હવે એટલેથી બસ કરવું છે ? વળી હું એક વાત કહું તે યાદ રાખજો.

રૂપવંતી—ફરમાવો.

નવનિધરાય—તે એકે તમે બાળવિધવા સ્રી છો તથા હજુ કોમળ મનનાં તથા દયા વાળાં છો જેથી તમારે મોઢેથી આ વાત તમારી બેન નંદકોર ને પણ કરવી નહિ. બીજું એકે કદાપિ હું અત્રે બે ત્રણ દિવસથી આવ જાવ કરૂંછું તે નંદકોર તથા પેલો છોટમ જાણે છે. વળી તમારાં માત અને પિતા આ

વતે રોજ બહારગામથી આવવાનાં છે, માટે તમે મારા ગયા પછી મારી પછાડી દલગીરીનાં ચિન્હ તમારા ઘરનાં કોઇ પણ આદમી આગળ દર્શાવશો નહિ, નહિ તો કાળા માથાંનાં માનવી ચાહે તે કરશે. આ સમો તરેહવાર છે તે તમે સારી રીતે જાણો છો. હજુ તમે બાળક છો, માટે મારે કહેવું પડે છે તે ખૂબ ધ્યાનમાં લેવું. તમે તેમ કરશો તો તેઓ તમને દલગીર જોઇ હજાર વિચાર આણશે અને મનમાં હજાર જાતની ગોઠવણ કરશે, કે દાળમાં કંઇ કાળું થયું ખરૂં. માટે તમારે કોઇ પણ રીતથી અખુશ ન રહેતાં ઉલટું તેની સાથે વધારે સહવાસથી અને પ્યારથી વર્તવું. વળી તેમ કરતાં કદાપિ નંદકોર કે છોટમ ફૂટયો ને ઘરમાં વાત થઇ તો આ દૂષ્ટ સમો એવો છે કે અણસમજુ મા બાપ કોઇનું દુઃખ નહિ સમજતાં છેક કસાઇ વાડ સૂધી જાય છે. માટે તેમ થયું તો તમારે મને તુરત તમને મારા લખી આપેલા ઠેકાણા મુજબ પત્ર લખી જણાવવો, અગર કંઇ વધારેજ આવી બને તો મૂળદેવ મારફત કામ કરવું, હું અત્રેથી જ્યારે મૂળદેવને ત્યાં જઇશ ત્યારે પ્રથમ તેને હું એ તરફથી સારી રીતે વાકેફ કરીશ જે કે તે તમારી વખત કવખતે બાલાશ લેશે. વળી આ પણ એક ખૂબ યાદ રાખજો કે તેમ થયું તો તમારે ખાવા પીવા વગરેનો ઘરનાં માણસોનો વિશ્વાસ કરવો નહિ પાપી માણસ ઝટ દઇ ઝેર આપી મારી નાંખતાં કે મારી નંખાવતાં બીતાં નથી. ઇત્યાદિ ઇત્યાદિ. બીજી ઘણી તરેહથી હોંશીઆરીમાં રેહવું; કેટલાંક અણસમજુ મા બાપ અને અણસમજુ ન્યાતમાં માથાંનો ચોટલો કાપી નંખાવે છે જેથી સ્ત્રીની સીકલ કેવી બેઢંગી જણાય છે? એ વગરે બીજાં બાળવિધવાને માથે અત્યંત દુઃખો નાંખેછે તેનું કારણ એકે મન શાન્ત રહે. પણ એથી કંઇ થતું નથી તેમ શરીરમાંથી કંઇ ઓછું થતું નથી વગરે ઘણી તરેહથી વિધવાને દુઃખ સહેવું પડેછે, શીવ! શીવ!! શું તેના મા બાપનો અને તેની ન્યાતીના લોકોનો જુલમ છે?

**રૂપવંતી**—આ મારા હૈયાના હાર ને કોટનાં માદળીયાં (ઓવારણા લઇને) તમે સદા સારાને દુનિઆમાં અખંડ રહો. હવે તમને મારે ફક્ત એકજ કહેવાનું છે તે તમે મને ખુલાસાથી જણાવશો.

**નવનિધરાય**—શું શું તે ?

**રૂપવંતી**—તે એકે તમે તથા હું બન્ને જણાં પરસ પરસ પુનર લગ્ન કરવાને બંધાઈ ચૂક્યાં છીએ માટે તે ક્યારે અને કેવા પ્યારથી કરવું તે કહેશો એટલે પછી તમે પણ ક્યારના ભૂખ્યા છો માટે તમે પણ મૂળદેવને ત્યાં જાઓ અને હું મારા બીજા કામમાં પડું.

**નવનિધરાય**—હાં, હવે તે ડાહ્યાં ખરાં ? એવીજ રીતે મન દ્રઢ રાખી દીર્ઘ દ્રષ્ટિથી ચાલવું.

**રૂપવંતી**—તેમ કરવાને ઇશ્વર સદા સુ મતિ આપે.

**નવનિધરાય**—તથા સ્તૂ. છેવટ તમે મને પૂછેલા સવાલ નો ઉત્તર મારા મનમાં જેવી રીતનો ધાર્યો છે તે હું આ તમને કહું છું તે યાદ રાખજો, વીસરી જતાં નહિ, પણ તે જો તમે એક કાગળમાં લખી લો તો વધારે સારૂં કે ભૂલી જવાય નહિ.

**રૂપવંતી**—હું વીસરી જવાની નથી. તેમ હું ગોલા લખું તો મારે મોઢે રાખીશ તમે તે વાતની ફિકર ના કરો અને મને કહો. (કહેછે)

**નવનિધરાય**—એમજ છે તો પ્રથમ એક મને સાંભરી આવ્યું કે તમારી અમારી વાત અધૂરીજ રહેશે તો ફરીથી જ્યારે ઇશ્વર ભેગાં કરશે ત્યારે મળી કહીશું, ત્યારે તમે મને કહ્યું કે હમણાં એવો શો વખત આવવાનો છે જે બાકીની રહેલી વાત અધૂરી પૂરી કરીશું ત્યારે મેં તમને કહ્યું કે આવતા વૈશાક મહિનામાં એટલે માસ દોઢ માસ પછી નર્મદા કાંઠે તવરાની જાત્રાં આવનાર છે માટે તમારે હરેક રીતે ત્યાં આવવું અને હું પણ તમને મળીશ માટે તે તમને યાદ તો હશે નહિ તો સંભારી કાઢો.

રૂપવંતી—(વિચાર કરીને) હા હા!! ખરી વાત તમે મને કહ્યું હતું ખરૂં પણ વખતે તેમ બન્યું નહિં તો!

નવનિધરાય—જો તેમ ન બન્યું અને ઘરમાંથી રજા મળી શકી નહિ અગર એને લગતો કોઇ પણ દાવ પેચ ફાવ્યો નહિ તો તમારે આ પ્રમાણે કરવું, કરવા બેશીએ તો સહેજ વખતમાં થાય પણ ધીરજથી સારૂં થાય છે. હવે કંઇ ઉતાવળ નથી તમારા મનથી અને મારા મનથી નક્કીજ થઇ ચૂક્યું છે, અને તે કામ ફતે થઇ જસ પામીએ એવી સ્તુતિ દિન બંધુ દયાનિધી શ્રી પરમેશ્વરની કરવી.

રૂપવંતી—હા પ્રિય સઘળું તે નાથના હાથમાં છે. હવે મને આપણા ધારેલા કામ સારૂ ફરીથી તમારે મારે ક્યાં સંયોગ થશે તે કહેશો.

નવનિધરાય—કહેવત છે કે રાત ટુંકી ને દળણું ઘણું માટે ઉપર કહ્યું છે કે તમારે તવરે આવવું, પણ તે વખતનું કહેવું મારી ભૂલનું છે. હમણાં થોડાજ વર્ષથી એ યાત્રા ગઇ છે. હજુ તેને પંદર વર્ષની વાર છે. વળી તે દર ઓગણીશ વર્ષે આવેછે ત્યારે સોરાં તો તમે અમે અરધાં ઘરડાં થઇશું.

રૂપવંતી—ત્યારે કેમ કરવું. વળી તમારૂં કહેવું પણ વાજબી છે.

નવનિધરાય—હાલમાં આ ચૈતર મહિનો જાય છે, વૈશાક બેસવાને સહેજ સાત, આઠ દિવસ છે. તાપતો કહેશે મારૂં કામ, લૂ વાશે, વાવલિયા વાશે. ઇત્યાદિ આ ઉષ્ણ રૂતુમાં અનેક તરેહની અડચણો નડશે માટે એ વખતનો કોઈ પણ યોગ ખોટો છે.

રૂપવંતી—ત્યારે બતાવો ને કે કયો જોગ સારો?

નવનિધરાય—(વિચાર કરીને) વાહ! વાહ! વાહ!!! મને સાંભરી આવ્યું કે થોડા માસ પછી એક સારો વખત આવશે.

અને ત્યાં જે કંઇ ધારીશું તે થશે કહો તો કહું પણ તે પ્રમાણે તમારે પાળવું પડશે.

રૂપવંતી—ફિકર નહિ મને કહો અને હું હરેક રીતે તમે જ્યાં કહેશો ત્યાં આવી ઉભી રહીશ.

નવનિધરાય—અરે રે!! જો આપણાં અણુસમજુ મા બાપ અને અણુસમજુ લોક જ્યારે દુરટજ છે અને બીજા કુલ પરાયા જનનું દુઃખ નથીજ જાણતાં ત્યારેજ આપણે આવી ગલી કૂંચીયો શોધવી પડેછે કની?

રૂપવંતી—હાસ્તાં વારૂં ? જ્યાં સૂધી નથી સમજતાં ત્યાં સૂધી ટકોરા બાયાજ કરવાનાં સર્વાળે સૌ જણાશે.

નવનિધરાય—તમારૂં કહેવું ખરૂં છે. હું તમને ટકો આપું છુ. વળી આપણે આ વાત ઘણી એ ટુંકી કરવાનું કરીએ છીએ પણ તેમાંથી ઉલટાં અનેક તરેહનાં પાંખાં નીકળી વધારે લાંબી થાય છે. વખત થોડો છે, એક વાગશે નંદકોર જમીને પરવારી ઉઠયાં હશે મારે પણ જવાનો વખત થયો છે તમે સવારનાં ભૂખ્યાં છો માટે હવે જે તે ટુંકુ કરવું જોઇએ.

રૂપવંતી—હાજી, આપની જેવી ઇચ્છા.

નવનિધરાય—હું તમને આ છેવટ કહિ જાઉંછું તેજ પ્રમાણે તમારે કરવું. આ વાત પૂરી કર્યા પછી તમને પ્રથમ કહ્યા મુજબ સાંજનાં મૂળદેવને લેઇને અત્રે આવીશ. પ્રથમ તમારે મારા ગયા પછી ઘરમાં સૌ માણસની સાથે પ્યારથી વર્તવું એ એક મારૂં પ્રથમ કહેવું છે. બીજું આવતા કારતગ સૂદી પૂનેમ ઉપર નર્મદા કાંઠે શુકલ તીર્થની યાત્રા આવનાર છે જેને હજુ સાત મહિના છે. તમને તથા મને અવકાશ જોઇએ તેવો મળી શકશે. ફક્ત કંઇ પુછવું પડે તો મારા લખી આપેલા ઠેકાંણા મુજબ પત્ર લખવો અગર મૂળદેવની સલાહ લેઇ કરવું હું તેને તમારી ઉપર સર્વસ્ત બિના કહી જઇશ. તમારે ત્યાં

આવવું, હજારો ગાઉના લોકો એ યાત્રા સારૂં આવે છે. મૂખ યાત્રા પણ સારી થશે એટલું નહિ પણ યાત્રામાં માત્રા પણ થશે.

**રૂપવંતી**—ઘણું સારૂં પણ એટલા મેળામાં તમારો ને મારો ક્યાં સંયોગ થશે ?

**નવનિધરાય**—શુકલ તીર્થમાં એક મારા ખરા મિત્રના પિતાનું ઘર છે અને તે ઠાકોર જેવો ગણાય છે જાતે હશીલ તથા દયાળું છે, આપણા મતને મળતો છે સુધારાનો સાથી છે, તમારૂં મારૂં કામ આગળ રહીને કરે એવો છે. મને તેનો પૂરે વિશ્વાસ છે. જાતે રજપૂત છે, ત્યાં કશી હરકત પડશે નહિ, માટે ત્યાં આવવું હું તેનું તમને નામ ઠામ અને ગામ લખી આપું મને જરા કાગળ ખડીઓ આણી આપો છો ?

**રૂપવંતી**—હા પ્રિય. (એટલે ખુશી થઇને રૂપવંતી પર સાળમાંના એક ગોખલામાંથી ખડીયો કલમ અને કાગલ લાવી આપે છે નવનિધરાય તે લેછે એટલામાં)

**નવનિધરાય**—(રૂપવંતી સામું જોઇને) હું આ કાગળમાં લખુ તે તમે જુઓ, (રૂપવંતી જુએ છે ને નવનિધરાય નીચે પ્રમાણે લખે છે) "શુકલ તીર્થના પોલીસ પટેલ ઠાકોર સાહેબ રણુસિંહ વિજય સિંહ, ઠેકાણું રજપૂત વાડ." (એ પ્રમાણે કાગલ લખી આપી રૂપવંતી ને આપે છે પછી)

**રૂપવંતી**—(તે વાંચીને) એતો મેં વાંચ્યું; મારી પાસે રાખી મૂકીશ પણ કદાપિ તમારા કરતાં હુંજ વહેલી જઇ પહોંચી તો તેઓ મને શા પીછાણથી ઓળખશે, વળી તે પૂછે તો હું શું કહું.

**નવનિધરાય**—અહિંથી જઇને થોડા દિવસ પછી હું ત્યાં જઇશ અને હું તેને કહી આવીશ કે હું આવતી શુકલતીર્થની યાત્રામાં આવનારછું. વળી હું તેને એમ પણ કહીશ કે તમારૂ નામ ઠામ અને ઠેકાણું કોઇ વિધવા સ્ત્રી નામે ફલાણી ફલાણી

બાઇ તમારે ત્યાં આવે તો તમારે તેની બાલાશ રાખવી તથા ઘરમાં કાકી સાથે સુવા બેસવા વગેરેનું રાખવું ઇત્યાદિ ઇત્યાદિ. તમને કંઇ હરકત નહિ પડશે તેમ કરીશ, પણ હું તમારો પેહેલો ૩, ૪, દિવસ અગાડી જઇશ અને તમને બોલીશ. આ પ્રમાણે હું તેને કહીશ. વચ્ચે તમે તથા હું પત્ર દવારા એ સમાચાર જણાવતાં જઇશું મુદત સર તે જગોએ હાજર થઇ શું. પછી ત્યાં તે ઠાકોર સાહેબને આપણી ખુલાસા વાર વાત કરીશું. ઠાકોર આપણને જોઇતી હરકોઇ મદદ કરશે અને પુનર લગ્ન સંબંધી જે જે કંઇ જોઇશું તે તે સઘળું તે આણી આપશે. તમારે કોઇ તરફથી ફિકર નહિ કરવી; જેવો જોઇએ તેવો ત્યાં વાજતે ગાજતે ઓર્તો પૂરો થશે. સરકારમાં આપણી વાત જાહેર કરીશું. એટલુંજ નહિ પણ ચાર સારા સુધરેલા વિદવાન પુરૂષોને અગાડીથી લખી જણાવીશું એટલે તેઓ આપણને મદદ કરશે એટલુંજ નહિ પણ વખતે આવી હાજર રહેશે.

**રૂપવંતી**—તે ખરૂં પણ આપણે એવી વાત એવા આબરૂદાર માણસને કેમ લખી જણાવાય?

**નવનિધરાય**—અગાડી તમને કહ્યું છે કે એઓ સુધારાના મૂળ છે, વળી તેમાંના કોઇકતો પુનર લગ્ન કરી પણ ચૂક્યા છે. ઇત્યાદિ. કેટલાક એવાં કામ થવાને સરકાર દરબારમાં રાત દિવસ લખ્યાજ કરે છે તેઓ તરફથી એક ઝાહેર ખબર પણ નીકળી ચૂકી છે તેમાં એવું જણાવ્યું છે કે જે કોઇ પુનર લગ્ન કરવાને ખુશી હોય તેણે પોતાનું નામ ઠામ અને જગો લખી જણાવવી આ પ્રમાણે છે તો આપણને તેઓને લખવાને કંઇજ હરકત નથી. હમણાં કંઇ લખવું નથી પરંતુ આપણી મુદતને થોડા દિવસ રહેશે ત્યારે.

**રૂપવંતી**—ઠીક છે, તમારી જેવી મરજી. હું તો તમે જેમ કરશો તેમ કબૂલછું. પણ તમે જયારે તેઓને આપણી ગોઠ્ઠ

વાત લખવાને હિમ્મત ધરો છો ત્યારે તમે પોતાનુંજ નામ લખી જણાવશો કે મારૂં વળી લખવું પડશે?

નવનિધરાય—બન્નેનું લખવું પડશે અને તે જ્યારે લખીશું ત્યારે તમોને હું એક પત્રમાં લખી જણાવીશ તે પ્રમાણે તમારે એક કોરા કાગળમાં તે કાગળ નીચે ફક્ત સહી કરી મને મોકલી દેવો.

રૂપવંતી—ઘણું સારૂં.

નવનિધરાય—બસ ત્યારે? હવે આપણે સર્વે વાતે પરવારી રહ્યાં છીએ ફક્ત સાંજનાં હું અત્રે મૂળદેવને તમારી સમક્ષ કરવાને તેડી લાવીશ બાદ સહેજ વાત ચિત કરી વધારે વાર નહિ બેસતાં હું મૂળદેવ સાથે તેઓને ઘેર જઇશ અને રાતનાં ત્યાંજ રહીશ પછી બડી ફજરમાં ઉઠી જે ગામ મારાં માત પિતા તથા મનસુખરામ ગયા છે ત્યાં જઇશ ત્યાંથી મારે ઘેર કૈલાસ પૂરી જઇશ થોડા દિવસ ગયા પછી પ્રથમ એક હું મૂળદેવને સાધારણ તરીકે લખી જણાવીશ જેથી તમારી તરફની મને તે ખબર અંતર પહોંચાડશે.

રૂપવંતી—તે તો ખરૂં પણ કદાપિ મારેજ તમોને અચાનક લખવું પડયું તો?

નવનિધરાય—લાવો પેલા ખડીઓ કલમ. (એટલે રૂપવંતી ખડીઓ કલમ નવનિધરાયની નજીક મૂકે છે, નવનિધરાય પોતાના ધગ્રવામાંથી કોરો કાગળ કાઢી તેમાં પોતાનું ઠેકાણું લખી આપે છે. પછી નવનિધરાય રૂપવંતીને લખી આપેલું નામ ઠામ ઠેકાણું વાંચી બતાવવાને ફરમાવે છે એટલે)

રૂપવંતી—(ખુશી થઇને આ પ્રમાણે વાંચેછે) કૈલાસ પૂરી મધ્યે કંચનની પોળમાં નવનિધરાય કાશીવિશ્વનાથ.

નવનિધરાય—બરાબર છે તમે તમારી પાસે રાખો. જો જો ખોવાઇ ન જાય?

**રૂપવંતી**—બોવાઇ તે કેમ જાય, એતો જ્યાં જઇશ ત્યાં મારી સોડમાં ને સોડમાં રાખીશ.

**નવનિધરાય**—વારૂં હવે મને રજા છે?

**રૂપવંતી**—(આંગળી કરીને) પેલી નંદકોરને મળવું છે? અને હમણાં કેટલા વાગ્યા હશે?

**નવનિધરાય**—મળવું કંઇ નથી તે તેના કામમાં રોકાયલી છે ને વખતે પૂછે કે પેલા આવ્યા હતા તે ક્યાં ગયા ત્યારે કહેવું કે જ્યાં આવ્યા હતા ત્યાં ગયા. વળી રાતનાં હું કેટલે વાગે આવું?

**રૂપવંતી**—આજરોજ તમે આવવાના છો તેથી સાંજનું વાળું અમે જલદી કરીશું અને દાદાને તથા નંદકોરને તેને બીછાને સુવરાવી હું મારી પેલી ખાનગી મેડી પર બારીએ મોં ડોકાવી તમારી વાત જોઇ બેશીશ. તમે બરાબર આઠ વાગે આવજો હું તમને જોઇ બારણું ઉઘાડીશ.

**નવનિધરાય**—ઠીક છે, હવે મને રજા આપો કે જલદી જાઉં તો જલદી અવાય.

**રૂપવંતી**—એમજ ઇચ્છા છે તો સારૂં. (એટલે નવનિધરાય ઉઠી ઉભા થાય છે. રૂપવંતી તેમને બારણા સૂધી વળાવવા જાયછે, પણ ખડકીમાં જતાં રૂપવંતી નવનિધરાયનું અંગવસ્ત્ર ઝાલીને)

## ગીતિ.

તમ શાણા જાશો, જ્યારે મુજને મૂકીને અહિંથી;
તવ એક પલક મુજને, થાશે તે એક વર્ષ ષટ્ જહિંથી. ૧

વળી મન મોહન માળા, તે થકી અદકા આપ તણા ચાળા;
તેને હું રહી મોહી, કેમ ન વાગે હવે પ્રેમ ભાલા. ૨

(એ સાંભળીને)

**નવનિધરાય**—(પોતાના ખરા હેતથી) તમે તલમાત્ર ફિકર ના કરો. જો તમારૂં મન જેની સાથે પૂર્ણ ભાવે છે તો તમારી સાથે સામા ધણીનું કેમ નહિ હશે? અલબત વધારે સમજવું. વળી મેં મારે મુખેથી તમોને જે જે વાતનાં વચન આપ્યાં છે તે તે સઘળાં મારી તરફનો પૂરો વિશ્વાસ રાખી ખરાંજ સમજવાં. આ દુનિઆમાં કેટલાક પુરૂષો અને કેટલી સ્ત્રીઓ અખી બોલાને અખી ફોક કરે તેમ નહિજ સમજવું. એક હાથે તાળી પડતી નથી તેમ આ આપણો અચાનાક સમાગમ થયો છે, એક જણાની ખુશીથી કંઈ કામ થતું નથી બન્નેની ખુશી હોય છે ત્યારે હરકોઇ કામ થાય છે. ફક્ત હું આ તમને જતી વખતે સહેજ કહું છું તે તમારે તમારા મન સાથે સાચુ માની લેવું મનમાં શંકા લાવવી નહિ, કોઇનું કહેવું માનવું નહિ, ઇશ્વરે પોતાને વિચાર કરવાની શક્તિ આપેલી છે, માટે સુમતિથી વર્તવું. હવે મને જવા દો શાને સારૂ છેડો ઝાલી રહ્યાં છો? નાદાની ના કરો, હું તમારો ને તમે મારાં નક્કી થઇ ચૂક્યાં છીએ. હવે ફક્ત લોકિકથી ઝાહેર થવાનું છે, માટે તે રહ્યું છે તે થઇ રહ્યા પછી ઇશ્વર કરશે ને આપણી દાનત સાફ હશે તો આપણે આપણા ગજા પ્રમાણે એક રાજાના જેવું સુખ માની લેઇશું, સંસારી થઇશું ઇત્યાદિ. હવે મને જવા દો. (પછી રૂપવંતી જરા ગાભરૂ ગાભરૂ મોં ને કંગાલ ચેહેરો કરી નવનિધરાય સામું જુએ છે, તેમ નવનિધરાય રૂપવંતી સામું ઊંચુ નીચુ જુએ છે આવી રીતે એક બીજાં કોઇ કોઇને બોલતાં નથી પાંચેક મિનિટ પછી)

**રૂપવંતી**—(આંખમાં આંસુ આણીને) વારૂ આપણી એવીજ ઇચ્છા છે? ઠીક જઇ આવો.

**નવનિધરાય**—(રૂપવંતીનો સુંદર વિવેક ભાવ અને પ્રીતિ જોઇ પોતાના જમણા હાથે પ્યાર લાવી બરડો ઠોકીને) ફિકર ના કરો. હું મારા કહ્યા પ્રમાણે મૂળદેવને ત્યાં જમી પરવારી

રાતના આઠ વાગતાં મૂળદેવને લેઇને આશીશ કોઇ વાતે દલગીર થવું નહિ, હિમ્મત રાખવી હું તો તમને સાબાશી આપુછું કે તમે મારી સાથે પોતાનાં અણસમજુ મા બાપને તથા તેવાજ લોકોને દૂર કરી કેટલી હિમ્મત ધારી છે? કંઇજ ડરવું નહિ, જ્યારે વહાણમાં બેશી સમુદ્ર તરી મુસાફરી કરવાને નીકળયા છીએ ત્યારે રસ્તામાં હજારો હરકતો નડે પણ તે સારૂં શું પાછું ફરવું? પાછુ ફરીએ તો ઊલટાં નહિ ત્રણમાં ને નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં રહીએ ને વળી લોકમાં અપકીર્ત્તિ લેઇ દુખી થઇએ, ઇશ્વરની સ્તુતી કરવી ને એકાકીન રાખવું ને હિમ્મત રાખવી જેથી ધારેલું કામ ફતે થાય છે. આવી રીતે તમને આ ટુંકા વખતમાં દાખલા આપવાના બહુ છે પણ જો તમારા વાંચવામાં તો આવ્યું હશે કે પેલો કોલંબસ જેણે નવી દુનિઆ શોધી કાઢી એ બિચારો હોંશીઆર અને વિદ્યા ભણેલો ખરો પણ ઉપલી બાબત જેને કહેતે તેનું કોઇ સાચૂ માને નહિ. પણ હિમ્મત ધરીને જ્યારે તે મ્હોટો સમુદ્ર તરીને ગયો ત્યારે તેને નવી ભૂમિ માલમ પડી એ બિચારાને રસ્તામાં ઘણાં ઘણાં દુ:ખ પડયાં; ખલાસી તેને દરિઆમાં નાંખી દેતા હતા. આખરે તે ઘણો હિકમતી તથા ચંચળ અને હિમ્મતવાન પુરૂષ જેથી એવા સંકટોમાં મૂર્ખ ખલાશીયો ને સમજાવી ફતે પામ્યો અને આજે તેને સઘળા લોકો સંભારે છે કે જેણો આખો મ્હોટો અમેરિકા ખંડ શોધી કાઢયો એ શુ નાની સૂની વાત છે? જો એણે પોતાની હિમ્મત છોડી દીધી હોત તો તેમાંનું કશુંએ દેખત? કંઇ નહિ, માટે હવે જેતે આપણે આપણા ધારેલા કામમાં ફતે પામવાને હિમ્મત ધરવી અને ઇશ્વરની સ્તુતિ કરવી. (ઉંચુ જોઇ મોટેથી) કેમ હવે મને જવા દોછો.

રૂપવંતી—વારૂં જઇ આવો. (પછી નવનિધરાય જાયછે ને રૂપવંતી બારણું બંધ કરી ઘરમાં જ્યાં નંદકોર છે ત્યાં આ-

S

વે છે, નંદકોર તથા રૂપવંતી જમવામાં રોકાય છે, અજીઠાં વાસણ કુસણ સાફ કરી પોત પોતાની પથારી કરવામાં રોકાય છે. ઘરડા દાદા કામનાથ ડોસાને રૂપવંતી વાળું કરાવી તેઓને તેમની પથારીમાં લેઇ જઇ સુવારે છે. સાંજના આશરે છ સાડા છ નો અમલ વિત્યા પછી રૂપવંતી તથા નંદકોર પોત પોતાને ઠેકાણે સૂવાને જાય છે)

# પ્રકરણ ૧૪ મું.

**સ્થલ**—મૂળદેવનું ઘર તેમાં મૂળદેવની એક ખાનગી મેડી.

**મૂળદેવ**—તથા **નવનિધરાય** નો સંવાદ.

**મૂળદેવ**—(નવનિધરાયને ઘરમાં આવતા જોઇને ધીમેથી કહેછે) ચાલો પેલી મેડીપર હું જરાવાર પછી આવું છું.

**નવનિધરાય**—ઠીક વધારે વાર કરતામાં (પછી નવનિધરાય તે મેડીપર જાયછે તેમ મૂળદેવ તેના ઘરમાં કોઇ કામમાં રોકાય છે, દસેક મિનિટ થયા પછી)

**મૂળદેવ**—(એક ઝપાટાબંધ મેડીપર જઇ નવનિધરાય ને) કેમ ભાઇ શા સમાચાર છે. વળી તમે જલદી આવ્યા તેથી હું ઘણો ખુશી થયો છું તમને ભૂખ તો લાગી હશેજ, હવે કંઇ પણ વાર નથી. રસોઇયો રસોઇ કરી રહી આપણાં કોઈ સગાં કુટુંબીને તેડાં કરવા ગયો છે, તે આવે એટલે આપણે સ્નાન કરી ફક્ત જમવાનેજ બેસીએ.

**નવનિધરાય**—ભાઇ તમે ફિકર ના કરો. હમણાં બારપર બે વાગ્યા છે તમારાને મારા કરાર પ્રમાણે હું બે કલાક જલદી આવ્યો છું તેનું કારણ તમને પછીથી કહીશ.

મૂળદેવ—નારે ભાઇ ના, હમણાં કહો.

**નવનિધરાય**—સાંભળો તમારે અહીંથી રૂપવંતીને ઘેર ગયો અને રૂપવંતી એ મને જમવા વગેરેના ઘણા કાલા વાલા કર્યા પરંતુ તમારે અહીંઆં મારે જમવું જેથી ત્યાં કેમજ બે-સાય. વળી ત્યાં તેઓની જોડે કેટલીક વાત ચિત્ત કરી. રૂપવંતી એ મને એ વિષે ઘણોજ આગ્રહ કર્યો પણ જમવાતો બેઠયોજ નહિ કની?

**મૂળદેવ**—સહેજ કંઇ હાજરી દાખલ તો કર્યુંજ હશે એમાં શક નહિ કારણ કે રૂપવંતી ને ઘેર તમે સવારના ગયેલા તે શું તમને બાર પર બે વાગ્યાં સુધી મોં ભણી નહિ કરાવે એ એકં મારા ધાર્યામાં આવતું નથી.

**નવનિધરાય**—હું ત્યાં રસોઇ જમ્યો નથી ફક્ત ઉપર ઉપરથી હાજરી દાખલ કર્યું હશે, કેમ તમને ગમ્યું કે નહિ?

**મૂળદેવ**—વીહવાથી વડુ શું? હું ખુશી થાઉંછું પણ હવે ત્યાંથી પરવારીને આવ્યા કે કંઇ બાકી રાખ્યું છે.

**નવનિધરાય**—એ બધી વાત કરવાને વખત ઘણો જોઇશે માટે નીચે જવાની કેટલી વાર છે તે જોવું જોઇએ.

**મૂળદેવ**—પ્રથમ તમે આવ્યા ત્યારે મેં તમને કહ્યું કે રસોઇયો રસોઇ કરીને આપણાં સગાં વહાલાં ને જમવાને તેડવા ગયો છે. ને તે તેડીને આવે કે આપણે જમવાની સોઇ કરીએ.

**નવનિધરાય**—હા હા!! મને સાંભર્યું, ફિકર નહિ પણ તેટલા વખતમાં હું તમને રૂપવંતીના ઘરની વાત કરવા ધારૂંછું તે થશે ખરી?

**મૂળદેવ**—હજુ એક કલાક લાગશે, શું તેટલા વખતમાં તમે મને વાત નહિ કહી શકાશે? એટલા વખતમાં તો જે ધાર્યું હોય તે થાય. બે ફિકર રહો?

**નવનિધરાય**—જ્યારે તમે છાતી ઠોકીને કહો છો ત્યારે લો હું તમને કહુંછું તે એ કે મારે ને તેમને પ્રથમ આ

પ્રમાણે વાત ચિત્ત થઇ "રૂપવંતી ને ત્યાં ગયો રૂપવંતી એ મને સારી રીતે માન આવકાર દીધો તથા તેમણે મને જમવાને સારૂ ઘણોજ આગ્રહ કર્યો પરંતુ હું ત્યાં જમવા બેઠ્યો નહિ. વળી અત્રેથી મારે ગામ જવાને આવતો રોજ છે એમ જાણી રૂપવંતીએ ઘણી દલગીરી બતાવી પછી તેમણે મને જણાવ્યું કે તમારા ગયા પછી તમે મને પત્ર લખશો કે નહિ વગરે મેં તેમને કહ્યું કે તમે કોઇ પણ વાતની ફિકર ના કરો મારા પરમ પ્રિય મિત્ર મૂળદેવને હું મારી હકિકત લખીશ તેમાં તમારી પણ ભલામણ લખીશ. વળી તેમણે મને પૂછ્યું કે આપણે જે વાત કરવા ધારેલી છે તે મૂળદેવ જાણે છે કે નહિ તો મેં તેમને કહ્યું કે મૂળદેવ થોડું ઘણું જાણે છે અને તેઓ જાણશે તેની જરા ફિકર નથી. એટલી વાત થયા પછી મને રૂપવંતીએ કહ્યું કે તમે મૂળદેવને ત્યાં જમવા જાઓ છો તેની ના નહિ પણ તમે તેમને ઘેરથી પરવારી મૂળદેવને સાથે તેડીને આવજો આ" પ્રમાણે વાત ચિત્ત થઇ હતી.

મૂળદેવ—તમારી સાથે મારે આવવાનું વારે ઘડીએ શું પ્રયોજન છે?

નવનિધિરાય—ભાઇરે એતો એમ છે કે મારા ગયા પછી રૂપવંતીને મારી ખબર કંઇ વારંવાર મળે, અગર તેઓ કદાપિ પેલી (પુનર લગ્ન કરવાની) વાતમાં કંઇ પૂછવું પડે માટે તમે તેઓને ઘેર જતા આવતા છો તેથી તેઓની તમે સંભાળ લો ઇત્યાદિ તમે મને તેનો જવાબ લખો ને હું તમને તેનો ઉત્તર લખું તે તમે રૂપવંતીને કાને નાંખો. આ પ્રમાણે એઓ મારી સાથે પુનર લગ્ન કરવાને નક્કી કોલવચન થયેલાં છે માટે રખેને તેઓને ઘેર તેમની બેન નંદકોરને પેલા છોટમ ચાકર તેમજ વખતે શહેરીનાં કોઇ પણ માણસને કાને વાત વાયે ઉડી અગર ઉપલાં માણસથી જાહેર થઇ તો રૂપવંતીને તેનાં મા બાપ તરફથી ઘણી હરકત પડે અને ધારેલા કામને હરકત ન થાય માટે તમોને

વચમાં નાંખ્યા છે. તમે મારા ઇસ્ટ મિત્ર છો સુધારાના સાથી છો માટે આજ રોજ તમારા આગળ પૂરે પૂરો પડદો ફોડું છું તે ધ્યાનમાં લેશો અને તમે જમી પરવારી મારી સાથે ત્યા આવશો, કેમ તમને ગમ્યું કે નહિ?

મૂળદેવ—એમ કહોને ત્યારે કે પોતાનીજ ગરજ છે.

નવનિધરાય—હું તો તમારો મિત્ર એટલે તમે ગમે તેમ માની લો પરંતુ રૂપવંતીની ખાતર એક મોટા પર્માર્થ પરોપકારનું કામ છે.

મૂળદેવ—ઘણુ સારૂં. પણ તમે બન્ને જણાં પુનર લગ્ન કરશો તેની ના નહિ હું ખુશી છું પરંતુ તે ક્યારે ને ક્યાં વગેરેની જોગવાઇ કરી રાખી છે?

નવનિધરાય—હાજી જોગવાઇ કરી રાખી છે, અને તે હું તમને પત્ર દ્વારે સમાચાર લખીશ તો પણ આ તમને તેમાંનુ કેટલુંક જણાવું છું તે એ કે હમણાં વૈશાખ માસ જાય છે. ઉનાળુ કટીબંધ પુરો થયો, કાર્તક માસમાં શુકલ તીર્થની યાત્રા આવે છે ત્યાં એક મારા રજપુત મિત્રને ઘેર ઠાઠ રચ્યો છે. તેટલા વખતમાં તમારે કાનેથી કોઇને કાને વાત ન જાય તથા રૂપવંતી ને હિમ્મત આપવા તેમજ હું તમને તે વિષે જે જે બિનાનો પત્ર લખું તે તે હકિકત તમારે રૂપવંતીને જણાવી; તેનો ઉત્તર લેઇ મને તમારે તસદી લેઇ મેહેરબાનીની રાહે મને તમારે કાગળ લખવાને ચૂકવું નહિ.

મૂળદેવ—ઘણું સારૂં પ્રિય.

નવનિધરાય—વારૂં કંઇ એ વિષે તમારે મને પૂછવું છે. બીજું તમે તથા હું બન્ને જણા તેઓને ત્યાં જઇશું ત્યારે તેઓને હિમ્મત આપવા તથા તેઓને સારૂં લાગે અને કોઇ વાતથી આળસ ન રાખે વગરેની એકાદ સુંદર કવિતા બનાવી જઇ તેઓની રૂબરૂ વાંચી આપી હોય તો ઘણું સારૂં; કેમ તમને એ વાત ગળે ઉતરે છે.

**મૂળદેવ**—તમારી વાતને હું ટેકો આપુંછું પણ મને તો કવિતા બનાવતાં નથી આવડતી માટે જો તમે મને બનાવીને એક કાગળમાં લખી આપો તો આપણે જ્યારે ત્યાં જઇએ ત્યારે તેઓની રૂબરૂ વાંચી સંભળાવાય.

**નવનિધરાય**—ઠીક છે, મને થોડો કાગળ ને સુખડપેન આપશો.

**મૂળદેવ**—હા પ્રિય. (એટલે મૂળદેવ નવનિધરાયને લાવી ને આપે છે) તમે લખો જમવાને અડધો કલાક વાર છે. હું ધારૂંછું કે તેટલા વખતમાં તમે બનાવી તૈયાર કરશો.

**નવનિધરાય**—ઠીક છે, પ્રભુને આશરે છીએ. હાલમાં તમે મારી પાસે બેસો છો કે નીચે જાઓ છો.

**મૂળદેવ**—હું નીચે જમવાની સોઇ કરવા જાઉંછું. ક-વિતાનું એવું કામ છે કે કોઇ પરાયું આદમી પાસે હોય તો કવિતા બરાબર થાય નહિ.

**નવનિધરાય**—વારૂં ભાઇ ખરૂં છે. (એટલે મૂળદેવ નીચે જાય છે ને નવનિધરાય કાગળ તથા સુખડપેન લેઇ કવિતા બ-નાવે છે. અરધો કલાક થયા પછી)

**મૂળદેવ**—(નીચેથી આવી નવનિધરાયને) કેમ ભાઇ તમે તમારૂં કામ પૂરૂં કર્યું.

**નવનિધરાય**—હાજી લો તૈયાર છે વાંચો. (એટમે)

**મૂળદેવ**—કંઇ નહિ હમણાં તમારી પાસે રાખો પણ લાવો જોઉં (હાથમાં કવિતાનો કાગળ લેઇ મનમાં વાંચીને) ઘણી સરસ ને જુગતે જુગતી કવિતા બનાવી છે ચાલો હું મારી પાસે રાખુંછું તમે નીચે ચાલો જમવાને બેસીએ.

**નવનિધરાય**—(માથું હલાવીને) ચાલો ત્યારે (એટલે બ-ન્ને જણાઓ નીચે જમવા જાય છે.) જમી પરવારી રાતના આ-શરે પોણાઆઠ વાગ્યાના સુમારમાં બન્ને જણાઓ રૂપવંતીને ઘેર જાય છે)

# પ્રકરણ ૧૫ મું.

## સ્થલ—રૂપનાથ કામનાથનું ઘર તેમાં રૂપવંતીની ખાનગી મેડી.

**રૂપવંતી—નવનિધરાય—મૂળદેવ—એ ત્રણે જણનો સંવાદ.**

**રૂપવંતી**—(રાજ માર્ગપર પોતાની ખાનગી મેડીએ ડોકું કાઢી બેઠેલાં છે તેઓ નવનિધરાય ને તથા મૂળદેવને વેગળેથી આવતા જોઇ ઝટ ઝટ દાદરો ઉતરી નીચેનું બારણું ખોલી પડદા ભેર ઉભાં રહેછે ને નવનિધરાય તથા મળદેવને છેક બારણા પાસે આવતા દેખી) આવો સાહેબ પધારો. (એટલે બન્ને જણા ઘરમાં પેસેછે રૂપવંતી બારણું દે છે ને પછી ત્રણે જણાં મેડીપર ચઢે છે. પછી)

**નવનિધરાય**—(રૂપવંતીને) કેમ મિજાજ ઠેકાણે છે કે નહિ? વળી તમને અમારા તરફથી વારે વારે તસદી લેવી પડે છે એ સારૂ નહિ. હવે જે તે આપણી વાત પૂરી તો થયેલા છે. પરંતુ આ મૂળદેવને તમારી રૂબરૂ લાવ્યો છું હવે તેઓને તમારે જેમનું પૂછી લેવું હોય તેમનુ પૂછી લો.

**રૂપવંતી**—વારૂં સાહેબ. (એટલે રૂપવંતી પાણી આરા ઉપરથી પાણીનો ગટ તથા પાન સોપારી ઇલાયચી વગેરેની સુંદર રકાબી લાવી નવનિધરાયને મૂળદેવની નજીક મૂકેછે એટલે)

**નવનિધરાય**—વારે ઘડીએ તમે તસદી ના લો. તમે જાણો છો તો ખરાં, તમારા વિવેક આગળ અમે જાંખા પડીએ છીએ તેમજ તમારો વિવેક અને આગ્રહ બેહદ છે.

**રૂપવંતી**—મારાથી તમ સરખુ કંઇ પણ થયું નથી. તમે સારા માણસ છો તે મોઢેથી વધારીને મિઠાશ કરો છો.

**નવનિધરાય**—એમ તે હોય. જે દેખીતું ને જાણીતું છે તે તમારી અમારી રૂબરૂ છે કંઇ છાનું નથી.

રૂપવંતી—કેમ તમે બન્ને જણા જમી પરવારીને આવ્યા કની?

નવનિધરાય—હા.

રૂપવંતી—(મૂળદેવને) સાહેબ આપને તસદી તો પડશે પણ તમારે બન્ને વાસ્તે બીડી કરો.

મૂળદેવ—શા સારૂં બન્નેને વાસ્તે? ને તમે કોરાંને ને કોરાં કે?

રૂપવંતી—હું તો સદા કોરીજ છું.

મૂળદેવ—(હશીને) કોરામાંથી લીલાં થવાનો વખત હવે નજીક આવે છે.

રૂપવંતી—વારૂં સાહેબ. આપની જેવી મરજી તમારી નજરમાં જેમનું આવે તેમનું ખરૂ.

મૂળદેવ—તમારા અમારા ત્રણેમાંથી કોઇ ખોટું કહી શકશે વારૂં ?

રૂપવંતી—(એ સાંભળી નીચું જુએ છે ને)

મૂળદેવ—(પોતાના ખઝવામાંથી કાઢીને) લો આ કાગળ.

રૂપવંતી—શેનો કાગળ છે. લાવો (એટલે મૂળદેવ તેમને કાગળ આપે છે, રૂપવંતી દીવા નજીક જઇ જુએછે ને) મને ઉકેલવો મુસ્કેલ પડશે સબબ સુખડપેનશી લખેલો છે.

મૂળદેવ—જરા નજર ઠરાવીને વાંચોને.

રૂપવંતી—(નવનિધરાય ને) લો સાહેબ આપજ વાંચવાને તસદી લેશો. જોઉં તો ખરી કે એમાં શું છે? (એટલે)

નવનિધરાય—(મૂળદેવને) જરા તમેજ વાંચી સંભળાવોને.

મૂળદેવ—તમારી બન્નેની એમજ મરજી છે તો લો હું વાંચું પણ મને આ પાનની બડી કરી લેવા દો.

નવનિધરાય—ઘણું સારૂં. (એટલે મૂળદેવ પાનની બડી કરે છે. પાનની બીડી કરીને)

**મૂળદેવ**—(રૂપવંતીને) લો આ પાનની બીડી ને રકાબી.

**રૂપવંતી**—સૌને આપો ને.

**મૂળદેવ**—એમ કેમ થાય પોતજ આપો. (એટલે)

**રૂપવંતી**—(મલકતે મૂખે પેલી સુંદર રકાબીમાંથી પોતાના કોમળ હાથથી પાનની બીડી લેઇ પ્રથમ નવનિધરાયના સામું જોઇને) લો સાહેબ (એટલે)

**નવનિધરાય**—લાવો.

**રૂપવંતી**—(મૂળદેવને) લો સાહેબ. (એટલે મૂળદેવ પાનની બીડી લેછે ને)

**મૂળદેવ**—આ ત્રીજી રહી તે તમે ખાઓ.

**રૂપવંતી**—એકદમ મારાથી કેમ ખવાય (મૂળદેવને આંખના અણુસારામાં) આ તમારા ભાઇ ને તમે પેહેલા ખાઓ તો હું ખાઊં.

**મૂળદેવ**—(નવનિધરાય સામું જોઇને) ચાલો આપણે ખાઓ (એટલે બન્ને જણા પેલી પાનની બીડીયો ખાયછે તેમ તુરતજ રૂપવંતી પણ ખાય છે પછી)

**નવનિધરાય**—(રૂપવંતીને) કેમ હવે ખુશી થયાં.

**રૂપવંતી**—તમે ખુશી તો હું સદાએ ખુશી તમે દુખી તો હું સદાએ અધિક દુઃખી.

**નવનિધરાય**—(મૂળદેવને) હવે પેલું રૂપવંતીને વાંચી સંભળાવશો.

**મૂળદેવ**--હા ભાઈ લો વાંચુ. (એટલે મૂળદેવ નીચે પ્રમાણે વાંચે છે)

## રાગ સોહેણી આશાવરી

સહી—આવ્યો શિઆળો કેમ રાત જાએ,
 મુજને અરે ઘર ખાવા રે ધાએ, ટેક.

બલી હારી છે રૂપવંતી સ્ત્રી તમને,
પૂરણ ભાગ્યે કર્યા ખુશી અમને ટેક.
ધન્ય ધન્ય હિમ્મત તારી કહું છું,
વહેમીલા લોકોથી દૂર રહું છું.
ધન્ય ધન્ય દુઃખ ઘણું વેઠયું છે પણ,
પ્રેમ મગનમાં રહો હવે એ જણ. બલી ૧
વિવેક સુંદીર ભાવ તમારો,
તેની આગળ નહિ કાંઇ અમારો.
ગુણ રૂપમાં નવ ખામી જરા છે,
વારી જાઉં એક એકથી ખરા છે. બલી ૨
શોધી વળયા કાંઇ ખોડ તમારી,
દીઠી હશે તમે કોઇ અમારી,
કરના સો ડરના નહિ દુનિઆમાં,
નીકળશો તમે ઘર ખૂણીયામાં. બલી ૩
લીલા પ્રભુની ન નજરે જે દેખી,
સંભારશો હવે તે સૌ પેખી,
સ્ત્રી તો ખરાં પણ છો મર્દ માણસ,
આભૂ વિષે ઉત્તમ પામ્યાં ચાનસ. બલી ૪
ઘણા દિવસનું કેદ ખાનું છુટયું,
ભોડું રોડું કર્યું માથું તે ફૂટયું.
નર નારી થઇ સંસારમાં રહેશો,
નાના પ્રકારના સુખ લાવ લેશો. બલી ૫
દુઃખ સાગર માંહેથી નીકળશો,
બોલ્યાં મુખે વેણ જે તે પળશો,
નવનિધરાય છે પ્રાણ અમારા,
રૂપવંતી? તે હવે થાશે તમારા. બલી ૬

દિલની વાતો હવે તમનેજ કહેશે,
બહાર બહારની મુજને કહી રહશે,
કપટી નથી તમે બે જણમાં કોઇ,
ન્યાળી ન્યાળી પ્રીત બાંધી છે સૌ જોઇ. બલી ૭
મારા સરીખું કોઇ કામ કહેશો,
રાત દિવસ ભલા ચેનમાં રહેશો,
મા બાપનું ઘર આખર મૂકવું,
નક્કી કર્યું જે તે નહિ ચૂકવું. બલી ૮
પાક દાનતથી જો ધાર્યું હશે તો,
ધાર્યું હશે મનનું જડશે તો,
ઇશ્વર વ્યાપી સઘળે રહ્યો છે,
જેવાં જે કર્મ તે વારે થયો છે. બલી ૯
થોડું કહ્યું ઘણું કરી કહું જાણો,
અમારા તરફની ફિકર ન આણો,
જીવતા સૂધી અમે છીએ તમારા,
અધિક છે નવનિધરાય તમારા. બલી ૧૦

(એટલે)

**રૂપવંતી**—આહ!! શું તમે એક નાના ખાબોચીયાને એક સરોવર બનાવી દીધું છે. તમારા સરખું મારાથી કંઇજ બન્યું નથી. વળી તમે તથા આ તમારા ભાઇ નવનિધરાય મારે ત્યાં જરા મેં ભણી સરખું કરવા બેઠયા નથી, અગાડી તમે બન્ને જણે જેને હું જરા લેખામાં નહિ તેને નહિ આપવાની ઉપમાઓ આપી છે અને હજુ સૂધી આપતા આવો છો. તમને બન્ને જણને મારા તરફથી ઘણું દુઃખ વેઠવું પડયું છે. તેમજ ભૂખ તરસ અને ઉપયોગી વખતને દૂર કરી મને ઘણીજ મદદ કરી છે. સઘળો ઠાઠ અણધાર્યો બની આવ્યો છે. ટુંકામાં જોકે હું આ દુનિઆમાં માણસ છું એ ખરૂં છે, પણ એક બો-

બલી બદામ કરતાં પણ નીચી તેને તમે બન્ને જણાઓએ મા૰ પર કૃપા કરીને જે જે વેહેમ દૂર કરાવ્યા તથા આ ચાલતા વખતને અનુસરી એક મ્હોટા અને સમજણ ભરેલા તેમજ વિચાર કરી સુખ પામવાને રસ્તો બતાવી એક અઘોર દુઃખ પૂરીની કેદથી દૂર કરવા મારે વાસ્તે યત્ન લીધો એ મને તમારો ઉપકાર વાળવો મુશ્કેલ છે. હું અબળા નારી જેનાથી કશું નીપજવું નથી. પ્રભુ તમારૂં સદા સારૂં કરે અને આ દુનિઆમાં દિર્ઘાયુષ રહો અને મારા જેવી દુખિઆરીનાં દુઃખ છોડવો ઇત્યાદિ ઇત્યાદિ. (એટલે પછી)

**નવનિધરાય**—(રૂપવંતીને) તમે મને કહ્યું હતું કે મૂળદેવને મારી રૂબરૂ કરજો અને મને તેઓ તમારા તરફથી જોઇતી મદદ કરે માટે આ ભાઇ મૂળદેવ છે તેને તમારે ફરીથી પૂછી લેવું હોય તો પૂછી લો અને પછી અમને અમારે મુકામે જવાની રજા આપો. વળી ફરીથી આ ભાઇ મૂળદેવ દેખતાં કહુંછું કે તમે મારી સાથે પુનર લગ્ન કરવાને બંધાઇ ચૂક્યાં છો, તેમ હું પણ તમારી સાથે તેમ કરવાને બંધાઇ ચૂક્યોછું માટે હવે તો અત્રેથી હું જઇશ. પ્રભુ આપણા ધારેલા વખતે ભેગાં કરશે ત્યારે, ત્યાર પેહેલાં તમે તમારે ઠેકાણે ને અમે અમારે ઠેકાણે ફકત આ ભાઇ મૂળદેવની મારફતે કાગળ પત્ર લખવાનો વેહેવાર રાખીશું. તેઓ તમને કોઇ કોઇ વખતે મળશે તથા તમને મારી ખબર પહોંચાડશે એટલુંજ નહિ પણ તમે મારે વિષે એઓને જે કાંઇ ફરમાવશો તે તુરત કરશે. (મૂળદેવ સામું ફરીને) કેમ ભાઇ મૂળદેવ? આ પ્રમાણે તમારે અમારા તરફની તસદી લેવી પડશે. કબૂલ થાઓછો? (એટલે)

**મૂળદેવ**—હું સઘળી વાતે કબૂલ છું. હવે આપણે રજા લેઇશું.

**નવનિધરાય**—હા. (પછી રૂપવંતીને) કેમ રૂપવંતી બાઇ રજા આપો છો.

**રૂપવંતી**—હાજી, રજાતો આપવાનીજ છે. હવે તમને હું વધારે આનાકાની કરૂં તેટલા સારૂં શું તમે મારી દયા જાણી રહી જવાના છો? મારાથી કંઇ તમને અણઘટતું વચન થયું હોય તો મને નાદાન જાણી માફ કરશો. (નવનિધરાય સામી આંખ મેળવીને) હવે તમે જશોજ કે?

**નવનિધરાય**—વિચાર કરો, ગયા વિના છૂટકો છે. વળી હું મારે રસ્તે થઇશ. તમારા આવતે રોજ મા બાપ આવશે જેથી તમે તેની ગડબડમાં પડશો ઇત્યાદિ. આપણા ધારેલા કામમાં ફતે થવાને શ્રી ઇશ્વરની બંદગી કરવી. હવે તમારે કંઇ કહેવું છે? જો જો કંઇ રહી જતું હોય તો સુખેથી કહો.

**રૂપવંતી**—નહિજી કંઇ નથી કહેવું પણ એક સહેજસ કહુંછું તે પોતાના ધ્યાનમાં ઉતરે તો તે કરશો.

**નવનિધરાય**—ફરમાવો.

**રૂપવંતી**—તમે તથા અમે જેને સારૂં આ બે ત્રણ દિવસ મેળાપ કરી જે વાત દોહન કરી છે તે જો તમે કોઇ બીજીજ રૂપમાં કોઇ વાર્તા રૂપે લખી મારા જેવી દુખિઆરી અને આપણા દેશના વેહેમી લોક જેના વાંચવામાં આવે અને તેથી જે કંઇ વિચાર થાય તેટલા સારૂં એક પુસ્તક રચી તથા તેને છપાવી બહાર પાડશો.

**નવનિધરાય**—ઠીક છે, અત્રેથી જઇને હું તે કામ આરંભવા માંડીશ અને તમારી અમારી વાત ચિત્તનું એક "સુંદર ચિત્તાકર્શક" પુસ્તક જરૂરજ બહાર પાડીશ. પછી જ્યારે આપણે આપણા કામમાં તરીપાર ઉતરીશું ત્યારે વળી તેને લગતું તેજ નામનું બીજું પુસ્તક રચીશું.

• **રૂપવંતી**—ફક્ત મારે એટલુંજ જાણવું જોઇએ છીએ કે એ પુસ્તકનું નામ તમે શું આપશો તથા તેમાં આપણાં બન્નેની

અને આપણી સાથે જેજે માણસ વાત કરવામાં સામેલ છે તે તેનાં નામ તમે લખશો અને લોકોના વાંચવામાં આવશે તો ખરેખર ફજેત થયા વિના રહીશું નહિ.

**નવનિધરાય**—તે વાતથી તમે બે ફિકર રહો. એટલી તો મને સમજ છે. પુસ્તક કર્તા કોઇ બીજોજ દાખલ થશે. એટલે આપણને કંઇજ હરકત નથી. ઘણું કરીને એ પુસ્તક આપણા કામથી ફતે થયા બાદ છપાશે.

**રૂપવંતી**—(મલકતે મુખે) હવે તો મને બરાબર ગળે ઉતર્યું. હવે તમે અત્રેથી તમારા ઘર તરફ સારા કામે સીધારશો તેની ના નહિ તમે મને વારે ઘડીએ યાદ આવશો. અને મને કંઇ કામ ધંધો સૂજશે નહિ તેટલા સારૂ મને કોઇ યાદ ગારી આપતા જાઓ તો મ્હોટી મેહેરબાની વળી કહું છું કે,—

## ભુજંગ પ્રયાત.

અરે પ્રાણ પ્યારા સદા રહો નિરોગી.
અરે પ્રાણ પ્યારા રહો સુખ ભોગી,
તમે કંઠ મારા તણા હાર પ્યારા,
સદાકાળ આવાર છો નાથ મારા. ૧

કહ્યું જે મુખે પાળવું વેણ સાચૂં,
નહિ તેહમાં છે જરા કાંઇ કાચૂં.
નહિ લેશ વંકે કદી દીન દારા,
સદા કાળ આવાર છો નાથ મારા. ૨

સુધા મૃત પ્યાલો તમે આજ પાયો,
ખરે મેં નથી કોઇને લેશ વાયો.
વિચારી વધ્યાં સર્વ મંના ઉછાળા,
સદાકાળ આવાર છો નાથ મારા. ૩

અબોલ્યું કદી જો વદીશ્કું તમોને,
તમે તે કરો માફ જાણી અમોને,
દયા જાણશો મારી ઓ પ્રાણ પ્યારા,
સદા કાળ આધાર છો નાથ મારા. ૪

(એટલે)

**નવનિધરાય**—(પોતાના ખીસ્સામાંથી કાઢીને) લો આ આપુંછું તે સાચવી રાખજો અને તે તમે કદી કોઇના હાથમાં આપતાં માં ફક્ત તમારી પાસે તમારી ખાનગી પેટી પેટારા ઇયા હરકોઇ જગોએ સંભાળીને મૂકજો. (ત્યારે)

**રૂપવંતી**—(નવનિધરાયે આપેલી વસ્તુપર કાગળ લપેટેલા તે ઉકેલી તે પર ખૂબ નિહાળીને) વાહ! સાહેબ આતો સાક્ષાત પોતેજ છો ને શું? મારૂં તો કામ થઇ ગયું. વળી હું એને સંભાળીને રાખીશ.

**નવનિધરાય**—એ છબી (ફોટોગ્રાફ) છે હવે અમે જઇએ છીએ. નંદકોરની સાથે કજીઓ કરશો નહિ. ફુરસદે સારી સારી ચોપડીઓ વાંચવી તથા ભરત ભરવામાં કે ઘરનાં ધંધામાં જીવ રાખવો. આ મારી શીખામણ ખૂબ ધ્યાન રાખી ને સાંભળજો અને તેજ પ્રમાણે વર્તજો. હુ મારે મુકામે પહોંચીશ કે તુરત એક મૂળદેવને પત્ર લખીશ તે તમને જણાવશે.

**રૂપવંતી**—વારૂ જી વારૂ. (એમ કહેતામાં રૂપવંતી આંખમાં આંસું લાવે છે ને બન્ને જણાઓને) મેહેરબાની રાખજો ને વહેલા વહેલા મળજો.

**નવનિધરાય**—(રૂપવંતીના સામું જોઇને) તથા સ્તુ. (એટલે મૂળદેવ તથા નવનિધરાય મેડીએથી ઉતરે છે પાછળ રૂપવંતી દલગીરનાં આંસુ પાડતી ઉતરેછે. રૂપવંતી બારણું ખોલેછે અને બન્ને જણાઓને વળાવે છે, તેઓ બન્ને જણા જાય છે. પછાડી

રૂપવંતી ગાભરી થઇ થોડોક વાર બારણું ઝાલીને ડમકલેમેર રૂએછે, પાંચેક મિનિટ પછી મનને શાન્ત કરી બારણે આગળો દેઇ બારણું બંધ કરી બડબડતી જંખાણા મેર એક સાદડીના આસન ઉપર સૂઇ જાયછે.)



# પ્રકરણ ૧૯ મું.

**સ્થલ**—મૂળદેવનું ઘર તેમાં મૂળદેવની ખાનગી મેડી.

**નવનિધરાય** તથા **મૂળદેવ,** ને લખુ સિપઇનો સંવાદ

(સૂતા પછી)

**મૂળદેવ**—(નવનિધરાયને) ભાઇ તમારૂં તો કામજ થઇ ગયું તમને એક દેવની અપછરા સરખી ગુણરૂપ ભરેલી સ્ત્રી મળી. સ્ત્રી મળી, એટલુંજ નહિં પણ પોતાના મનગમતી ચીજ મળી સદા ઇશ્વર તમને બંન્ને આ પૃથ્વી પર અખંડ રાખે.

**નવનિધરાય**—સઘળો પ્રતાપ પ્રભુનો અને તમારો છે. તમને મારા તરફની ઘણી તસદી વેઠવી પડી છે, ક્ષમા કરજો.

**મૂળદેવ**—એમાં કેની તસદી લેવી છે સૌ સારૂં થશે પણ હવે તમારે સવારે નકીજ જવું છે? શું આવતો રોજ નહિ રહી જાઓ?

**નવનિધરાય**—નાજી તેમ કેમજ થાય મારાં માત પિતા વાટ જુએ ને વખતે તેમાંથી કોઇ પાછું ફરે. વળી તમે તેની સાથે બંધાઈ ચૂક્યા છો.

**મૂળદેવ**—ઠીક ત્યારે આપણે સૂઇ જઓ.

**નવનિધરાય**—હાજી. (એટલે બન્ને જણા નિદ્રાવશ થાય, છે, સવારના ચાર વાગ્યાનો ઘંટ સાંભળીને) ભાઇ મૂળદેવ જલદી

ઉઠો; ચાર વાગી ગયા માટે હવે કૂચ કરવી જોઈએ ને ત્યાં સાત સાડાસાત વાગતાં મારા મા બાપ ભેગાં થવું જોઇએ. (પછી)

**મૂળદેવ**—(આંખો ચોળતા ઉઠીને) ઠીક ચાલો. દાતણ પાણી કરી લેઇએ. (દાતણ પાણી કરી રહ્યા બાદ) હું વરતનીઆને નીચે વરધી આપી આવું કે તમે નીચે ઉતરો કે તે તમારી પોટલી લેઇ તમે જ્યાં જવાના છો ત્યાં મૂકી આવે.

**નવનિધરાય**—ઠીક ભાઇ. (એટલે મૂળદેવ નીચે જઇ લખુ નામના વરતનીઆને નવનિધરાય સાથે જવાને તૈયાર કરે છે, તૈયાર કરાવી)

**મૂળદેવ**—(મેડીપર આવીને) હવે તમારી વારે વારછે. મારી મરજી એવી છે કે નાસતો પાણી કર્યા સિવાય જવું એ સારૂં નહિ પછી તમારી મરજી.

**નવનિધરાય**—ભાઇ તમે ઘણી તસદી લીધી છે, નાસ્તો પાણી કરવાનો વખત નથી.

**મૂળદેવ**—તમારી જેવી ઇચ્છા.

**નવનિધરાય**—ચાલો હવે નીચે જઇએ.

**મૂળદેવ**—હા ચાલો. (એટલે બન્ને જણા નીચે ઉતરે છે, પાંચ વાગ્યાના સુમારમાં ચઢતે પોહોરે નવનિધરાયને પેલા વરતનીઓ આપી મૂળદેવ તેઓને વળાવે છે, થોડેક ગયા પછી રસ્તામાં)

**નવનિધરાય**—મૂળદેવને ભાઇ મેહેરબાની રાખો છો તેથી વિશેષ રાખશો અને બોલ્યું ચાલ્યું માફ કરશો.

**મૂળદેવ**—વાહ! તમને એટલું બધું કેહેવું ઘટતું નથી; (વરતનીઆ સામું જોઇને) અલ્યા લખા? (એટલે)

• **લખો**—હાં બાપા.

**મૂળદેવ**—તું સાંભળે છે કે?

**લખો**—હાજી કહોને, મને શું કહો છો.

**મૂળદેવ**—તું આ સેઠને જ્યાં એ કહે તે ગામ બરાબર પહોંચાડી આવજે અને પાછો તુરત ફરજે.

**લખો**—વારૂ બાપા.

**મૂળદેવ**—તું આ ગાંસડી લે અને તારી બાંધે લપેટ (એટલે લખો તે પોટલી મૂળદેવ પાસેથી લેછે ને પછી)

**નવનિધરાય**—મૂળદેવને ભાઇ હવે હું રજા લઉં છું. તમે ત્યાં કોઇ કોઇ વખત ફેરો ખાઇ આવજો અને મને તેની તરફના સમાચાર લખજો બાદ હું જે પ્રમાણે લખું તે તેના ઉત્તર તુરત આપવાને તસદી લેશો.

**મૂળદેવ**—ઘણું સારૂ. (એટલે નવનિધરાય તથા મૂળદેવ સેકહંડ કરેછે અને નવનિધરાય તથા પેલા લખુ સિપાઇ તેઓને રસ્તે પડે છે, થોડોક વાર થયા પછી મૂળદેવ પોતાના ઘર તરફ વળે છે.)



**ભાગ ૧ પેહેલો.**

**સમાપ્ત.**